પ્રકાશક
કમુબહેન પુ૦ છો૦ પટેલ
વ્યવસ્થાપક, પરિવાર પ્રકાશન સહકારી મંદિર લિ૦
અમદાવાદ-૧૩

મુદ્રક
('વર્લ્ડ ક્લાસિક મ્યૂઝિયમે ' ગોઠવેલાં બીબાં ઉપરથી)
જીવણજી ડાહ્યાભાઈ દેસાઈ
નવજીવન મુદ્રણાલય, અમદાવાદ-૧૪



પ્રત ૧,૦૦૦

મુખ્ય વિક્રેતા
વર્લ્ડ ક્લાસિક મ્યૂઝિયમ
હિમાવન, અમદાવાદ-૭

કિં. ૫.૦૦ એપ્રિલ, ૧૯૬૭

# પ્રકાશકનું નિવેદન

શ્રી મગનભાઈ દેસાઈ સંપાદિત 'શ્રીકૃષ્ણાર્જુનસંવાદ અથવા બુદ્ધિયોગ'-નું પ્રથમ પુસ્તક [ગીતાના અ૦ ૧ અને ૨] પરિવાર સંસ્થા તરફથી પ્રસિદ્ધ કરતા આનંદ અને ગર્વનો અનુભવ થાય છે

શ્રી મગનભાઈ દેસાઈ ઘણા સમય પહેલેથી ગીતાનું પયપાન કરતા આવ્યા છે એ વિષે તેમના વર્ષોના સાથી શ્રી ગોપાળદાસ તેમના આમુખમા જણાવે છે તાજેતરમા ૧૯૫૬ પછી કોચરબ આશ્રમની ગીતા જયંતી-વ્યાખ્યાનમાળા દ્વારા ઘણા ગીતા પ્રેમીઓને એમના ઊંડા અને વ્યવહારુ રહસ્યગામી અભ્યાસનો પરિચય મળ્યો છે ત્યાર બાદ તેમના 'સત્યાગ્રહ' સાપ્તાહિકમા પ્રગટ થવા લાગેલી ગીતાના સ્વાધ્યાયની લેખમાળાએ ઘણા અભ્યાસીઓને આકર્ષ્યા છે, તેઓ એ લેખમાળા પુસ્તક રૂપે બનતી ત્વરાએ પ્રસિદ્ધ થાય એવો પ્રેમપૂર્વક આગ્રહ કરતા આવ્યા છે આ પુસ્તક તેના ફળરૂપે છે 'સત્યાગ્રહ'મા તા ૨૮ ૧૧ '૬૪થી તા ૧૩ ૧૧ '૬૫ સુધીમા તેનાં જે પ્રકરણો હપતે હપતે બહાર પડ્યા, તેમને ગ્રંથ રૂપે સઘરવા સપાદિત કરી આપવા બદલ અમે તેમના આભારી છીએ તેનું (અ૦ ૧, ૨ નું) આ પ્રથમ પુસ્તક છે

ગીતાનું મૂળ પ્રયોજન, જીવનમા ઓચિંતા ઉદ્વેગ અને વિષાદમા ફસાઈ જઈ અક્રિય બનેલા અર્જુનને સાત્વન આપી પાછો સ્વ જીવન ધર્મમા પ્રવૃત્ત કરવો – એ છે

તે અર્થે શ્રીકૃષ્ણે કહ્યુ, 'તું તારી જાત ભૂલ્યો છે, 'તુ આત્મા છે, દેહ નથી —આ અજ્ઞાનથી તને દુ ખ શોક વિષાદનો ઉપદ્રવ મૂળે જોતા, છે તેથી તારે આત્મજ્ઞાન પ્રાપ્ત કરીને સ્વધર્મમાં બુદ્ધિ સ્થિત કરવી જોઈએ આમ કરવાને માટે યોગ છે તે તને કહુ તે સાંભળ '

અને એમ જણાવીને તેને બુદ્ધિયોગ કહ્યો એમાં મહાકવિ વ્યાસે, – પહેલી વસ્તુ, પ્રથમ અ૦ માં 'વિષાદયોગ' નામે ને બીજી વસ્તુ બીજા અ૦ માં સાંખ્યયોગ નામે આત્મબુદ્ધિયોગ ' રૂપે કહી

આમ મુખ્ય વાત બે અ૦માં સૂત્ર રૂપે પૂરી થઈ. પછી, લોક ઉપર કરુણાથી, મહાકવિ વ્યાસે તેનાં પ્રમુખ તત્ત્વબિંદુઓ કે તત્ત્વાર્થો સ્પષ્ટ કરવા, બાકીના ૧૬ અ૦ મા વાત આગળ બહલાવીને નિરૂપી, જેથી મૂળ સૂત્રાત્મક અ૦ ૨ ની વસ્તુ સુચારુ રીતે વિશદ થઈ અને એ તેમણે ત્રીજા અધ્યાયથી માંડીને અર્જુનના પરિપ્રશ્નથી શરૂ કરીને કર્યું છે

આમ પ્રથમ બે અધ્યાયમા અર્જુનના વિષાદના નિવારણને માટેનો શ્રીકૃષ્ણનો ખાસ જે ઉપદેશ છે તે આવી જતો હોવાથી, આ લાંબી અને ચાલુ લેખમાળાનો એટલો ભાગ પ્રથમ પુસ્તક રૂપે આપ્યો છે, જેથી હપ્તાવાર ચાલતું આ વિવેચન અભ્યાસીઓને પુસ્તક રૂપે સાથે મળી શકે આ હવે આગળના પુસ્તકો તૈયાર થતા જશે તેમ બહાર પાડતા જવાની ધારણા છે

ગીતા ઉપર અનેક વિવરણો – ભાષ્યો – ટીકાઓ – લખાના જ આવ્યાં છે, અને લખાતાં રહેશે અને એ બધામા ભિન્ન ભિન્ન અભિપ્રાય જોઈ સામાન્ય વાચકની બુદ્ધિ કેટલીક વાર વ્યવસ્થિત થવાને બદલે "વિપ્રતિપન્ન" જેવી પણ થાય પણ ગીતા પોતે તો એવો દાવો કરે છે ( ૯-૩૨ ) કે, મારો આધાર લઈને સ્ત્રીઓ, વૈશ્યો, તથા શૂદ્રો પણ પરમ ગતિને પામી શકે, એવી સરળ સાદી વાત એમા કહી છે તો પછી ગીતાજીનો અર્થ કરવાની બાબતમા આ બધો ઝઘડો શાનો કે શાથી જાગે છે ?

આ પ્રશ્નની છણાવટ શ્રી ગોપાળદાસ પટેલે તેમની પ્રસ્તાવનામા કરી છે, એ તરફ ગીતાપ્રેમીઓનુ ધ્યાન ખેંચીએ છીએ અત્યાર અગાઉ બહાર પડેલા (ઉપનિષદો ઇ૦ના) શ્રી મગનભાઈના સ્વાધ્યાય ગ્રંથોની પ્રસ્તાવના, સામાન્ય રીતે તે લખતા આવ્યા છે, તેમ જ આને માટે પણ તેમણે લખી આપી છે, તે બદલ આભારી છીએ

એ પ્રસ્તાવનાથી, ગીતા વિષેના આ પુસ્તકની વિશેષતા શી છે, તે વાચકને જાણવા મળશે, એમ માનીએ છીએ શ્રી ગોપાળદાસ પોતેય ગીતાના એક જૂના અભ્યાસી છે, તે તરીકે એ કહે છે તે આમેય પણ મહત્ત્વનું વક્તવ્ય ગણાય.

"ગીતાનું પ્રસ્થાન" પુસ્તક પ્રસિદ્ધ કરતી વખતે અમે આશા રાખેલી કે, શ્રી મગનભાઈ દ્વારા 'ગીતાનો પ્રબંધ' અને "શ્રીકૃષ્ણાર્જુનસવાદ"નો સ્વાધ્યાય પ્રસિદ્ધ કરવાનું સદ્ભાગ્ય 'પરિવાર પ્રકાશન'ને મળશે, તે ફળીભૂત થયેથી આનદ થાય છે

પુસ્તકને અંતે ગીતાના આ બે અધ્યાયનો મૂળ સંસ્કૃત પાઠ પણ આપ્યો છે, તે અભ્યાસી વાચકને ઉપયોગી નીવડશે તે અંગે પણ એક બાબત નોંધવી જોઈએ વાચક જોશે કે, સસ્કૃત પાઠાંતરો પણ કેટલેક સ્થળે નોંધવામાં આવ્યાં છે આ પાઠાંતરો શ્રી ગોપાળદાસ અને શ્રી મગનભાઈએ મળીને, વિચારી લઈને સઘર્યાં છે તે માટે તેમણે પૂનાના ભાંડારકર રિસર્ચ ઇન્સ્ટિટ્યૂટના 'મહાભારત'નો ગીતા પાઠ ઉપયોગમા લીધો છે પાઠાંતરો અર્થદૃષ્ટિએ જોવા જેવા લાગ્યા તે જ પસદ કરીને આપ્યા છે તેમ જ કુલ ૭૦૦ શ્લોક ઉપરાંત વધુ શ્લોકો મળે છે, તે પણ ટીપમા નોંધ્યા છે જે ગીતાપાઠ સામાન્ય રૂપે રૂઢ લોકગત બન્યો છે, તે નાનવીને આ કામ થયું છે

આ પુસ્તકના પ્રાસ્તાવિક પુરોગામી જેવા બે પુસ્તકો 'ગીતાનું પ્રસ્થાન' અને 'ગીતાનો પ્રબધ' એમની યાદ અહીં આપવા જેવી છે આ 'સવાદ' તેના અનુસધાનમા પ્રસિદ્ધ થાય છે અને આ હવે ગીતાનો આગળનો સ્વાધ્યાય ક્રમવાર 'સત્યાગ્રહ' પત્રમા નિયમિત આગળ ચાલે છે, એ સૌને ખબર હશે, એમ માનીએ છીએ

છેવટે આ સુદર પુસ્તકને સુઘડ રીતે તૈયાર કરવાનું સ્વીકારનાર નવજીવન ટ્રસ્ટ તથા તેમા મદદ કરનાર વર્ડ કલાસિક મ્યૂઝિયમના કાર્યકર્તાઓ અને કલાકારોનો હાર્દિક આભાર માનીએ છીએ

૭ ૧૨ '૬૬

# અનુક્રમણિકા

**ગીતાનો મૂળ પાઠ**

# ગીતાનું અનુષ્ઠાન

૧

શ્રી મગનભાઈનાં કેટલાંક તાત્ત્વિક પુસ્તકોની શરૂઆતમાં કેટલીક બહિરંગ ફુટકળ વાતો ભેગી કરીને જોડવાનું કાર્ય કરી આપવાનું બહુમાન મને વારંવાર બક્ષવામાં આવ્યું છે, તેથી હું મારી જાતને ધન્ય થયેલી માનતો હતો.

પરંતુ ગીતાજી વિષેનું તેમનું પુસ્તક જ્યારે લખાવા લાગ્યું, ત્યારે સત્ય જેટલી તેની સરળતાથી અને સત્ય જેટલી તેની અગાધતાથી ચોંકીને મેં મન સાથે નક્કી કરી લીધું હતું કે, એની શરૂઆતમાં એવું કંઈ લખી આપવાનું થાય, તો તે લખવાની ધૃષ્ટતા હું હરગિજ નહિ કરું.

છતાં, એ બહુમાન નસીબે મળ્યું જ છે, ત્યારે મારા મનમાં શ્રી મગનભાઈના વિવરણથી જે વિચાર ક્રાંતિ મચી ગઈ છે, તેમાં અનુષ્ઠાનમાં જે સંવાદિત્વ લાગ્યું છે તે વાચકને કહી દઉં, તો તે બદલ કશી ક્ષમા માગવાની જરૂર નથી.

૨

ગીતા વિષે બહિરંગ એવું ફુટકળ બહુ લખી શકાય — જેમ કે કેટલી ભાષાઓમાં તેનો અનુવાદ થયો છે, તેની ટીકાઓ અને તેના વિવરણભાષ્યો કેટલાં છે, તેની છપાયેલી પ્રતોની સંખ્યા, અને એમ દુનિયામાં સૌથી વધુ છપાયેલાં પુસ્તકોમાં તેનો નંબર ક્યો આવે, ઇ૦

પરંતુ ગીતા માટે એ ચીજનું ગૌરવ માનવાથી કોઈનું કશું શ્રેય સધે નહિ. કારણ કે ગીતાની ભારોભાર પ્રશંસા કરવા છતાં, એક વાત નક્કી છે કે, તેના મોંમાં જેટલા દાગ દેવામાં આવ્યા છે, તેટલા કદાચ બીજા કોઈ પુસ્તકને ભાગે નહિ આવ્યા હોય! ભારતના પ્રાચીન વિદ્વાન

ધનને મૂર્તિમંત કરતી મનાતી પ્રસ્થાનત્રયીમાના એક ગ્રથ તરીકે તેને સ્વીકારીને ઉપનિષદો અને બ્રહ્મસૂત્રોની સાથે તેને સ્થાન અપાયુ, પણ તરત જ એ પ્રસ્થાનત્રયીના ભાષ્યકારોના હાથે ગીતાના મોમા ડૂચા વાગવાનું પણ શરૂ થયું' દાખલા, શકરાચાર્યજીનું ગીતા ઉપરનું ભાષ્ય જુઓ કોઈ પણ બહુમાન્ય પુસ્તકને સ્વીકારીને તેની સાથે ચાલતા હોવાનો દેખાવ કરવા માટે જ એ પુસ્તકના પગ શી રીતે ભાગી નાખી શકાય, તેનો ઉત્તમ નમૂનો એમા જોવા મળે, એમ તે અગે મને લાગ્યુ છે અને ત્યાર પછી પણ ગીતાના મો ઉપર દાટા દેવાવાનુ તો ચાલુ જ છે દરેક જણ ગીતાના આચાર્ય શ્રીકૃષ્ણના મોમા પોતાના જ વાકયો, અર્થો અને વિવરણો મૂકવાનુ જાણે ટાળી જ શકતો નથી

અને છેવ્લે આવ્યા ગાંધીજી!

પરતુ તે તો સાચી વાત કહી દેનારા નીડર માણસ, એટલે તેમણે ગીતાની પશ્ચાદભૂમિકા રૂપી કૌરવ પાડવ ઇતિહાસ જ નકાર્યો, તેને તેમણે 'ઐતિહાસિક' નહીં, પણ 'પ્રત્યેક મનુષ્યના હૃદયની અદર નિરતર ચાલતા દ્વદ્વયુદ્ધનુ જ વર્ણન' માન્યુ 'સ્થિતપ્રજ્ઞને ઐહિક યુદ્ધની સાથે સબધ ન હોય' એમ તેમણે સિદ્ધાતના વજનથી પ્રતિપાદન કર્યું, તથા પોતે કરેલા અનુવાદ અગે બીજો કશો ભ્રમ ઊભો ન થાય તે માટ ભાર પૂર્વક જણાવ્યુ કે, "'અનાસક્તિયોગ' એ ગીતાનો પ્રામાણિક તરજૂમો છે ખરો, છતા એની અદર આપણ આશ્રમવાસીઓનું જીવનદર્શન આવી જાય છે, એટલે કાળે કરીને ગીતાના અનુવાદ તરીકે નહિ પણ સ્વતત્ર નિદાનગ્રથ તરીકે આ પુસ્તક વપરાશે"

અર્થાત્, ગાધીજીને પોતાને જે જીવનદર્શન માન્ય હતુ, તેને રજૂ કરતા લાગતા શાસ્ત્રગ્રથ તરીકે અપનાવીને તેમણે ગીતાને સેવી છે—રજૂ કરી છે

પરતુ આ જ સ્થિતિ બધા જ ભાષ્યકારો અને વિવરણકારોની નથી? ગીતાને જીવનદર્શનના પ્રામાણિક પુસ્તક તરીકે લોકપ્રિયતાનું

બહુમાન મળ્યું તેની સાથે જ દરેક જણ પોતાનું અભિમત દર્શન તેની કસોટીએ ચડાવવા નીકળી પડ્યું અને ગીતા પોતે સંસ્કૃત ભાષા અને કાવ્યકળાની એવી અત્યુત્તમ કૃતિ છે તથા તેનું અર્થગાંભીર્ય અને શબ્દ ચાતુર્ય એવું છે કે, દરેકને ઠીક લાગતું સત્ય છૂટક છૂટક આખા ગ્રંથમાં થઈને બતાવવું કે એવું અશક્ય ન થાય

૩

શંકરાચાર્ય જેવાઓ તો અમુક શ્લોકોના વિષયને અમુક કે તમુક કોટીના સાધક અંગેનો ગણાવીને જ ગીતાનું મો 'સીધું' કરતા, પરંતુ શ્રી રાજગોપાલાચારી કે કાકાસાહેબ કાલેલકર જેવા આધુનિકો તો એવાય આવ્યા, કે જેઓએ પોતાને ન ગમતા કે ખટકતા અમુક શ્લોકોની છેર ફેર જ નહિ — છેક જ ઉરાડીને અમુક જાતનું જીવનદર્શન — અરે, જીવનોપદેશ — રજૂ કરતી ખંડિત વસ્તુ જ 'ગીતા' નામે ઊભી કરી લીધી!

૪

શ્રી મગનભાઈ આ બધી વસ્તુસ્થિતિનો કંઈક હળવો — શિષ્ટ લાગે તેવો ખુલાસો આ ભાષામાં આપે —

"ગીતાના પ્રબંધને સરળ સરખો સમજવામાં આવું બધું ગૂંચવે, અને અર્જુનની પેઠે આપણને પણ થયા જ કરે કે, 'જે તે કાંઈ એક નક્કી કરીને કહો ને!'

' આ ગૂંચવણ કે મૂંઝવણ, જીવનની શ્રેયસાધના અંગે, અમુક રીતે જોઈએ તો, — અનિવાર્ય છે એ જીવનની જ મૂળ ગૂંચનું ચિહ્ન છે ખામુખા કોઈ એવી ગૂંચ નાંખે છે કે નાહક તે આવી પડે છે, એવું નથી શ્રેયસાધનાની અંદર જીવાત્માના પોતાના જ અંતઃકરણમાં જે મુસીબતો ભરેલી છે, તેનો જ એ આવિષ્કાર છે, એમ છેવટે જઈને જોઈએ તો લાગશે એટલે કોઈ એવો દાવો ભાગ્યે કરી શકે, અને જો કરે તો ભાગ્યે ચાલે કે, 'આ અર્થ નક્કી છે અને તે લો' ગીતામાંના પણ જેનો જેવો ભાવ, તેને તેવો જવાબ

આપે છે. તેથી, મહાન ઊંડાં જીવન-સત્યો નિરૂપતા ગ્રંથોને નસીબે આવું બન્યા જ કરવાનું... ...એટલે, આપણા સામાન્ય માણસોનો પ્રયત્ન, એ બધામાં જે સાર સમજાય તે પકડીને, — પોતાનો, — એટલે પોતાને જીવનમાં માર્ગદર્શક અને શ્રદ્ધાપાત્ર લાગે એવો, — અર્થ ઘટાવતા જવાનો હોવો જોઈએ. છેવટે તો, આપણને જીવનની સાધનામાં પ્રામાણિકપણે ચાલતાં, તે અર્થે જે જેવું સમજાય, તેવું તેને તે તે કામે અને પ્રસંગે અમલમાં મૂકતાં, એમાં રહેલી સત્યનિષ્ઠાને જ જોરે, જે માર્ગ દેખાતો થાય ને અનુભવે તેની સચ્ચાઈની પ્રતીતિ પડે, — તે જ વસ્તુ આપણે માટે કામની તથા મુબારક છે, અને તાત્પૂરતી સાચી પણ છે." [ 'ગીતાનો પ્રબંધ,' પૃ૦ ૫૨ ]

પરંતુ, હું આ કહુ છું તેમા આટલે સુધી આવતાં, વાચકનું મન કદાચ સળવળે તો તેને લાગશે કે, આ રીતનું મંડાણ શા માટે થતુ હશે? કદાચ તેને પ્રસ્તાવના લેખકના હેતુ વિષે કંઈક શકા જેવું લાગવા માંડશે પ્રથમ તો તે એમ પૂછવા માગે કે, અત્યાર સુધી ગીતાને મોએ ડૂચા વાગતા આવ્યા છે, તો હવે એ ડૂચા કાઢી આપે એવો કોઈ અવતર્યો છે જનમ્યો છે શુ? અથવા સીધી જ વાત કરો ને કે, તમે જેની પ્રસ્તાવના લખવા બેઠા છો, તે શ્રી. મગનભાઈનું પુસ્તક ગીતાના મોંમાં નવો ડૂચો મારવાને બદલે તેનું સાચું તાત્પર્ય વધુ કે પૂરું વિશદ કરે છે, એવો દાવો તમે કરવા માગો છો કે શું?

આવા સીધા પ્રશ્નનો કશો એકાંતિક જવાબ આપવાનો હોય નહીં. વાચક પોતે પોતાનો જવાબ વિચારી શકે છે

ગીતાના મોંમાં અત્યાર સુધી ડૂચા વાગતા રહ્યા છે એમ એકાંતિક રીતે કહેવું, એનો અર્થ એમ પણ થાય કે, અત્યાર સુધી ગીતાનું તાત્પર્ય કોઈને સમજાયું નથી, એટલે કે, કશા ઉપયોગનુ નીવડયું નથી. તો પછી એવા પુસ્તકની આટલી બધી લોકમાન્યતા એ ન સમજાય તેવી વસ્તુ ન બની જાય?

પણ ગીતા સૈકાઓથી – જમાનાઓથી બહુજન માન્ય અને શિષ્ટ માન્ય પુસ્તક રહ્યું છે, એ તો હકીકત છે અને સંસ્કૃત ભાષામાં લખાયેલું પુસ્તક, અને તેય વ્યાસ જેવા લોકસાહિત્યકારે લખેલું પુસ્તક કોઈને જરાય ન સમજાય તેવું બન્યું હોય એમ પણ કહેવાય નહિ

પરંતુ એ પ્રશ્નની ચર્ચાને બીજી એક ચર્ચા સાથે સરખાવીએ તો કંઈક વિશેષ સ્પષ્ટતા થશે ઈશ્વરના અસ્તિત્વ વિષે દાર્શનિક ગ્રંથોમાં અને પંડિત ફિલસૂફોમાં ખંડન મંડન કે ચર્ચા વિવાદ ચાલ્યાં જ કરે છે પરંતુ તર્કબુદ્ધિથી એ પ્રશ્નનો છેવટનો ઉકેલ લાવી શકાય જ નહિ એમ શ્રીશંકરાચાર્યજી જ તર્કાપ્રતિષ્ઠાનાત્ એ બ્રહ્મસૂત્રના ભાષ્યમાં વિગતે સ્થાપિત કરે છે અને છતાં ઈશ્વર તત્ત્વ એવું હાજરાહજૂર અને અંતરંગ છે કે, અસંખ્ય અભણ કહેવાય તેવા લોકો એ ભાવનાના આધારે લઈને તરી ગયા છે અને, ગીતામાં (૧૦,૧૦) જણાવ્યું છે તેમ – સતત ભાવપૂર્વક તેને ભજીને તેની પાસેથી બુદ્ધિયોગ પણ લાધ્યા છે, જેને લઈને તેઓ પરમાત્માનું સત્યસ્વરૂપ પામી શક્યા છે!

ગીતા વિષે પણ તેવું જ છે ગીતા જીવનને સર્વાંગભાવે સ્પર્શીને એવી રીતે નિરૂપણ કરે છે કે તેમાંથી કોઈ પણ એકાદ ભાવને પ્રમાણીને આગળ વધતો ભક્ત સાધક છેવટે પરમાત્માને 'યાવાન્ યશ્ચાસ્મિ તત્ત્વત' એમ તત્ત્વત જાણી લઈ કે પામી શકે છે! અને છતાં ગીતાના જીવનદર્શન વિષે કે સિદ્ધાંત વિષે ચર્ચાઓ ટીકાઓ ચાલ્યા જ કરે છે! દરેક નવો જમાનો પોતાની મતિ ગતિ પ્રમાણે ગીતાનું નવેસર નિરૂપણ કરવાનો અને પોતાના તાત્કાલિક પ્રશ્નોનો ઉકેલ તેમાં શોધવાનો તેમ જ દરેક નવો અભ્યાસી કે ભાષ્યકાર પણ પોતાની ગતિ મતિ પ્રમાણે તેનો નવેસર અર્થ કરવાનો

એટલે એ ન્યાયે ચાલીને, શ્રી મગનભાઈનું આ વિવરણ આપણા જમાના માટે – વિશેષે આપણે માટે – વધુ અનુકૂળ

અથને પડતો મૂકીને જ વાત કરી વલ્લભાચાર્યે તો ગીતા, ઉપનિષદ, બ્રહ્મસૂત્ર કરતા પણ વધુ મહત્ત્વ શ્રીમદ્‌ભાગવતને ('સમાધિભાષા' કહીને) આપી દીધુ અને એ રીતે ગીતાનો છુટકારો કર્યો અથવા પોતાની જાતને ગીતાના પંજામાંથી છોડાવી

ગીતાના અભ્યાસની વિશિષ્ટતા જુદી એક રીતે પણ વિચારી જવી આવશ્યક છે ગીતાને સમગ્ર જીવનદર્શન રજૂ કરનાર સપૂર્ણ ગ્રંથની પેઠે સ્વીકારીને (જે અર્થમા વૈષ્ણવો શ્રીકૃષ્ણને 'પૂર્ણ અવતાર' કહે છે તેને મળતા અર્થમાં, સંપૂર્ણ ગ્રથ તરીકે સ્વીકારીને) તેને સેવવો કે ઉપાસવો એ વસ્તુ જુદી જ છે ઉપનિષદોના સિદ્ધાંતોને દર્શનબદ્ધ કરતા બ્રહ્મસૂત્ર કરતાં, તેમના દૂધને દોહીને નવનીતરૂપે તારવનાર ગોવાળ શ્રીકૃષ્ણની ગીતાએ ભારતીય વિચારસૃષ્ટિમા વિશેષ ભાગ મુકાવ્યો હોય એમ જણાય છે ઉપનિષદોનુ યુગો જૂનું રહસ્ય નવા યુગ પરત્વે નવેસર વિચારી આપવાનુ જે અવતારકૃત્ય શ્રીકૃષ્ણે કર્યું, તેને કારણે જ યથાર્થપણે ભારતીય મનોભૂમિમાં શ્રીકૃષ્ણને અને તેમની ગીતાને અનોખું સ્થાન મળ્યુ હશે, એમ કલ્પી શકાય

આચાર્યોના જમાનામાં ગીતાની સાથે બ્રહ્મસૂત્ર અને ઉપનિષદોને પણ સુસંગત રીતે રજૂ કરી આપવા પડતાં, અને તેમને મન પોતાના જીવનદર્શનનો મુખ્ય કે એકમાત્ર આધાર ગીતા ન હતી તેઓના હાથમા તો પોતાના સિદ્ધાતને સમર્થન આપનાર અનેક ગ્રંથોમાથી ગીતા એક હતી પોતાની વસ્તુને ગીતા કેટલે અશે પ્રમાણે છે, એટલું જ તે આચાર્યો જોવા માગતા હતા

શ્રી મગનભાઈ કોઈ આચાર્ય તરીકે ગીતાજીની પાસે નથી જતા, પરતુ એક જિજ્ઞાસુ જેમ કોઈ સદગુરુની પાસે જાય, અને "शाधि मा त्वा प्रपन्नम्" કે 'न हि प्रपश्यामि ममापनुद्याद् यच्छोकम् उच्छोषणम् इन्द्रियाणाम्" કહીને ઊભો રહે, અને તે જે ઉત્તર આપે તે સાચો હશે — માત્ર તેને યથાર્થ રીતે સમજવો અને આચરવો જોઈએ — એમ માને, તેની પેઠે તે ગીતાજી પાસે જાય છે જીવનસત્ય નિરૂપતા બીજા

ગ્રંથો છે જ નહિ, એમ તે ન કહે: યોગસૂત્ર કે 'મુંડક', 'માંડૂક્ય' 'ઈશ' જેવાં ઉપનિષદોનું વખતોવખત વિવરણ પણ કરતા રહે; પરંતુ તેમનું જીવન-લક્ષ તો જ્યારે ત્યારે ગીતા જ રહે! ગીતાજીમાં આપણા યુગ માટેનું પરમ-પૂર્ણ સત્ય શ્રીકૃષ્ણચંદ્ર મારફતે યથાર્થ નિરૂપાયું છે, એવું તે જરૂર કહે; અને તેથી જીવનભર તેનાં એકનિષ્ઠ સેવા-ભક્તિ-પઠન-પાઠન-મનન કર્યા કરે; પરંતુ, બીજાઓનો ગમે તેટલો આગ્રહ હોવા છતાં, તેના ઉપર વિવરણ લખવાનું તો છેવટ સુધી મોકૂફ જ રાખે!

૮

ઉપરાંત શ્રી. મગનભાઈ ગીતાને જેવી છે તેવી સ્વીકારીને જ ચાલી શકે છે. એટલે સુધી કે, એ સંવાદનાં પાત્રો પણ તેમને મન એ સંવાદ જેટલાં જ સાચાં છે. જે ભૂમિકામાં ગીતાનો ભાગ મૂળ મહાભારતમાં ગોઠવવામાં આવ્યો છે, તે ભૂમિકા પણ તેમને મન સાચી છે. તેથી તો ગીતાના પહેલા અધ્યાયને શ્રીશંકરાચાર્ય જેવા કેટલાય બહુમાન્ય ભાષ્યકારો લગભગ પડતો જ મૂકતા હોવા છતાં, શ્રી. મગનભાઈ તો ઉપરથી ગીતાના "પ્રસ્થાન" તરીકે આખું ઉદ્યોગ-પર્વ અને ભીષ્મ પર્વના શરૂઆતના ૧ થી ૨૪ અધ્યાય પણ ગોથી પ્રથમ રજૂ કરે છે. (ભીષ્મ પર્વના ૨૫ થી ૪૨ સુધીના અઢાર અધ્યાયો એ જ ગીતા પોતે છે.) તે પછી જ આ તેનું 'અનુધ્યાન' તે કરે છે.

ના! તે તો કહે છે, "ગીતાનો અભ્યાસ આ ભારત-યુદ્ધ-ભૂમિકાથી બહાર કરવો, તે બરોબર ન થાય – વ્યર્થ જ કહેવાય. એને બીજી રીતે જોવા જતાં, – પ્રબંધકારની આ ગંભીર યોજનાને લક્ષમાં રાખ્યા વિના, – આપણે ભાગ્યે એના મર્મને પામી શકીએ," ('ગીતાનો પ્રબંધ,' પૃ૦ ૭).

આગળ તે પોતાની દલીલની સ્પષ્ટતામાં જણાવે છે — "હકીકતે ઇતિહાસ જેવો ઇતિહાસ ન માનો, તોપણ ગીતા જે જીવનતત્ત્વ રજૂ કરવા માગે છે, તેનું એક દૃષ્ટાંત તો તેને માનવું જ રહ્યું. અને

દૃષ્ટાંત દ્વારા આને રજૂ કરવામાં જે પ્રયોજન છે, તે પ્રયોજનને તો તત્ત્વ સમજવું પડે અને આ પ્રયોજન ઉઘાડુ છે —

"અર્જુનને યુદ્ધ કરવા વિષે—તેના ધર્માધર્મ વિષે અતિ ઊંડો એવો જીવન પ્રશ્ન પેદા થયો, તેનું સમાધાન શ્રીકૃષ્ણે કર્યું" ('ગીતાનો પ્રબંધ' પૃ૦ ૧૨) આવી મનોદશા તો કટોકટીના નાજુક પ્રસંગે માનવ જીવાત્માઓને માટે અનુભવસિદ્ધ બીના છે એટલે ગીતાના પ્રસ્થાન તરીકે જે કથાનક લેવાયું છે, તેની સત્યતા અને ઐતિહાસિકતા વિષે કશો પ્રશ્ન બાજુએ રાખી શકાય બલ્કે, તે કથાનકના ભાવને સ્પષ્ટ સમજીને ગીતાનો મર્મ પામવા પ્રયત્ન કરવો રહ્યો, તે ઉદાહરણને લક્ષમા લીધા વિના ગીતાનો મર્મ પ્રગટી જ ન શકે ('ગીતાનો પ્રબંધ,' પૃ૦ ૧૩)

"પરતુ, એટલું માનવું પડે ખરુ કે, જે સ્વરૂપે ગીતા આપણને મળે છે, તે જ રૂપમાં શ્રીકૃષ્ણે અને અર્જુને રણક્ષેત્રે ભજવી હશે, એમ સમજવું જરૂરી નથી પરતુ અર્જુનની એ મનોદશા હતી, તેમાથી તેને શ્રીકૃષ્ણે સચોટ સમજણ પાડીને કાઢયો, એ હકીકતને ઇનકારી ન શકાય અને એને જ આધાર રૂપે લઈને — શ્રીકૃષ્ણે આપેલી એ સમજને વ્યાસમુનિએ ગીતા રૂપે યથાતથ ગ્રથિત કરી છે તેમ કરવામાં તેમણે જે ગ્રથન કળા વાપરી છે, તે એ મહાકવિ ઇતિહાસ કારની કળા છે, — જેનુ વસ્તુ ગીતામાતા રૂપી વિશ્વવિખ્યાત શ્રી કૃષ્ણાર્જુનસંવાદ છે" ('ગીતાનો પ્રબંધ,' પૃ૦ ૧૪)

૯

પરતુ ગીતાના સવાદના પાત્રોને અને ભૂમિકાને સત્ય માની લેનારને તેટલામાત્રે ગીતાનો મર્મ અવગત થઈ જાય, એમ તો નથી જ એટલે શ્રી મગનભાઈનુ વિવરણ કેવુ સત્યનિષ્ઠ છે તે જોવાનુ રહે અને એવી દલીલનો જવાબ એ જ હોય કે આ વિવરણ વાચવાથી વાચકને પોતાને જે સાબિતી મળે તે ખરી ! તોપણ પ્રસ્તાવનાકાર તરીકે એ મુદ્દો અહીં મે ઉપાડયો જ છે તો તેનો કઈક ખુલાસો આપવા જોઈએ તે અગે મારી છાપ ટૂકમા જણાવુ —

એક તો એ કે, ગીતાનો સળંગ અર્થ પકડવા તેની અનોખી પરિભાષા – જુઓ સાંખ્ય, યોગ, યજ્ઞ, સ્થિતપ્રજ્ઞ, બ્રહ્મકર્મ, બ્રહ્મકર્મ-સમાધિ, બ્રહ્મનિર્વાણ, બ્રહ્મયોગયુક્તાત્મા, બુદ્ધિ, બુદ્ધિયોગ, ઇ૦ – સળંગપણે, સમન્વિત રીતે,– અર્થપૂર્ણ રીતે,– જેમાં ઘટાવી શકાઈ હોય, એવું વિવરણ અહીં મને પહેલું જોવા મળે છે!

બધા વિવરણકારો, એ શબ્દો આગળ આવતાં, કાં તો તે સામે જ મળ્યા જ ન હોય તેમ, આડું જોઈ ચાલ્યા જાય છે; અથવા જૂના પરિચિત જ છે એમ માની કે બાજુએ ફરી, તે અંગે વિશેષ કશું કહેવા કરવાનો પ્રશ્ન નથી, એમ ઇનકાર કરે છે! દા૦ ત૦, 'બ્રહ્મ' સાથે 'કર્મ' શબ્દ અને 'બ્રહ્મકર્મસમાધિ' જેવો ભાવ ગીતાકારે કેવળ લવારો કરવા ખાતર બોલી નાખ્યો ન હોય, તથા એ છૂટા શબ્દો તેમને પરિચિત નહિ હોય એમ પણ નહિ; પરંતુ પોતાને કહેવાની જે નવી વસ્તુ છે, તે દર્શાવવા એ શબ્દોના અર્થ બદલવા પડે તેવા જોડકણાં કે સમાસ કરીને ગીતાકાર ઊભા રહે છે. બાકી 'બ્રહ્મનિર્વાણ' શબ્દનો બુદ્ધ પૂર્વકાલીન અર્થ શો હોઈ શકે વારુ? અને 'કૃત્સ્નકર્મ' શબ્દ પણ વિચારો!

એટલે આચાર્ય પંડિતો જ્યાં આગળ પોતાનાં નિશ્ચિત ચોકઠાને કારણે અટકીને ઊભા રહે છે અથવા જ્યાં આગળ બાજુએ થઈને પસાર થઈ ગયા જેવું કરે છે, ત્યાં શ્રી. મગનભાઈ પોતાના 'અભણ'-પણાથી જ ફાવી જાય છે! પણ એ અભણ-પણું એમના 'દુશ્મનો' કહે છે એ અર્થમાં નહિ. જ્ઞાનીઓના બે પ્રકાર પડાય છે: જેમને બ્રહ્મજ્ઞાન – સાક્ષાત્કાર પ્રથમ થાય, અને પછી પોતાને થયેલ સાક્ષાત્કારની ખાતરી કરી જોવા, તેના અનુષ્ઠાન કે અનુશીલન પેઠે જેઓ શાસ્ત્રો જુએ-જાણે, તે એક પ્રકાર, અને બીજો પ્રકાર એ લોકોનો કે જેઓ પ્રથમ શાસ્ત્રાભ્યાસ – શાસ્ત્રશ્રવણ કરીને પછી મનન નિદિધ્યાસન ઇ૦ક્રમે સાધન કરતા કરતા બ્રહ્મજ્ઞાન પામે – સાક્ષાત્કાર કરે

શ્રી મગનભાઈ અલબત્ત, શાસ્ત્રાભ્યાસી છે, વિદ્વાન છે,— પ્રખર વિદ્વાન છે શાસ્ત્રો વાચી શકે તેટલુ સંસ્કૃતનું અને અગ્રેજીનું જ્ઞાન તે ધરાવે છે તે તે ભાષાના માત્ર સાહિત્ય પરિચયવાળા કરતા અતિ વિશેષ ! પરતુ તેમણે શાસ્ત્રો પછીથી વાચ્યા છે — અને તે એક કરતાં વધારે અર્થમા !

ગીતા વિષેની તેમની મૂળ સમજ તેમણે કોઈ ટીકા કે ભાષ્ય મારફતે નહિ પણ 'સસ્તું સાહિત્ય' કાર્યાલયની મૂળ શ્લોકોવાળી સસ્તી આવૃત્તિમાથી જ મેળવેલી છે, તેનો આ પ્રસ્તાવના લેખક સાક્ષી છે, (કારણ કે કદાચ એ ખરીદી લાવવાનુ બહુમાન પણ તેને જ મળ્યું હતું ) એ વખતે શ્રી મગનભાઈ અમદાવાદ શહેરથી દૂર સત્યાગ્રહાશ્રમ, સાબરમતીની રાષ્ટ્રીયશાળામાં અધ્યાપક હતા તેમનો ગીતાનો તે અભ્યાસ સતત ચાલ્યો હતો, પણ બહુ ધીમો — ગાધીજીના આશ્રમના કાર્યક્રમમાંથી જે ફુરસદ મળે તે પ્રમાણમાં — ચાલતો હતો પરતુ તે વખતેય રાજભરાજ, સાજના ફરતી વખતે ગીતાના શ્લોકોમા અમુક શબ્દો તથા તેમનાં વિશેષણોનો અર્થ દલીલના તથા કાર્યકારણના ક્રમમા કવી રીતે સમજી શકાય છે એ તે ચર્ચતા, અને ગીતાનાં સર્વ ટીકા ભાષ્યોનો અભ્યાસ કરતા મને તે વખતે પણ નવાઈ લાગતી તથા રમૂજ થતી

ત્યાર પછી તો ઘણાં વર્ષો વીતી ગયાં. દરમ્યાન શ્રી મગનભાઈના ગીતા અંગેના સતત ચિંતનમનનનો પરચો ગુજરાત વિદ્યાપીઠના વિદ્યાર્થીઓએ સવારના ચાર વાગ્યે પ્રાર્થના પછી જે વ્યાખ્યાનો ગીતા ઉપર તેમની પાસે અપાવેલાં તે બદલ થતા વખાણ ઉપરથી મને મળ્યા તે વ્યાખ્યાનો કઈક જુદો જ રગ પેદા કરતા અને સ્નાતક થઈને જતી વિદ્યાર્થીપેઢી નવા આવનારને એ વ્યાખ્યાનોની પ્રશંસાનો વારસો આપતી જ જતી, પરિણામે, એ નવા વિદ્યાર્થીઓની માગણીથી ફરીથી એ પ્રાતઃકાલીન વ્યાખ્યાનો અપાતા દર વર્ષે એમ જ બનતુ પણ વ્યાખ્યાનોની તાસીર બદલાતી જતી ! વ્યાખ્યાનો વધુ ઊંડાં છતાં વધુ આકર્ષક બનતા ગયા ત્યાર પછી તો કોચરબમાં સત્યાગ્રહ આશ્રમનું સ્મારક

ભવન સ્થપાતાં, વધુ વિસ્તૃત પ્રકારના શ્રોતાગણ સમક્ષ ગીતાજયંતી-વ્યાખ્યાનો દર વર્ષે યોજાવા માંડયાં; અને તે વ્યાખ્યાનમાળાએ તો એવી ધૂમ મચાવી મૂકી કે, છેવટે વિદ્યાપીઠના નવા સત્તાવાળાઓ સ્થળબંધી ફરમાવીને જ એ બંધ કરાવી શકયા.

દરમ્યાન શ્રી મગનભાઈએ મુંડક, માંડૂક્ય અને ઈશ એ ઉપનિષદોનાં વિવરણો પ્રસિદ્ધ કર્યાં. તેમાં ચાલુ ભાષ્યકારો કે ટીકાકારોને અનુસરવાનું ચીલેચલુ કામ કરવાને બદલે, વસ્તુના હાર્દને મૂળના શબ્દો મારફતે જ સીધા પહોચવાની તેમની પ્રજ્ઞા અને પ્રતિભા જોઈ, સૌ કોઈ આશ્ચર્યચકિત થઈ જતું. (સ્વ૦ લાલાકાકાએ તો નામ આપ્યા વિના એ પ્રવૃત્તિ ધપાવવા માટે વિદ્યાપીઠને એક હજાર રૂપિયા પણ આપ્યા હતા!) અને એ કારણે જ ગીતા વિષે પણ એવુ સળંગ કંઈક લખવાની માગણી તેમની પાસે વધવા લાગી, પરતુ ગીતા વિષે લખવાનો ‘ હજુ વખત નથી પાકયો ’ એવો તેમનો નન્નો જ સૌને સાભળવા મળતો.

પરંતુ નિયતિની યોજના કયાંક ન્યારી જ હતી. કોચરબ આશ્રમમાં આપેલાં વ્યાખ્યાનોના એક મુદ્દા ઉપરથી માગણી થતાં, ‘ લોકજીવન ’માં તેમણે ‘ ગીતાનું પ્રસ્થાન ’ વાળી લેખમાળા લખવી શરૂ કરી, અને તેમા મહાભારતમાથી ગીતાની પહેલાના અધ્યાયોનો સરળ અનુવાદ આપવો શરૂ કર્યો. પછી ‘ ગીતાનો પ્રબંધ ’ વાળી ‘ સત્યાગ્રહ ’ની લેખમાળા યથાક્રમે આગળ લખાઈ અને તે પૂરી થતાં ‘ ગીતાનો સ્વાધ્યાય ’ નામની લેખમાળા આપોઆપ જોડાઈને ઊભી રહી. ‘ગીતાનું પ્રસ્થાન,’ તથા ‘ ગીતાનો પ્રબંધ ’ એ બંને લેખમાળાઓ કયારની પુસ્તકાકારે પ્રસિદ્ધ થઈ ચૂકી છે, અને છ અધ્યાયો સુધી પહોચેલી ‘ગીતાનો સ્વાધ્યાય’ એ લેખમાળાના પ્રથમ બે અધ્યાયો આ પ્રથમ પુસ્તક રૂપે પ્રસિદ્ધ થાય છે.

## ૧૨

શ્રી. મગનભાઈએ આ પુસ્તક દ્વારા ગીતાને તેના મૂળ નામ ઉપર પાછી લીધી છે: “શ્રીકૃષ્ણાર્જુનસંવાદ.” અને તેનું વર્ણનાત્મક નામ આપ્યું: ‘ બુદ્ધિયોગ. ’

પાતંજલ રાજયોગ, હઠયોગ, જ્ઞાનયોગ, કર્મયોગ, ભક્તિયોગ — એવા જાણીતા 'યોગ'—નામોમાં આ નવું વિચિત્ર પગરણ છે, એવું જુદું નવું નામ લેવામાં શું માહાત્મ્ય ? — એમ સહેજે પ્રશ્ન થાય પરંતુ ગીતાના સંવાદને 'બુદ્ધિયોગ' નામ તેમણે આપ્યું, એ જ શ્રી મગનભાઈ ગીતાના ઉપદેશના હાર્દને જે પોતાની રીતે પામ્યા છે એ વાતનો પ્રથમ અને મુખ્ય પુરાવો છે

'બુદ્ધિયોગ' શબ્દ તેમણે નવો ઉપજાવી કાઢેલો નથી ગીતાએ પોતે આ શબ્દ વાપરેલો છે અને આપણા મન અને ચિત્ત શબ્દોની અને વાદોની જાળમા કેવા ગૂંચવાઈ જાય છે એના નમૂના તરીકે જ એ વસ્તુ પણ ધરવી જોઈએ કે, ગીતા પોતે પોતાની વાતને 'બુદ્ધિયોગ' નામે ઓળખાવે છે, છતાં આજ સુધી કેમ કોઈના ધ્યાન ઉપર એ વાત ન આવી!

ગીતાને મન 'બુદ્ધિ' એ માનવ જીવનનું પરમ કરણ છે — પરમ શક્તિ છે અને આત્યંતિક સુખને તે અતીંદ્રિય કહેવાની સાથે સાથે બુદ્ધિ ગ્રાહ્ય કહે છે (૨ ૨૧) — તે પહેલાં 'ચિત્ત' તો ભલે ઉપરામ પામી ગયુ હોય (૬ ૨૦)

એ બુદ્ધિનો નાશ થતા માણસ નાશ પામે છે! (૨ ૬૩), અને બુદ્ધિ પર્યવસ્થિત થતા ભાવના-શાંતિ સુખ બ્રાહ્મીસ્થિતિ પ્રાપ્ત થાય છે (૨ ૬૫ ૬૬,૭૧ ૨) એ સાત્ત્વિક સુખને આત્મ બુદ્ધિ પ્રસાદમાંથી જન્મ્યું ગીતા કહે છે (૧૮ ૩૭)

બુદ્ધિ માન મનુષ્યને જ મનુષ્યોમા 'યુક્ત' તથા કૃત્સ્ન કર્મકૃત્ કહ્યો છે (૪ ૧૮)

પુરુષોત્તમ-યોગ રૂપી ગુહ્યતમ શાસ્ત્ર જાણનારને 'બુદ્ધિમાન' અને 'કૃતકૃત્ય' કહ્યો છે (૧૫ ૨૦)

બુદ્ધિનુ શરણ લેનારો કર્મજ ફળને તથા જન્મ-બંધને ત્યજી મુક્ત થાય છે (૨ ૫૧)

ભક્તોને પોતે પરમાત્મા છેવટના 'બુદ્ધિયોગ' આપે છે, જેથી તેઓ તેમને પામે. (૧૦-૧૦)

અર્જુનને, ગીતોપદેશના ઉપસંહારમાં, પોતે બતાવેલા 'બુદ્ધિયોગ'-ને જ અનુસરવાની શ્રીકૃષ્ણે ભારપૂર્વક ભલામણ કરી છે. (૧૮-૫૭)

બુદ્ધિરૂપી સાધન જ જીવનમાં સૌથી પરમ હોવાથી યોગભ્રષ્ટ બીજા જન્મમાં એ બુદ્ધિસંયોગ પાછો પ્રાપ્ત કરે છે, એમ જણાવ્યું છે. (૬-૪૩)

બુદ્ધિ કર્મબંધ ત્યજવાનું મુખ્ય સાધન છે (૨-૩૮); સમાધિમાં વ્યવસાયાત્મિકા બુદ્ધિ જ સ્થિત થાય છે. (૨-૪૪,૫૩)

બુદ્ધિએ જ મોહકલિલ પાર કરવાનો છે (૨-૫૨); બુદ્ધિ પર્યવ-સ્થિત કરવી એ જ મુખ્ય પુરુષાર્થ છે. (૨-૬૫)

કામનું અધિષ્ઠાન ઇન્દ્રિય અને મન ઉપરાંત બુદ્ધિ છે (૩ ૪૦), તથા તેની પર 'સ:' જ છે એમ કહ્યું છે (૩-૪૨)

ભગવાનની અષ્ટધા ભિન્ન પ્રકૃતિમા ભૂમિ, આપ, અનલ, વાયુ, આકાશ, મન, બુદ્ધિ, અને અહકાર ગણાવ્યા છે. (૭ ૪)

બુદ્ધિ, જ્ઞાન, અસંમોહ, ક્ષમા, સત્ય, દયા, શમ, સુખ, દુ:ખ, ભવ, અભાવ, ભય, અભય, અહિંસા, સમતા, તુષ્ટિ, તપ, દાન, યશ, અયશ — એ ભાવોને પરમાત્મામાથી જ ઉત્પન્ન થતા જણાવ્યા છે. (૧૦-૪,૫)

## ૧૨

શ્રી. મગનભાઈ પોતે 'બુદ્ધિયોગ'ના મડાણ બાબત આમ ટંકમાં સમજૂતી આપે છે:—

"દરેક મનુષ્ય પોતાના દેશકાલ અને યુગ અનુસાર જીવન વિષે માન્યતાઓ અને તેમાં પોતાના કાર્ય વિષે સમજબુદ્ધિ ધરીને — ટૂંકમાં કહો કે, અમુક જીવનશ્રદ્ધાથી વર્તે છે એમ અર્જુન કરે છે. ત્યાં યુદ્ધ-પ્રસંગ આવતાં એનો મનોભંગ થાય છે' એટલે કે, જીવન અને તેનાં કાર્યો વિષે જે શ્રદ્ધાતંત્રથી આજ સુધી તેનું ગાડું ગબડતું રહ્યું, તે

નેત્ર ખૂટી ગયું – નૂટી પડયું' તેનું જીવનનાડુ ખોરકાઈ પડયું એક ઊંડો શોક તેના સમગ્ર ગત્ત્વ પર સવાર થઈ ગયો આવા ઘેરા વિષાદના દૃષ્ટાંતથી ગીતા શરૂ થાય છે એ વસ્તુ વિષાદયોગ' યોગતત્ત્વનો મર્મ પામવાને માટેની વાતનું થડ એ વડે બાંધ્યુ છે " (ગી૦ પ્રબોધ, પૃ૦ ૨૯)

"શ્રીકૃષ્ણ અર્જુનને તેના મનોભગને માટે ઠપકો આપે છે, અર્જુન બચાવમાં પોતાની લાચારી રજૂ કરે છે, અને શ્રીકૃષ્ણને મ્હે છે કે, 'તમારે જે કહેવું હોય તે કહો, મારી આ દશા છે!' શ્રીકૃષ્ણ તેના જવાબમાં તેને સાચી સમજબુદ્ધિ કહે છે, અને તે બે ભાગમાં — ૧ ખરુ તત્ત્વજ્ઞાન આત્મજ્ઞાન છે, કે જે સાંખ્યબુદ્ધિ કહેવાય છે, ૨ તે જ્ઞાન ધારીને જીવનરોગ સાધવાનો છે, તે યોગબુદ્ધિ છે એ બે પામીને સ્થિર બુદ્ધિવાળો – સ્થિતપ્રજ્ઞ તારે બનીને ચાલવું જોઈએ, તો બ્રાહ્મી સ્થિતિ પામી શકાય" (ગી૦ પ્રબોધ, પૃ૦ ૩૦)

અર્થાત્ અર્જુનની સમજબુદ્ધિમાં અને શ્રદ્ધાદૃષ્ટિમાં કસર હતી ખરી બુદ્ધિ અને એના આધારે નીપજતો સત્ય ધર્મ જુદી વસ્તુ છે કુલધર્મ અને એવાં તેવાં જે એનાં રૂપાંતરો અર્જુન આગળ કરતો હતો, એ વસ્તુઓ તેની અન્ય અનુશ્રુત બુદ્ધિમાંથી દેખાતા ધર્મો હતા, કૃત્સ્નસત્ય ધર્મ એ નહોતો, અને તેમા સાચી શ્રેયોબુદ્ધિ પણ નહોતી

શ્રી મગનભાઈ એ દલીલ આ શબ્દોમાં આગળ ચલાવે છે—

"હે અર્જુન આ સાચી શ્રેયોબુદ્ધિના બે ભાગ છે —એક આત્મ બુદ્ધિ કે સાંખ્યબુદ્ધિ છે, અને બીજી યોગબુદ્ધિ કે કર્મધર્મ બુદ્ધિ છે હકીકતમા તો આ બને સાવ નોખા કે પ્રતિસ્પર્ધી યા સમાંતર તત્ત્વો નથી એક જ મૂળ બુદ્ધિયોગના સાચા સિક્કાની બે બાજુ જેવા તે છે, તે બેઉ મળીને જ એક યોગબુદ્ધિનો બુદ્ધિયોગ બનેલો છે અથવા, એમ સમજ કે, આ એક તત્ત્વદર્શન કે સત્ત્વબુદ્ધિ દ્વિદલ છે— તેનુ એક દલ સાંખ્ય છે, બીજુ યોગ છે અને એ દર્શનમાંથી ફલિત થતો જે સત્ય ધર્મ દેખાય છે, તે પણ એ દર્શન જ છે – તત્ત્વને બદલ ધર્મ

દર્શન એને કહો, એવો ભાષાફેર માત્ર જ એ છે. કેમ કે, એ જે બુદ્ધિયોગ છે, તે દ્વિદલ રૂપે સમજાતાં છતાં એક અદ્વિતીય અખંડ રૂપ છે; તેનાથી જુદી રીતે કર્મ કે ધર્મ પદાર્થ ન વિચારવો જોઈએ; કેમ કે, એટલા જ માત્રે કરીને, એ વિચાર સત્ય ધર્મથી વેગળો જ જઈ બેસશે. માટે આ જે બુદ્ધિયોગ હું તને કહું છું, તેનું શરણ તું લે અને બીજી રીતે વર્તવામાં રહેલી કૃપણતા છોડ. " (ગી૦ પ્રબંધ, પૃ૦ ૩૬-૭)

પછી એ બુદ્ધિયોગી કેવો હોય એવા અર્જુનના પૂરક પ્રશ્નના જવાબમાં 'સ્થિતપ્રજ્ઞ'નાં લક્ષણ વર્ણવી બતાવીને શ્રીકૃષ્ણ કહે છે, "હે કૌંતેય, જાત જાતની અનુશ્રુતિથી તારી બુદ્ધિ ડહોળાઈ ગઈ છે, તે સ્થિર થશે એટલે તુ આ બુદ્ધિયોગને પામીશ." (ગી૦ પ્રબંધ, પૃ૦ ૩૦)

પણ આ બુદ્ધિયોગ સરવાળે કર્મસન્યાસયોગ થઈને જ ન ઊભો રહે? એવો પ્રશ્ન અર્જુનને જ તરત થયો, અને તેણે તરત ત્રીજા અધ્યાયમાં પૂછ્યું, "તમે કહો છો – બુદ્ધિયોગ મોટી વસ્તુ છે, તો લડવાનું ઘોર કર્મ કરવા કેમ કહો છો?"

જવાબમાં શ્રીકૃષ્ણ બુદ્ધિયોગમાં કહેલી યોગબુદ્ધિનું રહસ્ય સ્પષ્ટ કરવા કર્મની ફિલસૂફી અને તે કરવાની ખરી કુશળતાનો મર્મ સમજાવે છે . "આ 'યોગતત્ત્વ' એટલે મે તને જે આત્મજ્ઞાન અને તેના પાયા પર સંભવતા કર્મની કુશળતા કહી, તેમા સંશય ન લાવ અને શ્રદ્ધાથી તેનું શરણ લે તો, એ જ્ઞાનબુદ્ધિથી કર્મ કરીશ છતાં, કર્મનો સંન્યાસ કર્યો હોય એવો લાભ થશે." (ગી૦ પ્રબંધ, પૃ૦ ૩૧)

પણ આ જ્ઞાન કે બુદ્ધિની વાત એ કાંઈ કોઈ અમુક વિદ્યાનો પાઠ નિશાળમાં ભણીએ અને જે મળે તેવી વસ્તુની વાત એ નથી. "આવી વસ્તુ તો કેવળ અનુશ્રુતિની કેળવણી જ બહુ તો થાય; વેદો કે શાસ્ત્રોના ગ્રંથોમાંની વિદ્યા પાકે કરવી — તેના પંડિત થવું, અને કર્મ ન કરવું — અકર્મનો આશ્રય લઈ સંન્યાસી બાવો થવું ને એ વિદ્યાઓ ભણ્યા કરવી, એવું પંડિત-જીવન આ યોગતત્ત્વબુદ્ધિ નથી. એ તો એક સૂક્ષ્મ જીવન અને દૃષ્ટિ ઇ૦નો આંતરિક કાયાપલટ છે: જીવન-

માં સ્વકર્મો કરતાં કરતા, તે દ્વારા ક્રમે ક્રમે એવી એક સ્થિતિ પકડવાની છે, જેને માટે ગંભીર સાધનાનો પુરુષાર્થ કરવાનો હોય છે એથી શાસ્ત્રવિદ્યા ઇ૦ ની કેવળ અનુશ્રુતિ પરિશુદ્ધ થઈને, અનુભૂતિમૂલક જીવન પ્રવર્તી શકે છે" (ગી૦ પ્રબંધ, પૃ૦ ૩૨)

અને એ સાધનયોગનું રહસ્ય કહેવાનું શરૂ કરે છે તેમાં ઈશ્વરતત્ત્વ એક કાવ્યમય અને ગૂઢ વસ્તુ ઉમેરાય છે, તે કેવી રીતે સાધનાના કેન્દ્રરૂપ બને, એમ વાત આગળ ચાલે છે

આમ "ગીતાકાર તેમના પ્રબંધમાં એક સમગ્ર કે કૃત્સ્ન દૃષ્ટિથી જીવનના મૂળ તત્ત્વાર્થો — જ્ઞાન કર્મ ભક્તિની ત્રિવેણીને આપણી આગળ એક અખંડ પદાર્થ રૂપે રજૂ કરવા પ્રયત્ન કરે છે આ રીતિમા રહેલી સ્થિર બુદ્ધિ અને તે મુજબ કરાતું તત્ત્વપરાયણ કર્મ, એ આથી જ એક પ્રચંડ બુદ્ધિયોગ બની જાય છે આવા બુદ્ધિયોગનો મહિમા જ ગીતાના અધ્યાયો અને શ્લોકોમા એકસૂત્ર રહેલો છે" (ગી૦ પ્રબંધ, પૃ૦ ૫૩)

## ૧૩

પરંતુ ગીતાના ઉપદેશને બુદ્ધિયોગ નામ આપ્યું તેથી જ બધુ કામ પતી જતું નથી અર્જુન જેવાની બુદ્ધિ જે મુદ્દા આગળ ખોટકાઈ પડી, ત્યાં આગળથી તેને ફરી પાછી પ્રગતિમાન કરવાની આ વાત છે એટલે શ્રીકૃષ્ણે જે જવાબ આપીને એ મહારથીને ઉદ્યત કર્યો, તે જવાબ મુખ્યત્વે બુદ્ધિ ઉપર જ પોતાની કામગીરી બજાવનારો હોય, અને તે જવાબ ખરેખર બુદ્ધિને સંચાલના આપનારો 'બુદ્ધિયોગ' છે, એવું આપણી બુદ્ધિમાં ગીતાને 'બુદ્ધિયોગ' નામ આપનાર વિવરણકારે ઉતારવું જોઈએ! એટલે એ નામ આપીને વિવરણકાર પોતાને માટે હાથે કરીને એક મોટો પડકાર જ નોતરી બેઠા છે

અને ખરેખર, શ્રી મગનભાઈ એ પડકારને યથાતથ પહોંચી વળે છે, — પોતાની ભાષાની સરળતાથી અને વિચારોની સ્પષ્ટતાથી વિચારોની અસ્પષ્ટતાનું સ્થાન ભાષાની ઝમક કદી લઈ શકતી નથી તેમ જ સ્પષ્ટ

વિચાર પોતાની ભાષા — પરિભાષા પોતાની મેળે જ ઊભી કરી લે છે. શ્રી. મગનભાઈ ગંભીર-ગહન તાત્ત્વિક-વિષયો જે મૌલિકતાથી ચર્ચે છે, તે બાબતની તેમની ફાવટ દેખીને નવાઈ પામી જવાય છે.

કારણ કે, — અને આ વાત ભારપૂર્વક કહેવાની જરૂર છે કે, આ 'બુદ્ધિયોગ'-વિચારની પરંપરા જ હવે રહી નથી. શ્રીકૃષ્ણ કહે છે તેમ, એમણે કહેલો 'યોગ', કે જેને રાજર્ષિઓ જાણતા હતા (બ્રહ્મર્ષિઓ નહિ!) તે 'महता कालेन' — દીર્ઘકાળને બળે નાશ પામી ગયો — લુપ્ત થઈ ગયો હતો. અર્થાત્ એ રીતે વિચાર જ કરાતો બંધ થઈ ગયો હતો પરંતુ તેવી જ વખે શ્રીકૃષ્ણે સખા અને ભક્ત જાણીને ફરીથી અર્જુનને કહી બતાવેલા બુદ્ધિયોગની પણ થઈ · વ્યાસજીએ તેને અદ્ભુત કાવ્યરૂપે ગ્રથિત કરી આપ્યો તથા યથાસ્થાને મહાભારતમાં અને લોક-હૃદયમાં ગોઠવી આપ્યો છતા, મહાભારતના યુદ્ધ પછીના મહા અરાજકમાં, — જેથી કળિયુગ બેઠો એમ જ કહેવાયુ, — એ પણ ભુલાઈ ગયો પછી ક્યારે પાછો આખી આર્યસંસ્કૃતિનો તંતુ જોડાયો અને બીજા બધા ગ્રંથોની જોડે ગીતા આગળ આવી, તે તો કહી શકાતુ નથી; પણ જ્યારે તે આગળ આવી, ત્યારે એકદમ ઉપનિષદો અને બ્રહ્મસૂત્ર સાથે 'પ્રસ્થાન-ત્રયી' માંના એક ગ્રંથ તરીકે જ જાણે આવી પણ ત્યારે તે લોકગત મટી, દર્શનાચાર્યોના હાથમા જઈ પડી હતી, અને પછીના સમયનાં દર્શનો અને વાદોની રીતે તેમાથી અર્થો કાઢવાનુ શરૂ થઈ ગયુ હતું.

એ જ પરિસ્થિતિ ત્યાર પછી અત્યાર સુધી ચાલતી જ રહી છે એટલે શ્રીકૃષ્ણ-કથિત બુદ્ધિયોગની પરંપરા જ તેના નામ સાથે જાણે લુપ્ત થઈ ગઈ છે

શ્રી મગનભાઈ એ મુશ્કેલીનો અદ્ભુત ઇલાજ વિચારી કાઢે છે અને તે — ગીતાની જ પરિભાષા સ્વીકારી લઈને, તેને જ વાપરવાનો! જોકે, એ પરિભાષા આપણને હૃદયગમ કરાવવાની તેમની ખૂબી છે જ; નહિ તો ગમે તેવી કલમ હોય છતાં લુપ્ત થયેલી વિચારસરણિ જાતે

સમજીને બીજાના મગજમાં રોપી આપવી — એ કંઈ જેવું તેવું કામ નથી, — ચીલેચલુ કામ તો નથી જ.

શ્રી મગનભાઈ વિવરણ માટે શૈલી પણ મૂળ પુસ્તકની સંવાદની જે છે તે જ અપનાવે છે અને પ્રશ્નોત્તરી કરવા કરાવવામા તે સંજયને પણ વિશેષ કામમા લે છે અર્જુન અને શ્રીકૃષ્ણ વચ્ચે જે વાતચીત થઈ જાય, તેના 'ડાયજેસ્ટ' કે સિંહાવલોકન તરીકે સંજય ધૃતરાષ્ટ્રને કઈક સંભળાવીને શરૂઆત કરી જાય છે, એટલે આગળ આવી ગયેલી વાતની વિશેષ છણાવટ થવા ઉપરાંત નવી આવનારી વાત સાથેનો અનુબધ રૂડી પેરે જોડાય છે

શ્રી મગનભાઈ એકદમ તો નવા મુદ્દાને એક વાકયમા સરકાવી આપે છે — જેથી તરત તો ખબર પણ નથી પડતી અને જ્યારે પડે છે ત્યારે આપણ ચિત્તતંત્ર ખોટકાઈને જ ઊભુ રહે છે પણ તે વખતે એમની પરિપ્રશ્નવાળી સંવાદશૈલી આપણી મદદમાં આવે છે — કહો કે, અર્જુન અને સંજય આપણી મદદે દોડી આવે છે! તેઓ પ્રશ્નોત્તરીની ઝડી વરસાવી મૂકે છે છેવટે વાત પીંજાતી પીંજાતી ઊકલતી જાય છે — ગોઠવાતી જાય છે અને એક સુદર પોલ રૂપે આપણી વિચાર ત્રાકે ચડવા તૈયાર થઈને મળે છે

આવી સંવાદાત્મક શૈલી આખા પુસ્તકને તત્ત્વચર્ચાનું કે ધર્મ ચર્ચાનું લૂખુ પુસ્તક બનવા નથી દેતી, ઉપરાંત ગીતાની પૂર્વ પશ્ચાદ્ ભૂમિકા પણ શ્રી મગનભાઈએ જેવી ને તેવી સ્વીકારી હોવાથી, તે વારવાર એ બધા ઉલ્લેખો વચ્ચે યાદ કરાવીને સવાદને વધુ જીવત તથા મચોટ બનાવે છે

## ૧૪

પણ આટલે આવ્યા પછી વાચક સહેજે પૂછી શકે કે, તમે શ્રી મગનભાઈ વિષે જ બધુ કહ્યા કર્યું, પણ એમના નિરૂપણ વિષે બહુ ઓછુ જ કહ્યુ

એનો જવાબ તદ્દન સીધો છે. ગીતાના આ સ્વાધ્યાય બાબત કશું વાચકને કહી શકાય તેવું સ્પષ્ટ હજુ હું પોતે જ બહુ ઓછું સમજ્યો છુ. ઉપરાંત, આ પુસ્તકમાં શરૂઆતના બે અધ્યાયો જેટલુ જ વિવરણ છે. અલબત્ત, ગીતાના પ્રબંધમાં તેમણે અઢારે અધ્યાયની સંગતિ સુંદર રીતે બતાવી છે; તેમ છતાં, તથા અત્યારની લેખમાળામાં છઠ્ઠો અધ્યાય પૂરો થવા આવ્યો હોવા છતાં, ઘણી બાબતો અત્યારે મનમાં હજુ એવી ગૂંચવાયેલી છે, જેમનો નિકાલ આ માર્ગે આગળ કયારે શો આવે છે, એ જોવાનું મારે પોતાને તો ઘણું બાકી રહે છે.

એટલે હું તો, વાચક મિત્રને 'શુભ સંદેશ' કહી સંભળાવવા જ ઉતાવળો થયો છું — "હવે વખત આવી ગયો છે! કાનના દાટા ખોલી નાખો, — આપણે જ આપણી અનુશ્રુતિઓના મારેલા દાટા!

"સત્યને આવકારવા તૈયાર થાઓ, — આપણા યુગને લગતું સત્ય!

"नान्य : पथा : विद्यतेऽयनाय !"

ગીતાજીનો પાઠ કરી ગયે, મફત કે સસ્તી વહેંચ્યે, કે તેના મંદિરો બંધાવ્યે ગીતામાતા પ્રત્યેનું ઋણ અદા નહિ થાય. ગીતામાતા જ્યા સુધી મોજૂદ છે, ત્યા સુધી તેનો સદેશ યુગે યુગે પોતાનો પડકાર સંભળાવતો રહેવાનો જ, — જેની અવગણના આત્મહત્યા થવા દઈને જ આપણે કરી શકીએ

જે કૃષ્ણને રાજા તરીકે પણ તે વખતમા ક્ષત્રિય કુલો સ્વીકારતા નહોતાં, તે શ્રીકૃષ્ણ છેવટે રાજસૂય-યજ્ઞના પૂજનીય તરીકે સ્થાન પામ્યા એટલું જ નહિ, પણ ધર્મગ્રંથોમાં 'યોગેશ્વર' પદ પામ્યા, અને નવા બેસનારા યુગ — કલિયુગ — માટે તેમણે પ્રાચીન ધર્મસંદેશ નવેસર વિચારી આપ્યો — ગૂંથી આપ્યો; — તે જ ગીતા છે અને તેથી ભારતવર્ષમાં અવનતિના જેટલા કાળો આવ્યા, તે પછીના પુનરુત્થાનના દરેક પ્રસંગે 'ગીતા'ને જ યાદ કરવી પડી છે. છેલ્લા ગાંધીજી ગયા; તે પછી માનવ ઇતિહાસમાં કલ્પી ન શકાય તેટલો જલદી અવનતિનો કાળ

આવ્યો છે — જ્યારે કુલધર્મો, નીતિધર્મો, રાજ્યધર્મો અને મોક્ષધર્મો બધું જ ભુલાઈ ગયું છે અને માત્ર ભોગૈશ્વર્યના આસુરી ઉન્માદનું કારમું તાંડવ શરૂ થયું છે હિંસક યુદ્ધને અંતે સ્ત્રીઓ 'દુષ્ટા' બને અને 'સંકર' પેદા થાય, એ ડરનો માર્યો અર્જુન કંપી ઊઠ્યો હતો; અત્યારે તો આખી પ્રજા ઉન્માદમાં આવી જઈ, બધા અંકુશો-સંયમો મર્યાદાઓ ફગાવી દઈ, 'આકડી અને લૂપ' — 'લૂપ અને આંકડી'ને નાદે ચડી છે.

આ કારમા કાળમાંથી પુનરુત્થાનના અરુણોદય સમયે ગીતાજીનું આ નવું વિવરણ સામું આવે છે સાવધાન!

ગોપાળદાસ જીવાભાઈ પટેલ

गीता सुगीता कर्तव्या किमन्यैः शास्त्रसंग्रहैः ।
या स्वयं पद्मनाभस्य मुखपद्मात् विनिःसृता ॥

સ્વયં પદ્મનાભ વિષ્ણુ ભગવાનના મુખકમળમાંથી નીકળેલી ગીતાનું જ સારી રીતે પઠન કરવું; બીજાં શાસ્ત્રોનો ઢગલો કરવાનું શું પ્રયોજન?

सर्वशास्त्रमयी गीता सर्वदेवमयो हरिः ।
सर्वतीर्थमयी गंगा सर्ववेदमयो मनुः ॥

જેમ ભગવાન વિષ્ણુ સર્વ દેવમય છે, ગંગા જેમ સર્વ તીર્થમય છે, અને મનુ જેમ સર્વ વેદમય છે, તેમ ગીતા સર્વ શાસ્ત્રમય છે,

भारतामृतसर्वस्वम् गीताया मथितस्य च ।
सारमुद्धृत्य कृष्णेन अर्जुनस्य मुखे हुतम् ॥

(મહા) ભારત ગ્રંથમાથી વલોવીને સાર રૂપે કાઢેલા ગીતા રૂપી અમૃતનો શ્રીકૃષ્ણે અર્જુનના મુખમા હોમ કર્યો છે.

મહાભારત, ભીષ્મપર્વ, અ૦ ૪૩.]

# શ્રીકૃષ્ણાર્જુન-સંવાદ અથવા બુદ્ધિયોગ

ભાગ ૧ લો

(ગીતા અ૦ ૧ તથા ૨)

સાંખ્ય-બુદ્ધિનો આત્મયોગ

# પ્રાસ્તાવિક

## ગીતાનુ પ્રસ્થાન

૧

**અ**ષ્ટાદશાધ્યાયિની ગીતાના ૧૮ અધ્યાયોમાં પહેલો અધ્યાય, મહાભારતની કથા જોડે ગીતાનો સબધ કઈ રીતે આવે છે, તે બતાવવા સારુ છે તેમા અર્જુનની મનોદશા ઓચિંતી કેવી પલટાઈ ગઈ, અને તે રણમેદાન ઉપર જ મૂઢમૂઢ બની જઈને રથમા નિશ્ચેષ્ટ થઈ શાથી બેસી ગયો, તેનુ બહુ હૃદયસ્પર્શી વર્ણન કરવામા આવ્યુ છે

ગીતાના સંસ્કૃતમા અર્થકારો પ્રાય આ વર્ણનને ઝાઝુ મહત્ત્વ નથી આપતા, તેઓ ભાગ્યે એનો ઘટતો સ્ફોટ કરવા ઊભા રહે છે, કે તેનો ભાવાર્થ ચર્ચે છે, અથવા તો તેનું પૃથક્કરણ કરીને વિવેચન કરે છે, કેમ કે, તે સબોધાત્મક કરતાં કથારૂપ વર્ણનાત્મક વિશેષે છે

છતા, ગીતામા અર્જુનની સાથે શ્રીકૃષ્ણે જે સંવાદ કરીને વિવેચન કર્યું, તેનો મર્મ પામવાની દૃષ્ટિએ જોતા, આ પ્રારંભિક વર્ણન દ્વારા નિરૂપાયેલી ગીતાબોધની મૂળ ભૂમિકા અને સ્વરૂપ આદિ સાવ ફેંકી દઈ ન શકાય, એટલા જ એક કારણે પણ કે, તે ગીતાનો પ્રથમ અધ્યાય છે તે તરીકે તેનો મર્મ આપણે સમજવો જોઈએ અને આગળ વધવુ જોઈએ

તેથી કરીને, આપણે ભારતકથાનો તાંતણો ભીષ્મપર્વ મધ્યે ગીતાપર્વ પર આવતા – ગીના અ૦ ૧ સુધી પહોચતા,— કયા કારણે કેમ લબાયો, તે યાદ કરીને આ અધ્યાયનુ વર્ણન જોઈએ *

* આ પ્રકરણમા ટૂકમા મ્હેની ભારત યુદ્ધની પૂર્વકથા વિષે સવિસ્તર જુઓ "ગીતાનુ પ્રસ્થાન" નામે પુસ્તક (પરિવારપ્રકાશન, અમદાવાદ ૧૩)

## ૨

કૌરવ પાંડવો વચ્ચે પોતાના પૈતૃકી રાજ્ય વહેંચવા વિષે ઝઘડો પડ્યો તે પતવવા માટે શ્રીકૃષ્ણ જેવા કુશળ અને મહા જ્ઞાની પુરુષ વિષ્ટિ કરવા ગયા, જે અફળ ગઈ બાદ, દુર્યોધને પોતા તરફથી એક કાળમુખો દૂત ( નામે ઉલૂક ) મોકલીને પાંડવોને ખૂબ કઠોર અને પિશુન ભાષામાં કહાવ્યું કે, " બકવાદ હવે છોડો, અને જો જોર હોય તો આવી જાઓ !" પોતાની પ્રબળ સેના જોઈ મદોન્મત્ત દુર્યોધનને યુદ્ધમાં પોતાનો જય થવા વિષે કાંઈક વિશેષ આશા પડતી હતી.

જવાબમાં યુધિષ્ઠિરે એ આહ્વાનને ઝીલ્યું અને પોતાની સેનાને આજ્ઞા કરી કે, સજ્જ થઈ કુરુક્ષેત્ર ભણી પ્રયાણ કરો દુર્યોધન પણ પોતાની સેના લઈને ત્યા પહોંચ્યો તે પહેલા તેણે ભીષ્મપિતામહ જોડે વાતચીત કરીને ખાતરી કરી લીધી હતી કે, તેઓશ્રી મન મૂકીને પોતાને પક્ષે લડશે, કેમ કે, ભીષ્મના પાંડવો માટેના હેત પ્રેમ એ જાણતો હતો છતાં તેણે ભીષ્મને પોતાના સેનાપતિ નીમ્યા હતા, તે કારણે તેને કર્ણને તાત્પૂરતો રણમેદાનેથી ખોવો પડ્યો હતો

આમ યુદ્ધનો મોરચો ગોઠવાયો આથી વિહ્વળ બનીને અંધ રાજા ધૃતરાષ્ટ્રે, આવા વિષમ સમયે વ્યાસ મુનિ તેને મળવા આવ્યા ત્યારે, તેમને પ્રાર્થના કરી કે, ' મારે સાક્ષાત્ યુદ્ધ તો જોવુ નથી, કેમ કે, એમા તો નર્યો જ્ઞાતિવધ જ રહેલો છે તે જોવાનું મને ધૈર્ય નથી, પરતુ, રોજ બ-રોજ યુદ્ધભૂમિ ઉપર જે બને તે જાણવા હુ ઉત્સુક છુ '

વ્યાસજીએ કહ્યુ, ' ભલે ! આ તારા રહસ્ય-સચિવ-સમા સંજયને હુ દિવ્યચક્ષુ આપું છુ તે વડે યુદ્ધ જોતો રહીને એ તને બધુ કહેતો રહેશે '

એમ રાજા ધૃતરાષ્ટ્ર માટે સંજય ભારતના યુદ્ધનો ખબરપત્રી બન્યો

## ૩

સંજયે ધૃતરાષ્ટ્રને યુદ્ધની ખબરો આપવી શરૂ કરી " હે રાજા, તમારા પુત્રની સેના અને તમારા ભાઈના પાંચ પુત્રોની સેના અસમાન

હતી તમારી સેનાના નેતા ઇચ્છામરણી એવા ભીષ્મ અને યુદ્ધવિદ્યાના અદ્વિતીય આચાર્ય દ્રોણ,—એવા એવા અજેય મહા અતિરથીઓ હતા; સેના પણ લગભગ દોઢ ગણી કરતાંય મોટી આથી એક વાર તો યુધિષ્ઠિર ઢીલા જ થઈ ગયા અને અર્જુન પાસે જઈને કહે, 'હે ભાઈ, લડવા તો નીકળી પડયા; પણ આ યુદ્ધમાં જીતવાનું કેમ બનશે?'"

આમ યુદ્ધના પરિણામ વિષેની કલ્પના આવતા, ફળની દૃષ્ટિએ, યુધિષ્ઠિર જેવા પણ એક વાર તો વિષાદમા પડી ગયા. એમના વિષાદને હરવા માટે નાના ભાઈ અર્જુને કહ્યું, "મોટાભાઈ, સેનાની સંખ્યા પર હાર જીત અવલંબતી નથી. જીત કેવળ બલવીર્યનો સોદો નથી સત્ય, સુજનતા, ધર્મ, ઉદ્યમિતા, ઉત્સાહ ઇ૦ ગુણો સેનાના કેવળ સખ્યાબળ કરતાં ચડે છે. જયા ધર્મ ત્યાં જીત રહેલી છે. અને આપણો પક્ષ ધર્મનો છે, શ્રીકૃષ્ણ જેવા પુરુષ આપણે પક્ષે સાથે રહી સલાહ આપે છે; એમની ધર્મશીખને જોરે જ આપણે યુદ્ધમાં ઝપલાવ્યુ છે માટે, મોટાભાઈ જય આપણો જ છે, એમ નક્કીથી માનો"

આથી, નામ પ્રમાણે ધર્મરાજા પાછા 'યુધિ (યુદ્ધમા) સ્થિર' થઈને લડવા તૈયાર થઈ ગયા.

પછી શ્રીકૃષ્ણે અર્જુનને યાદ દેવડાવ્યુ કે, "હે સખા, યુદ્ધારંભે દુર્ગાપૂજન કરવુ જોઈએ" એટલે અર્જુને દુર્ગાની સ્તુતિ કરી, ને તે પણ યુદ્ધ માટે તૈયાર થયો

## ૧

## ગીતા-પ્રારંભ

એમ, યુદ્ધના મોરચાની ખબર સાંભળીને ધૃતરાષ્ટ્રે સંજયને પૂછ્યું, "હે સંજય, ધર્મક્ષેત્ર કુરુક્ષેત્રમાં મારા પુત્રો તથા પાંડુપુત્રો એ રીતે સામસામે આવીને ઊભા પછી શું થયું? તેમણે પછી શું કર્યું?" (૧)

જવાબમાં સંજયે કહ્યું, હે મહારાજ, પાંડવોની સેનાને વ્યૂહબદ્ધ ઊભેલી જોઈને, તમારા પાટવીપુત્રે ગુરુ દ્રોણાચાર્ય પાસે જઈને કહ્યું, "હે ગુરુજી, પાંડુપુત્રોની સેના જોઈ કે? આપના મિત્ર દ્રુપદના પુત્ર અને બુદ્ધિમાન શિષ્ય, ધૃષ્ટદ્યુમ્ને તેને વ્યૂહમાં ગોઠવી છે કેવા કેવા મહા મોટા યોદ્ધા – મહારથીઓ તેમાં છે?" (૨ થી ૬)

આથી દ્રોણાચાર્યે કહ્યું, "હે પુત્રક, એ બધા કોણ કોણ કયા મનોરથો લઈને સામે આવ્યા છે, તે બધુંય મને ખબર છે તું મને જે કહેવા ઇચ્છે છે, તે વાત પર આવ, તારે મને શું કહેવું છે?"

દુર્યોધન કહે — "ગુરુ મહારાજ, એ આપને તગ્ન કહ્યું હવે આપણી બાજુ તરફ નજર કરો આપ, પિતામહ ભીષ્મ, કર્ણ, કૃપાચાર્ય વગેરે અનેક વિશિષ્ટ શૂરાઓ તેમાં છે તેઓ બધાય ભાત ભાતનાં શસ્ત્રો વાપરી જાણે છે, યુદ્ધમાં સૌ અતિ નિપુણ છે, અને સૌ જીવ મૂકીને અહીં મારા માટે લડવા આવ્યા છે (૭ થી ૯)

"અને જે સેનાબળ જુઓ તોપણ આપણી બાજુ અમાપ મોટી છે, અને ભીષ્મ જેવા તેના સેનાની છે એની તુલનામાં પાંડવો ઓછા ઊતરે, ભીમ તેમનો સેનાની છે (૧૦)

"આથી કરીને મને લાગે છે કે, આપણી સેનાનું મુખ્ય કામ એ બને છે કે, આપ અને અમે બધા — આપણ સૌએ મળીને પોતપોતાના સ્થાને અડીખમ રીતે એવા વ્યૂહમાં લડવું, કે જેથી ભીષ્મપિતામહનું રક્ષણ થાય (૧૧). હે ગુરુજી, તમે જાણો જ છો કે, તે મહાવીર છે તો આપણો જય જ છે; કેમ કે, તેમણે મને કહ્યું જ છે કે, 'હું જીવું છું ને મશસ્ત્ર લડવા ઊભો છું, ત્યાં સુધી કોઈ તને હરાવી નહિ શકે.'"

સંજય કહે — હે રાજા, તમારા પુત્રે ગુરુ દ્રોણ જોડે આ વાત કરી, તેથી તેને મનમાં એટલો સંતોષ થયો કે, આગલે દિવસે ભીષ્મના નેતૃત્વથી કર્ણને બિયાબારું પડયું અને ભીષ્મ પ્રત્યેનાં તેનાં ઈર્ષા તથા ક્રોધથી તેણે રણક્ષેત્ર છોડયું, તેવુ કાંઈ અપશુકનિયાળ અહીં ન બન્યું.

દુર્યોધન ઈ૦ને પોતપોતાને સ્થાને અને કામ પર ગોઠવાયેલા જોઈને સેનાની તરીકે ભીષ્મ યુદ્ધ માંડવા તૈયાર થયા અને તેમણે પોતાનો શંખધ્વનિ કર્યો. આ જોઈને દુર્યોધન મનમાં રાજી થયો કે, 'ચાલો, છેવટે જેને માટે પોતે જિંદગીભર ઝંખતો હતો, તે ઘડી બેસી ચૂકી!'

ભીષ્મે શંખધ્વનિ કર્યો તેની સાથે તેમના પક્ષના બધા યોદ્ધાઓએ પણ તેમ કર્યું આથી કરીને રણમેદાન પર ઓચિંતો ભારે ઘોર અવાજ થઈ ઊઠયો. (૧૨ ૧૩)

આમ હે રાજા, કૌરવપક્ષે યુદ્ધનું આહ્વાન પહેલુ કર્યું. હવે તમે પૂછયું તે પાંડવપક્ષનું વર્ણન કહુ તે સાંભળો

કૌરવ દળનો શંખનાદ સાભળતાં, પાંડવ દળમાંથી સામેથી પણ શંખનાદ ગાજ્યો. શ્વેત અશ્વવાળા રથમાં બેઠેલા કૃષ્ણ અર્જુને પહેલા પોતાના શંખો ફૂંકયા; એ પછી સર્વ પાંડવો તથા તેમના પુત્રો તેમ જ દ્રુપદ વગેરે અનેક પાંડવ યોદ્ધાઓએ પણ શંખનાદ કરી મૂકયો અને હે રાજા, એ નાદ એટલો પ્રબળ હતો કે, તેનાથી કૌરવ દળનાં હૃદયમાં ફાળ પડી, અને આકાશ ધરતી બેઉ ધણધણી ઊઠયાં! (૧૪ થી ૧૯) યુદ્ધમાં કૌરવો સામે કટીબદ્ધતાનો આ તે કેવો પ્રચંડ ઉદ્રેક કહેવાય;

આ પછી શ્રીકૃષ્ણ અને અર્જુન આગળ વધ્યા હવે શંખનાદ બાદ ધનુષ ટંકારશે અને બાણ છૂટશે, એની વાર નથી એમ જોતા, અર્જુને પોતાના સારથિ મિત્ર શ્રીકૃષ્ણને કહ્યું, “હે હૃષીકેશ, આપણો રથ બે સેનાઓ વચ્ચે આગળ લો, જેથી હું કૌરવ પક્ષે લડવા આવેલાઓના મોં તો જોઈ શકું! હે મિત્ર, તમે તો સારી પેઠે જાણો છો કે, કેટકેટલા જણે પેલા દુર્યોધનને ન લડવા ને સમાધાનનો રસ્તો કાઢવા કહ્યું છેવટે તમે જાતે તેને કહેવા ગયા, પણ એ દુર્બુદ્ધિ દુર્યોધન ન માન્યો તે ન જ માન્યો, અને એની આ અનાડી વાતનો પક્ષ કરીને આવેલા અને યુદ્ધમા તેનું ભલું ચાહતા જ આ લોકો છે ને? મારે એમને યુદ્ધમા બતાવી દેવું છે, એટલે એમને જોઈ તો લઉં કે, મારા બાણના ભોગ બનનારા એ બધા કોણ કોણ એકઠા થયા છે!” (૨૦થી ૨૩)

શ્રીકૃષ્ણ, આવી રીતે યુદ્ધ માટે થનગનતા ઘોડા જેવા પોતાના મિત્રની આ સૂચના સાભળી મનમાં રાજી થયા કે, અર્જુન ઠીક રંગમા છે એમણે તરત રથને બે સૈનાઓ વચ્ચે લીધો, અને ભીષ્મ, દ્રોણ, આદિ અનેક કૌરવ મહારથી રાજાઓ ઊભા હતા તેમની સામે તેને ખડો કર્યો, અને કહ્યું, “હે પાર્થ, જો આ તારી સામે એકઠા થયેલા બધા કુરુવંશીય યોદ્ધાઓ!” (૨૪-૨૫)

આવતાં મને લાગી આવ્યું કે, મારે એ કાંઈ ન જોઈએ આમ, સામે વાળાઓ હોવા છતાં, એમને હણવાની મારી ઇચ્છા નાશ પામી ગઈ એટલે સુધી કે, લડવાથી આ પૃથ્વીનું તો શું, ત્રણે લોકનું રાજ્ય મળે, તોય મને એમને મારવાનું મન બિલકુલ થતું નથી " (૩૨ થી ૩૫)

શ્રીકૃષ્ણ કહે — અરે! આ તે કેવી વિચિત્ર વાત તું કરે છે! યુદ્ધમાં સામે આવે તે મારે અને મરે પણ, તેમાં નવાઈ શી?

અર્જુન કહે — હે સખા, એ તો ઉઘાડું છે પણ સામે લડનારાં જો આપણા જ સગાંસંબધી ભાઈઓ હોય, તો લડી લડીનેય લાભ શો? અને તે સંબધીઓય કેવાં! પૌત્ર ને પુત્રથી માંડીને ગુરુ ને દાદા સુધીના લોકો! આ તો કેવું થાય?— જેમના સુખભોગ માટે લડવા નીકળ્યા, તેઓને જ મારા! એમ તે મરે, તો પછી લડવાનો અર્થ શો? કેને માટે — શા સારુ?

શ્રીકૃષ્ણ કહે — પણ, હે મિત્ર, એ તારા સગાઓ જોડે લડવાનું થશે, એ કાંઈ તને કલ્પના નહોતી? અને તેઓ તો લડવાને આવ્યા જ છે, તેઓ તારા ભણીનાને તો મારશે જ, તેઓમાંથી પણ મરશે એને પરિણામે, તારાં સ્વજનો તો મરવાનાં આ યુદ્ધ જ સ્વજનો સ્વજનો વચ્ચેનું છે, એમાં જેઓ મરવાના હશે તે મરશે જ તેમાં તેં નવું શું ભાળ્યું કે, આમ આકળો-બાકળો થઈ જાય?

અર્જુન કહે — હે કૃષ્ણ, એ તમે ખરું કહો છો પણ પ્રત્યક્ષ આ સ્વજનવધના સંભવનો ચિતાર જોતાં, મને ઓચિંતો અંતરમાંથી પહલી વાર ખ્યાલ ઊઠયો કે, 'અરે આ તો પાપના સોદામાં હું પડી ગયો! આમાં અમારું શ્રેય ખરું? સ્વજનને મારવાથી શું ભલું થાય, તે મને સમજાતું નથી અરે, તેથી સુખ તો કયાં રહ્યું, ઊલટું પાપ જ લાગે ધૃતરાષ્ટ્રના પુત્રોએ અમારી સામે આજ લગીમાં અનેક મહા ખરાબ આતતાયી કર્મો કર્યાં છે એમ ખરું તથા છેવટે રાજ્યના લોભમાં પડી જઈને તેઓ લડવા સુધી પણ કૂદી આવ્યા એ બધું ખરું છતા સ્વજનો આમ ઝઘડે એમાં પાપ છે એ વસ્તુ તેઓ રાજ્યલોભમા

પડીને આંધળા બની જઈ ન જુએ; તેથી હું પણ એવી ભૂલ કરું? નહિ જ; મારાથી ન જ લડાય.' અને મને થઈ આવ્યું કે, પૃથ્વીનું રાજ્ય તો શું, ત્રણે લોકનું રાજ્ય મળે, તોય આ પાપ તો કેમ જ કરાય?

શ્રીકૃષ્ણ કહે — ઓહો! આ તો તું ભારે મોટા જ્ઞાનની વાત છેડતો લાગે છે! એ તો સમજવા જેવી મોટી વાત તેં કહી કે, યુદ્ધમાં તો પાપ છે; તે કહે જોઈએ કે, કઈ રીતે વારુ? તને ક્ષત્રિયને શું સમજાયું કે, એમાં તું પાપ જુએ છે?

અર્જુન કહે — હે સખા, સ્વજનને મારવાથી સુખ તો ન જ મળે; કેમ કે તેથી તો મારા પોતાના જ કુલનો ક્ષય થાય ને? અને કુલક્ષય કરવામાં તો આત્મઘાત જેવું જ પાપ નહિ? અરે, ને ઉપરાંત યુદ્ધમાં તો મિત્રોનો દ્રોહ કરવાનું પાપ પણ વહોરવાનું આવે એટલે આથી તો કશું શ્રેય થાય એમ હું જોતો નથી સામેવાળા કૌરવો આ ન સમજે તો એ જાણે; મને તો પાપ દેખાય છે. તેથી તેમાં હું કેમ પ્રવૃત્ત થઈ શકું? કોઈ પાપ કે અધર્મ કરે, તેથી આપણેય તેને વાટે એમ કેમ કરી શકીએ?

શ્રીકૃષ્ણ કહે — પણ આમાં પાપ કે અધર્મ તને ક્યાં દેખાયાં? તું ક્ષત્રિય છે; અન્યાયથી તારું હકનું રાજ્ય લઈ લેનાર સામે લડીને તું તે પાછું મેળવે, એ તો તારું કામ જ છે!

અર્જુન કહે — હે મિત્ર, એ તો હું જાણું છુ. તેથી તો આજ સુધી તેને માટે તૈયારીઓ કરવા કમર કસીને લાગ્યો રહ્યો છું. રાજ્ય-સુખનો લોભ પણ મને નથી એમેય કેમ કહું? પણ એ તો કુલોદય — કુલ-કલ્યાણને માટે જ હતો ને? પણ એથી જો ઊલટું બને — કુલ-ક્ષય જ થઈ રહે, તો એ તો આત્મઘાતક મૂર્ખતા જ ને? અને વીજળીના ચમકારાની પેઠે મેં હમણાં જોયું તે એ જ કે, આ યુદ્ધમાં તો સ્વજનવધ જ થશે. એટલે, મને ધર્મશાસ્ત્રમાં સાંભળ્યા કરેલું બોધવચન યાદ આવ્યું કે, કુલક્ષયમાંથી પાપ જ નીપજે, અને એ કરનારની ગતિ નરકવાસ થાય છે. હે કૃષ્ણ, આ બધું તમે જાણો, છતાં તમે એમ કેમ

પૂછો છો ? જુઓ, પરાપૂર્વથી આપણે સાંભળતા આવ્યા છીએ કે, કુલક્ષય થાય એટલે સનાતન કુલધર્મો નાશ પામે; એથી આખા કુળમાં અધર્મ જ ચઢી વાગે; તેથી કુલવધૂઓ ભ્રષ્ટ થાય, અને એમાથી કુલમાં વર્ણસંકરતા આવી જાય, એટલે તે કુલ અને તેને હણનારા બધા નરકે જ જાય 'કુલના પિતૃઓને કોઈ પિંડદાન ઇ૦ દ્વારા તર્પણ ન કરી શકે. એમ કુલ અને જાતિ બેઉના ધર્મો ઊજડી જાય. અને એમ થાય તો, મારી તો એવી સમજ થાય છે કે, એ રસ્તે જનારનો અચૂક નરકવાસ થાય (૪૦ થી ૪૫)

શ્રીકૃષ્ણ કહે — ઓહો ! તું આવા ખ્યાલમાં સપડાઈને કૃપાવિષ્ટ બની જઈને આ વિચિત્ર દશાને પામ્યો છે ?

અર્જુન કહે — હે મિત્ર, આથી મને તો હૃદયમાં એવો ઉદ્વેગભર્યો શોક ભરાઈ આવ્યો કે, હે પ્રભુ, રાજ્યલોભથી બુદ્ધિ ખોઈ બેસી અમે તે કેવાં ભયંકર પાપકર્મ કરવા સુધી દોરી ગયા ! અરે, સ્વજનોને મારવા નીકળી પડ્યા ! આથી મને તો હવે એમ જ થાય છે કે; હું તો શસ્ત્ર છોડી દઉં અને ન જ લડું, પછી ભલે અશસ્ત્ર બનેલા મને ધાર્તરાષ્ટ્રો મારે; શસ્ત્રો ધરીને લડું તેના કરતા એમ થાય તોપણ તે મારે માટે બહેતર છે (૪૫, ૪૬)

આમ કહીને અંતે સંજયે ધૃતરાષ્ટ્રને કહ્યુ — હે રાજા, એમ બોલીને, આ રીતે શોકમાં પડી ગયેલા અર્જુને ધનુષબાણ છોડી દીધા અને ભર રણમેદાનમા સેનાઓ વચ્ચે પોતાના રથમા એ ચુપચાપ બેસી જ ગયો ! હે રાજા, એણે જે બધુ કૃષ્ણને કહ્યું તે કેવળ લૂખું જ્ઞાન ડહાપણું નહોતુ, અંતરમાંથી તેને પ્રમાણિકપણે આ લાગી આવ્યું હતુ એના રોમેરોમમાં વસેલા એ ઉદાત્ત કૃપાભાવથી તેની યુદ્ધોર્મિ સ્થગિત થઈને તે સાવ અક્રિય થઈ ગયો !

## નોંધ

### વિષાદ-યોગ

આમ, ગીતાનો વિષાદયોગ નામે પહેલો અધ્યાય પૂરો થાય છે. એ જોતાં એક પ્રશ્ન જે સહેજે ઊઠે છે તે એ કે, આવું તે બનતું હશે? વરસોથી ધારેલી વાત જ્યારે આવી, ત્યારે તેમાંથી મન હટી જાય એમ?

હા, એમ બને એમાં સામે જો એવો જ પ્રબળ નવો ભાવ ઓચિંતો પણ જાગે, તો અગાઉની વરસોથી ચાલુ વાતને પણ એક વાર તો તે વડે બ્રેક વાગે જ. અને ત્યારે, પૂર્વસંસ્કારોના પ્રત્યાઘાતથી, જેવી અર્જુનની દશા થઈ, તેવી વ્યગ્ર આકુળ-વ્યાકુળતા થઈ જાય. હા, એવા ભાવની બ્રેક પૂરતી પ્રબળ હોવી જોઈએ.

અર્જુનને એવી પ્રબળ બ્રેક કયા ભાવમાંથી લાગી ગઈ? — આ અધ્યાય તેનો જવાબ સમજવામાં મદદરૂપ છે.

ગીતાકારે અર્જુનને 'પરયા કૃપયાવિષ્ટ' (શ્લો. ૨૮) કહ્યો છે: પરમ કૃપાનો આવેશ એને ઘેરી વળ્યો, એમ વર્ણન કર્યું છે. આ પરમ કૃપાભાવ એટલે કુલધર્મની રક્ષાર્થ કુરબાન થવાની પરમાર્થક ભાવના રાજ્યલોભનો કે મહાન યોદ્ધાની કીર્તિનો કે એવો કોઈ સ્વાર્થી ભાવ આ નથી; તેથી તે 'પરમ' ઉદાત્ત કે પરાર્થ-ભાવ છે. યુધિષ્ઠિરનો વિષાદ પોતાની જીત વિષેની શકા પરથી હતો; અર્જુન એ બધા વિષે નિ:શંક મનવાળો છે. પરમપુરુષાર્થી ક્ષત્રિય હોવા છતાં, એને તો ક્ષત્રિયના યુદ્ધધર્મ પર જ શંકા ગઈ કે, કુલધર્મઘાતક યુદ્ધ લડવાથી ફાયદો કેવો કે શ્રેય જ શું? એથી તો પાપ લાગે ને અંતે નરકે જ જવાય, એવી અનુશ્રુતિ પર પોતાની શ્રદ્ધા છે, એવું તે કહે છે (શ્લો. ૪૪).

આમ અર્જુન પાપભીરુ પુરુષ છે, અને કોઈ ભોગે પણ પાપ તો ન જ કરાય, એવી શ્રેયોબુદ્ધિ અને જીવનનિષ્ઠા તેને છે. નરી રાજ્યસુખવૃત્તિના સ્વાર્થ કરતાં આ જુદી વસ્તુ છે, એ આ અધ્યાય કહે છે; એ કારણે તે મનોભાવ યોગ લક્ષણ ધરાવે છે.

અને અંતે ( શ્લો૦ ૪૭ ) કહ્યુ છે કે, ધનુષબાણ છોડીને ' શોક સંવિગ્ન માનસ ' બનેલો એવો અર્જુન રથમા બેની પડયો એટલે, ઉપરના પરમ કૃપાભાવની સાથે શોકનો સંવેગ પણ તેને થઈ આવેલો બતાવ્યો છે એટલે કે, કેવળ પરમ કૃપાભાવ નથી – તેનો પણ 'આવેશ' જ છે, બીજી બાજુ શોકનો પણ ' સંવેગ ' છે મતલબ કે, સમાધાન પૂર્વક કે સ્થિર બુદ્ધિથી અર્જુન ન લડવાની વસ્તુ નથી સમજ્યો નહિ તો તે લડવામાં જેવો ઉમળકો ધરાવતો હતો, તેમ જ ન લડવામાં સ્થિરબુદ્ધિ હોત

આમ બનવાનું કારણ ઉઘાડુ છે લડવાનો આવેગ તો પહેલેથી ચાલુ હતો, તે પોતાની ગતિથી વગર વિઘ્ને ન જઈ શકયો, કેમ કે સ્વજન વધના પાપથી થતો ધર્મનાશ એની નજરમાં આવતા, તે પરમ કૃપાવિષ્ટ થઈ ગયો આ ઓચિંતા આવેશથી યુદ્ધનો મૂળ આવેગ સ્થગિત થઈ ગયો આ જે બે ભાવાની અથડામણ થઈ, તેનું બાહ્ય પરિણામ શોક રૂપે જોવા મળે છે આવી રીતે અર્જુનની ગૂંચાયેલી સ્થિતિ છે, તેથી જ તે સ્તબ્ધ થઈને ભરરણમેદાનમાં જ અશસ્ત્ર થઈ શકયો, – અરે, શરીર જ કામ ન કરે એવી વિકલતા તેનાં બધાં અંગોમા આવી ગઈ !

આ સ્થિતિના વર્ણનનો અધ્યાય, યથાયોગ્ય રીતે, વિષાદયોગ નામ પામે છે ધર્મપાલન-બુદ્ધિ અને પાપભીરુતામાથી નીપજેલો તે વિષાદ છે તેથી તેમાં યોગશક્તિનું બીજ રહેલું છે અને તેથી જ તેને દૂર કરવા માટે, કુદરતી રીતે, અનુરૂપ રસ્તો જ લેવો પડે, – કે જે શ્રીકૃષ્ણ હવે પછી તેને યોગ્ય સમજ-બુદ્ધિનો બોધ આપવા દ્વારા લેશે

## ૩

# ગીતાબોધનો આરંભ

## ૧

અર્જુનના શોક-વિષાદનુ સ્વરૂપ પહેલા અધ્યાયમાં આપણે જોયુ. સંજયે તે ટીક મઠારીને ધૃતરાષ્ટ્રને કહ્યું સ્વાર્થ-ચક્ષુ ધૃતરાષ્ટ્ર તે સાંભળી મનમાં મલકાયો હશે કે, "પાડવ દળને માટે ભલી વિમાગણ જાગી! જો અર્જુન હવે લડે નહીં, તો મારા પુત્રોની જીતના ટકા એકદમ સુધરી જાય!" નાના ભાઈ પાંડુની બીમારી બાદ મૃત્યુનો લાભ સાધીને તેનુ રાજ્ય ધૂતવાને ધર્યે આંખો મીંચીને નીકળેલા, અને પાંડુ રાજાના અવેજી 'રિજન્ટ', એમ રાજા બનેલા અધ ધૃતરાષ્ટ્રના આવા મનને તેનો રહસ્ય-મત્રી સંજય પામેલો હતો

અર્જુનની દુ:ખદ શોકદશા જાણી ધૃતરાષ્ટ્રે પોતાના ભાઈના પુત્રોની આ મુસીબત વિષે અફસોસની લાગણી બતાવવાનો વિવેક ન કર્યો, તો બીજી બાજુએ પોતાના મનનો છૂપો મલકાટ વર્તાઈ જાય એવું પણ કાઈ સંજયને ન પૂછ્યું કે કહ્યું. પોતાના ભાવ મનમાં જ તેણે દાબી રાખ્યા

સંજયની સ્થિતિ આ કરતા જુદી હતી: તે પાંડવો માટે જુદો ભાવ રાખતો હતો. યુદ્ધ તેને ગમતું નહોતું પણ ધર્મ-પક્ષ, એટલે કે, ન્યાય-પક્ષ સારાંશે પાડવોનો હતો, એમ તેની લાગણી બધાઈ હતી. છતા, તેઓ ધર્મથી વર્તે — યુદ્ધ પ્રસંગે પણ ધર્મથી જે યોગ્ય ઠરે તે જ આચરે, અને રાજ્યલોભથી કામાર્થી બનીને અથવા તો કૌરવોનાં કુકર્મો સામે જોઈને વેર-ભાવથી ઉશ્કેરાઈને ક્રોધવશ થઈ જઈને આંધળા ન બને,— એમ ક્રોધને,

બાજુએ રાખીને અને પોતાના અર્થ કરતા ધર્મ તરફ પહેલું જોઈને તેઓ ચાલે, એમ તેના મનમાં હતું ખરુ અને આવા ધર્મ વિષે એની અમુક શાન્તિવાદી વિચારણા હતી, અને તેણે, રાજા ધૃતરાષ્ટ્ર વતી યુધિષ્ઠિરને શાન્તિનો સદેશ કહેવા ગયો ત્યારે, તેમને એ વિષે કહેલુ પણ ખરુ (જુઓ "ગીતાનુ પ્રસ્થાન" પાન ૨૯) તે વખતે શ્રીકૃષ્ણ જોડે પણ સઞ્જયને આ વિષે ચર્ચા થયેલી સંજય શ્રીકૃષ્ણને તે યુગના ધર્મજ્ઞાનમૂર્તિ સમાન ગણી તેમનું આદરમાન કરનાર માણસ હતો અર્જુનનો આ પ્રસગ ઊભો થયો, ત્યારે શ્રીકૃષ્ણ તેની પડખે હતા, અને તેમણે અર્જુનની દશા જોઈને તરત તેની જોડેનો પોતાનો સવાદ આગળ ચલાવ્યો જ હતો ધૃતરાષ્ટ્રે કાંઈ પૂછવુ કર્યું નહિ, (અને ગીતામાં ઠેક સુધી તે સ્વાર્થયમુ રાજા ફરી કાંઈ જ બોલતો વ્યાસજીએ પોતાના ગીતા કાવ્યમાં બતાવ્યો પણ નથી!),–એટલે સઞ્જયે પોતાનું નિવેદન આગળ ચલાવ્યુ

આ નિવેદનથી ગીતાના બોધનો ખરો આરભ થાય છે તેની પૂર્વ-પીઠિકા રૂપે અર્જુન-વિષાદ યોગ છે, તે કહીને સંજયે ધૃતરાષ્ટ્રને હવે બીજો 'સાંખ્યયોગ' નામે અધ્યાય કહેવો શરૂ કર્યો —

૨

સંજયે કહ્યુ, "હે રાજા, અર્જુનની આ દશા ખરેખર દયાજનક હતી એનું શું વર્ણન હુ તમારી આગળ કરુ! ગાંડીવધારી અર્જુન જેવો અર્જુન પોતાના જ અતરના વિષાદ બાણથી એવો તો મર્મમાં વીંધાઈ ગયો કે, તે વડે તેનું ગાંડીવ જ હાથમાંથી છૂટી ગયું, અને એના ઘામાંથી શોક દ્રઝયા જ કરતો હતો બે સેનાઓ વચ્ચે આવતાં,— સાક્ષાત્ જાણે યુદ્ધ થયુ અને સ્વજનવધ થઈ ચૂક્યો હોય એમ,— અંતરકલ્પનાચક્ષુથી તેને દેખાતા સ્વજનવધથી સાવ શોકમગ્ન બની ગયેલા અર્જુનની આંખોમા આંસુ માતાં નહોતાં શ્રીકૃષ્ણે જોયું કે, તેથી અર્જુન જેવો પરતપ મિત્ર પણ સાવ ઢગલો જ થઈ ગયો છે!

આથી કાઈક છછેડાઈને કે કેમ, પરંતુ, ખરેખર તો તેને સતેજ કરી લડવા તૈયાર કરવા માટે શ્રીકૃષ્ણે એને કહ્યુ, "અલ્યા અર્જુન, આ પીઢ તને! અને તેયે આવા વિષમ કાળે! આ બલા તને કયાંથી વળગી આવી? તું જે કહે છે એ વસ્તુ તો તદ્દન અનાર્યોને છાજે એવી હીણી છે, તારી વાત તો, ઊલટુ સ્વર્ગ ખોવડાવી દે એવી અસ્વર્ગ્ય છે, અને તું કહે છે એમ કરે તો તારી અકીર્તિ જ થાય હે મિત્ર, તું ગમે તેમ કહે તેથી શું? તારી ન લડવાની વસ્તુ નરી કાયરતા જ છે આવુ ક્લૈબ્ય તને કદી છાજે? તું સકર ન કુલનાશ ને નરક ને પાપ ઇ૦ બધી વાતો તો કરે છે, પણ મૂળે તારુ કાળજુ જ વિષાદ રોગથી ઢીલું થઈ કપી ગયુ છે આ તારી હૃદયની દુર્બળતા જ તારી ન લડવાની વાતનું કારણ છે, બીજુ કાઈ એમા નથી હે પરતપ, તેને તું ખંખેરી કાઢી લડવાને તૈયાર થઈ જા (૧ થી ૩)

સજય કહે— હે રાજા, આમ શ્રીકૃષ્ણે અર્જુનને કડક શબ્દોમા પહેલો તો ઝાટકી જ નાખ્યો! તેથી અર્જુન કાઈક સાવધ થયો, અને બોલી ઊઠયો, "હે મધુસૂદન, તમે કહ્યુ તો ખરુ કે ખરો થા એટલે શું પૂજ્ય એવા ભીષ્મ, દ્રોણને બાણથી વીંધવા તૈયાર થાઉં એમ જ ને? આ કેમ બની શકે? એ મહાનુભાવ વડીલોને ન હણ, તેને પરિણામે અમે હારીએ અને રાજ્ય ખોઈ ભીખ માગતા થઈએ એ જ એનું મૂ ય ને? હે નખા, ભલે એમ થાઓ જીતથી મળી મળીને લોહી ખરડયા ભોગ માણવાના અમને મળે એટલુ જ ને? તેના કરતા આ લોકમા ભીખ માગી ખાવી ભલી! (૪, ૫)

"વળી, હે કૃષ્ણ, મને તો એ પણ સમજાતુ નાથી કે, અમે જીતીએ તે અમારે માટે સારુ કે અમે હારીએ તે સારુ! કારણ કે, જેમને હણીને અમને જીવતા રહેવાની ઇચ્છા ન થાય એવા સ્વબાધવો તો સામે જ લડવા આવ્યા છે એટલે, લડાઈ તો લમણે લખાઈ છે, એનો અર્થ,— અમારી હાર થાય કે જીત, તોપણ — સ્વજનવધ તો થશે ખરો જ! આમ કરુ કે ન કરુ એથી ફેર નહિ પડે આથી કરીને,

હે કૃષ્ણ, તમે એ સાચું કહ્યું કે, આમ અચૂક થનાર સ્વજનવધના પરિણામને કલ્પનાચક્ષુથી જોતાં, મારું હૃદય ઢીલું પડી જઈ કૃપણતાનો દોષ આવી ગયો છે, તેથી લડવાનો માર્ગ ક્ષત્રિય સ્વભાવ માર્યો ગયો છે છતાં, હે મિત્ર, ક્ષત્રિયધર્મ મને શું કહે છે તેથી અજાણ છું એવું નથી બે ધર્મો વચ્ચે ચગદાયેલા જીવના જેવી મારી દશા છે પરિણામે, મારી બુદ્ધિ કામ નથી કરતી — આ સંજોગમાં શું કરવું ઉચિત, તે મને નથી સમજાતું હું ધર્મસંમૂઢ બની ગયો છું એટલે તમને પૂછું છું કે, કયું વધાર સારું તે તમે મને નક્કી કહો હું મારી મૂંઝવણમાં તમારું શરણ લઉં છું — તમારો શિષ્ય છું સમજો, અને આ ધર્મસંકટમાં મારો ધર્મ શો છે તે સમજાવો (૬, ૭)

"અને, હે શ્રીકૃષ્ણ, તમે મને શોક ખંખેરી લડવાનું કહ્યું હે સખા, મારે માટે તે આજ્ઞારૂપ કહેવાય પણ મારી દશા એવી છે કે, દુનિયાનું તો શું, પણ ઇંદ્રનું રાજ્ય મળે, તો પણ મારા દિલમાં જે શોક વ્યાપ્યો છે, તે ટળે એમ નથી અને કશાથી પણ એ ટળે કે કેમ, એ જ હું તો જોઈ શકતો નથી તેથી કરીને, તમે મને ખડો થવાની આજ્ઞા કરો, તે મારાથી પાળવી પણ ન બની શકે, એવી લાચારીમાં હું આવી પડયો છું "

સંજય કહે — હે મહારાજ, આમ પોતાની સ્થિતિનું શ્રીકૃષ્ણને નિવેદન કરીને પરંતપ એવા અર્જુને કહ્યું, " હે ગોવિંદ, હું તો નહીં લડું, મારા હાલ તમે જુઓ છો " અને એમ બોલી તે તો પાછો એ રથમાં પૂર્વવત્ ચૂપચાપ ઠરી ગયો (૯)

શ્રીકૃષ્ણ અર્જુનની આ વાત સાંભળી એની સ્થિતિ સમજ્યા એમણે જોયું કે, શરૂઆતમાં અર્જુન તેના તાત્કાલિક આવેગનો માર્યો, પોતાની સત્યતાના અભિમાનભેર, પાપ અને નરક તથા કુલધર્મ ઇ૦ મોટાં નામ લઈને, પોતાની શ્રુતિ-સમજ ગર્વથી જાણે ફેંકતો હોય, એમ લાગતું હતું પણ હવે તેમાં ફરક પડવા માંડયો હતો શ્રીકૃષ્ણે તેને ઠપકાર્યો તેથી તેને દેખાયું કે, પોતે કદાચ ભ્રમમાં હોય, પોતે કદાચ

ભીષ્મ દ્રોણ પ્રત્યેના અતિ પૂજ્યભાવથી તણાઈ જતો હોય, તેથી ધર્મ બરોબર વિચારી શકતો ન હોય અને એમ અર્જુને પોતે તે જોઈને કબૂલ કરીને શ્રીકૃષ્ણને કહ્યુ પણ ખરુ કે, 'કાર્પણ્યદોષને લીધે મારો જાતિ-સ્વભાવ હણાયો છે, તેથી મારુ ચિત્ત ધર્મસમૂઢ બની ગયુ છે' અને તેમ જણાવી, પોતાની આ આપત્તિમા સત્ય પથે દોરવાની વિનતી તેણે શ્રીકૃષ્ણને કરી

સ જય કહે—" હે મહારાજ, શ્રીકૃષ્ણ પોતાના પરમ મખામા આ પરિવર્તન જોઈને રાજી થયા, અને મલકાતે મુખે મિત્ર સામે જોઈને, શિષ્ય ભાવે તેણે જે યાચના કરી તેનો સ્વીકાર કરીને, તેને કહેવાનુ તેમણે શરૂ કર્યું હે રાજા, આ કેવી વિચિત્ર કાવ્યમય સ્થિતિ હતી! કયા શરૂમા બ ને સેનાના શ ખોની કારમી ને કાન ફોડી નાખે ને કાળજા ચીરી નાખે એવી ગાજવીજ, અને ક્યા અર્જુનની હૃદયગુહામાથી ઊઠતો મમવધી શોક-વિષાદ નિનાદ! એના વડ અર્જુનનુ હૃદય તો ચિરાઈ જ ગયુ, અને તેની આખમા સોકાશ્રુ માના નહોતા પણ તે જ કાળ, એ રુદન સામે, કયા શ્રીકૃષ્ણનુ એ મદ મૃદુ હાસ્ય! રણક્ષેત્ર પર શસ્ત્ર અને શખની ગાજવીજ વચ્ચ નરનારાયણના અવતાર સમા બે મિત્રોના હાસ્ય અને રુદનનો નાનકડા અવાજ પણ નાનીસૂની વસ્તુ નહોતો હે રાજા વ્યાસ મુનિના પ્રસાદથી આ હાસ્ય અને રુદનનો આખો પ્રસગ અને તે પરથી બાદમાં શ્રીકૃષ્ણે જે અદભુત પોતાનુ વક્તવ્ય શરૂ ક્યું, તે મારા નગા કાને મેં સાભળ્યુ છે તે તમને હવે માડીને કહુ તે સાભળો"

## ૪

# અર્જુનનો પ્રશ્ન

અધ્યાય ૨ ના શ્લોક ૧ થી ૮ સ્પષ્ટ બતાવે છે કે, ગીતાબોધનું પ્રયોજન કે નિમિત્તકારણ અર્જુને શિષ્યભાવે શ્રીકૃષ્ણને જે પ્રશ્ન કર્યો (શ્લોક ૭) તે બન્યુ છે તેથી આ પ્રશ્નનુ સ્વરૂપ સ્પષ્ટ સમજવુ જોઈએ

અર્જુન ટૂકમા પોતાની સ્થિતિ વર્ણવે છે—"કાર્પણ્યદોષમા સપડાયો છુ, તેથી ધર્મ-સમૂઢ-બુદ્ધિવાળો બની ગયો છુ, તેને લઈને મારી અત્યારની સ્થિતિમા મારે માટે શું શ્રેયસ્કર છે, તે હુ પામી શકતો નથી માટે હુ શિષ્યભાવ તમારે શરણે આવું છુ, મને કહો કે, મારે માટે નક્કી શ્રેયોમાર્ગ શો છે"

અને વિશેષમા તે પોતાની સ્થિતિ વિષે જણાવે છે કે, "હે કૃષ્ણ, ખરેખર, મને મારા આ શોકસાગરનો આરો જ નથી દેખાતો રાજ્ય કે જીવનના લોભ લાભનું કોઈ જ લેખું આ શોકમાથી મને તારી શકે, એમ લાગતું નથી અને જો શોકમાથી ન છૂટુ તો લડુ શી રીતે? આ મારી સ્થિતિ છે, આ મારો તમને પ્રશ્ન છે"

અહીંયા નોંધપાત્ર બાબત એ છે કે, સામાન્યપણે શોક ઈ૦નુ કારણ પોતાની હાર કે અલાભ યા નુકસાન થવાની ભીતિ કે એવુ હોય અર્જુનને એ કારણ પજવતું નથી

બીજુ એમ હોય કે, આ સ્વજનો મરશે, એનું મરણદુ ખ તેને શોકમા નાખે, પણ તે તો ચાહીને મારવા આવ્યો છે, પછી દુ ખ માનવાનું ક્યાં રહ્યુ? પરતુ અર્જુન એ મરણમાંથી આગળ દૃષ્ટિ દોડાવીને

જુએ છે કે, આથી કુલનાશ થઈને અધર્મ કે પાપ થશે. અને આ પાપની ભીતિ તેને લાગે છે: આવા પાપકર્મમાં પોતે જો ફસાય, તો જીવનનાં શ્રેય, સાફલ્ય કે સાર્થકતા નાશ પામે; એટલે કે, સ્વર્ગને બદલે નરક મળે.

તેથી અર્જુન કહે છે કે, "વર્ણધર્મ ખરો, યુદ્ધ ખરું, અને તેની પ્રેરણાથી ચાહીને લડવા આવ્યો છુ તેય ખરું; પણ એ બધા મુજબ ચાલતાં એવુ કર્મ કરવુ પડે, કે જે પાપ છે તેવો મારો પાકો ખ્યાલ બંધાયો છે, તેથી તે કર્મ કેમ થઈ શકે?—આ ભાવ મારા હૃદયમા એવો ઊંડો ઊતરીને ઠર્યો છે કે, તે કેમે કરીને ન હઠે. આ મારો પ્રશ્ન—આ મારી આપત્તિ છે"

શ્રીકૃષ્ણ આ સાંભળીને હસ્યા શા માટે હશે? તેમણે જોયુ કે, પોતાના પરમ સખા અર્જુનની સ્થિતિ અદ્વિતીય છે, તો બીજી બાજુએ તેવી જ તેની મૂઝવણ પણ વિલક્ષણ છે

તે દુર્યોધનાદિ પેઠે કેવળ કામાર્થ જડ બની ચાલનારો નર્યો અર્થકામી માણસ નથી છતી શક્તિએ તે લડવા ના પાડે છે, અને ન લડે તો હાર જ આવી રહે, તો એ વહોરવા પણ તે તત્પર થયો છે!

તથા અર્થ પરાયણ ધર્મદૃષ્ટિ ધારીને અવશે પણ કૌરવ પક્ષે ગયેલા ભીષ્મદ્રોણાદિ પેઠે અર્જુન અર્થદાસેય નથી, કે જેથી પ્રેરાઈને તે પોતાના ભાઈઓનો અર્થ સમજીને અવશે પણ પાડવપક્ષે લડવાનો પોતાનો લાચારીધર્મ માને અને કુલવધ કરવાનુ પણ બીડુ ઝડપે

કુલવધ હીન અને હેય વસ્તુ છે, એ ધૃતરાષ્ટ્ર, દ્રોણ ભીષ્મ આદિ સૌ લોકો જાણે છે, માને છે પરંતુ પોતપોતાની રીતે અર્થકામી બનીને તેઓ લડવા તૈયાર થઈ આવ્યા છે અર્જુન એવુ પણ કરી શકતો નથી, એ એની જુદાઈ વિલક્ષણ છે

વળી, શુદ્ધ ધર્માર્થ-દૃષ્ટિ વિચારીને લડવાનું બીડુ ઝડપનાર ધર્મરાજ યુધિષ્ઠિર જેવી ક્ષત્રિયધર્મબુદ્ધિ પણ અર્જુન પોતાને માટે યોગ્ય માની શકતો નથી. જેમાં પાપ લાગે તે બુદ્ધિ ભલે સ્વવર્ણની—સ્વધર્મની હોય તોય કેમ ધરી શકાય?—એમ એને શંકા ઊઠે છે

અને દુર્બુદ્ધિ દુર્યોધનાદિ સામે ક્રોધ અને વેરભાવથી હસ્મેશાઈને સામાન્ય જનોના લૌકિક ન્યાયથી ચાલીને પણ તે પ્રદીપ્ત થઈ શક્તો નથી, કે જેમ નકુલ, દ્રુપદ, દ્રૌપદી ઇ૦નું મન કામ કરતું હતું

આમ અર્જુનના મનોભાવની ભાત નિરાળી જ હતી તે એમ ગૂંચવાયો હતો કે, પરાપૂર્વથી શ્રુતિજ્ઞાન નાબાળતો આવ્યો છુ કે, ગુરુવધ અને કુલવધ પાપ છે, તો તેવું પાપ કરવુ કેમ બને? તેમાથી બચવા માટે તે ન લડવાનું શરણ લેવુ બહેતર માને છે છતાં જ્ઞાતિવધ જોઈ બળરામ પેઠે તીર્થયાત્રાએ પણ તે નીકળી ન જઈ શક્યો તેમ જ લડવાનુ જોતા છતા તેમ કરતાર તેનું ચિત્ત પ્રસન્ન નથી થતું કેમ કે જો બુદ્ધિ એ વિષે બરોબર નિશ્ચયી હોય, તો તેને પરિણામે ઉત્સાહી ચિત્તપ્રસાદ નીપજવો જોઈએ એને બદલે એને ઘેરો શોક થાય છે એ બતાવે છે કે, એ બળરામ યુધિષ્ઠિર પેઠે, પોતે શું કરવુ એ વિષે નિશ્ચિત નથી, પણ ગૂંચવાયો છે

અહીં યા એક વિશેષ વસ્તુ એ પણ આપણે નોધવી જોઈએ કે, આજે જોવા મળતા શાંતિવાદી કે અયુદ્ધવાદી જેવી પણ તેની સ્થિતિ નથી (આને મળતી — શાંતિના અર્થદાસ જેવી બુદ્ધિ સંજય બતાવે છે, એ પણ ધ્યાનમા લેવા જેવુ છે) અર્જુનને તો સ્વજનયુદ્ધના પરિણામી વધથી નરકવાસનુ પાપફળ જણાય છે, તેથી તેને આઘાત લાગી માનસિક ગ્લાનિ આવી ગયો છે

અને પોતે ન લડે તેથી આ કુલક્ષયનુ પાપ નહીં થાય એમ પણ તેને ખાતરી નથી બલ્કે, એ તો અચૂક બનાવાનું જ અમ પણ તેને દેખાય છે આથી જ કરીને ન લડવાનો એનો વિચાર પણ વ્યર્થ લાગતો છતો પાકો બની શકતો નથી પરિણામ, ચિત્તપ્રસાદને બદલે ગ્લાનિ, વિષાદ, શોક તેના આખા સ્થૂલ સૂક્ષ્મ સર્વ દેહને ઘેરી વળે છે અને આ ગ્લાનિ કે શોક નર્યો સ્મશાન વૈરાગ્યથી જેવો આવી ગયો હોય એવો નથી જે શ્રુતિજ્ઞાન પોતે સાચુ માન્યું છે, તેમાથી ઉદ્ભવતો એ ભાવ છે

એટલે કે, ન લડવુ એ એનો વિચાર, કાર્ય કે ક્રિયાની નીતરેલી નિચોડ બુદ્ધિનો નિર્ણય નથી, એ તો કેવળ અધવધરાની અધવચ અધ્ધર દશા છે, સાપ છછુંદર ન્યાયે, ન યુદ્ધ છોડાય — ન લેવાય, એવુ લગભગ એનુ થઈ ગયુ છે

આથી અર્જુનની સ્થિતિ મહાભારતના બીજા પાત્રો કરતા સાવ નોખી છે તે એક ચતુર્થ પુરુષાર્થીની – પાપમુક્તિ ચાહનાર માનવ જીવાત્માની દશા છે આ વસ્તુથી શ્રીકૃષ્ણ રાજી થાય છે કે, પોતાનો મિત્ર જાગ્રત પુરુષ છે, તે કેવળ અર્થાર્થી કે વર્ણધર્મી કે રાજ્યલોભી કે વેરી કે કામક્રોધગ્રસ્ત માણસ નથી અને અર્જુનનુ આ અભિજાતત્વ જ એનું શોકબીજ છે, તેમાથી ઔચિતુ યથાકાળે આ શોકવૃક્ષ ફૂટી આવ્યુ, જેથી તે તેની નીચે છવાઈ ગયો

## ૫

# અર્જુનના શોકનું નિદાન

સંજય ધૃતરાષ્ટ્રને કહે – હે રાજા શ્રીકૃષ્ણ પોતાના મિત્રની અકાળે મૂઝવણનું સ્વરૂપ સમજ્યા અને તેમા રહેલા એના મુગ્ધભાવ પર રાજી થઈને મલકાતે મુખ અર્જુનને જોવા લાગ્યા હે રાજા, અર્જુનનો પ્રશ્ન ઊંડો હતો તેને હારનો ડર નહોતો, કે જેવો યુધિષ્ઠિરને થઈ આવેલા વિષાદમા કારણભૂત બનેલો ગુરુવધ અને જ્ઞાતિવધના પાપથી ડરીને તે સ્તબ્ધ થઈ ગયો હતો 'હુ લડુ પણ તેથી જો પાપ થાય તેનુ શું?' – અંતરમા એવુ ધર્મસંકટ એને સતાવતું હતું આવી એની વ્યાકુલતા કળી જઈને શ્રીકૃષ્ણે તેના શોકનુ સાચુ નિદાન આપવાથી પોતાનું સંબોધન શરૂ કર્યું –

શ્રીકૃષ્ણ બોલ્યા – 'હે અર્જુન યુદ્ધમાં સ્વજનો અને ગુરુજનોના અવશ્યભાવી મૃત્યુનો ખ્યાલ આવતા તારા અંતરમાં કકળી ઊઠીને તેના શોકજન્ય મોહરૂપી કળણમા તું ખૂપી ગયો છે તેનુ મૂળ આગળ જીવન ભર તે જે શબ્દો કેળવી છે તે છે તું સાંભળતા આ ા છે કે કુલ ધર્મ બરાબર પાળવા જોઈએ આ તારુ શ્રુતજ્ઞાન તારા જીવનના પુરુષાર્થનું બીજ બન્યું તે નિષ્ઠાપૂર્વક અને અનુશીલન કર્યું અને તેની સિદ્ધિ અર્થે અપાર તપ પણ કર્યું છે આમ તારુ આંતર જીવન એ શ્રુતજ્ઞાનની દિવ્યસ્ફૂર્તિથી ઓતપ્રોત થયું અને તારા જીવનનું સંચાલક પ્રેરક બન્યુ છે આ તારી શ્રદ્ધાશુદ્ધિ અને પાંડિત્ય એ જ્ઞાનના વાગા પહેરીને ભ્રાંત ભાતના પ્રજ્ઞાવાદો રૂપે અંતરમાં બોલે છે પરંતુ તે મિત્ર અ ત્ન પ્રજ્ઞા નથી એમ તારા અત્યારના આ શોકગ્રસ્ત

આચરણ પરથી પણ જણાય છે હે અર્જુન, તું જે વસ્તુનો શોક કરવો ઘટે નહિ, તેનો શોક કરે છે, સાચી પ્રજ્ઞાવાળા પંડિતો એવી ભૂલ ન કરે સૃષ્ટિના ક્રમે કોઈ મરે જીવે, તેથી જ્ઞાની પંડિતો રોવા ન બેસે (૧૧),– કેમ કે, તેઓ જગતમા જીવોના જન્મમરણનુ સત્ય સમજે છે "

સંજય કહે — હે રાજા, આમ જણાવીને, રણભૂમિ પર ભેગા થયેલા બધા યોદ્ધાઓ ભણી હાથ કરતા શ્રીકૃષ્ણે કહ્યુ, "અર્જુન, જો આ બધા આપણે લોકો આ તુ આ હુ, સામે ઊભેલા પેલા બધા જનાધિપ રાજાઓ બધા પોતપોતાની સમજ પ્રમાણે વિચારીને આ કે તે પક્ષે લડવા માટે આવી ગયા છે શું તને એમ લાગે છે કે, અમુક એવો કાળ હશે કે જ્યારે આપણે બધા નહોતા અને અત્યારે છીએ? અથવા અત્યારે છીએ અને લડાઈમા મૂઆ તો ફરી પાછા આ સસારમા નહીં આવીએ ? હે મિત્ર, તને એવો ભાસ થયો લાગે છે કે, આપણે સૌ અત્યારે છીએ તે છીએ અને જો આ યુદ્ધમા ગયા તો ગયા! અને તેવા ભાસથી તને આપણા મરણનો શોક થઈ આવ્યા છે એથી ખિન્ન થઈ તુ તારા ધર્મમાથી ચળી ગયો છે હે અર્જુન, તારી ન લડવાની વાતનુ બીજ, ખરુ જોતા, આ તારી ભ્રમણા છે (૧૨) હુ તને આ સસારમા જન્મમરણનુ જે સત્ય છે તે કહુ તેને લક્ષમા લે "

સંજય કહે — હે રાજા, આમ કહીને શ્રીકૃષ્ણે કુલ અને ગુરુજનાની અર્જુનની વાતનો મૂળમાથી જ છેદ ઉડાડીને કહેવા માડ્યુ –

"હે અર્જુન, આપણે બધા દેહીઓના દેહ વિષે સત્ય શુ છે વારુ? દેહમાત્રનો સનાતન નિયમ છે કે, જેમ તે જન્મીને વધે છે – ક્રમશ કુમાર, યુવાન અને વૃદ્ધ અવસ્થાઓમાથી પસાર થતો જાય છે અને અંતે પડે છે, તેમ જ જન્મથી મરણની તેની આ ગતિનું ચક્ર પાછુ પુનર્જન્મથી નવુ શરૂ થાય છે અને એમ દેહના જન્મ મરણની ઘટ માળ ચાલ્યા જ કરે છે દેહની આવી સતત પરિવર્તી ક્રમગતિ હોઈને, ધીર સમજુ પુરુષો એનાથી મોહાઈને જન્મમરણ વિષે હર્ષશોકમા

ફસાતા નથી (૧૩) સાચા પંડિતો આ પ્રકારે પોતાની પ્રજ્ઞાને નત્ય-શુદ્ધ રાખીને વર્તે છે"

સંજય કહે—"હે રાજા, અર્જુન પોતાના પરમ સખાની આ વાણી ખિન્ન મને છતાં ધ્યાનથી સાંભળતો હતો તેથી તેના ચહેરા ઉપર ચિંતન મનનની રેખાઓ ફૂટવા લાગી—શુશ્રૂષુ બની ગયો તેમાંથી જાગીને મિત્રની વાત સાંભળવા લાગ્યો હે મહારાજ, શ્રીકૃષ્ણે જન્મ મરણ અને પુનર્જન્મ ઇ૦ વિષે જે કહ્યુ, તે અર્જુનના અને આપણા સૌના શ્રુતજ્ઞાનનો ભાગ જ હોઈને, કોઈ શ્રીકૃષ્ણની એ વાણી સામે કશો વાંધાવચકો કે શંકા કરી ન શકે, એવી એ સમજ હતી પરંતુ જેમ કુલધર્મ અને ગુરુવધ વિષેનું શ્રુતજ્ઞાન જાગ્રત ક્રિયમાણ બનીને જીવનના કર્તવ્યધર્મ રૂપે કામ દેતું હતું, તેમ આ જન્મ મરણની શ્રુતજ્ઞાન વસ્તુ કામ નહોતી દેતી બલ્કે, તે જ્ઞાન પોથીમાંના રીંગણવત રહેતું હતું અને, ઊલટી નવાઈ લાગે કે, જગતના વ્યવહારમાં જન્મ મરણ ઇ૦ જેવા બનાવો બને, અને છતાં તેની સારી માઠી અસર ન થાય —હર્ષ શોક કે સુખદુઃખ એમાંથી ન નીપજે, એ તો બની જ શી રીતે શકે? હે રાજા, આવી કાંઈક ધડભાંગમાં અર્જુનનું મન પડી ગયું હોય અને તે પારખી લઈને પોતાનું વક્તવ્ય આગળ ચલાવતા ન હોય, એમ શ્રીકૃષ્ણે આ જ મુદ્દા ઉપર વિશેષમાં કહ્યુ —

શ્રીકૃષ્ણ બોલ્યા—"હે અર્જુન દેહ છે, એટલે ટાઢ તાપ, સુખદુઃખ ઇ૦ લાગે એવું બન્યા જ કરવાનુ આ ઘટન ઘડનાર પંચ મહાભૂતો સસારની ગતિની સાથે ફર્યા જ કરે છે, એ ફરફારો તેની જેવી માત્રા કે રીતિ હોય, તે અનુસાર આપણે જીવોને સુખદુઃખાદિ દ્વંદ્વ રૂપે સ્પર્શશે જ આપણ જીવોની ચેતના એનો માપક મિટર હોય એમ જ જાણ દેહની ઇંદ્રિયો વાટે મન પર તે પહોચના તર્કવિતર્કાદિ જન્માવીને, આપણા ચિત્ત પર તે પોતાનું પરિવર્તન નોંધાવશે જ આ કેવળ પંચ ભૌતિક હકીકત જ છે દેહધારી જીવો આ પરિવર્તનની નોંધ લેવામાંથી બચી જ ન શકે આ જાતનુ થવુ અને મટવુ, ઘટનાનુ

બનવુ અને પૂરુ થવુ, એ પણ દેહના જન્મ-મરણ દરમિયાન ચાલ્યા કરતી, જવા-આવવાની એક પ્રકારની ભૌતિક જન્મ-મરણ-ગતિ જ છે. એ અનિત્ય છે તથા અવશ્યંભાવી છે. તેથી કરીને, હે અર્જુન, આવાં આવતા જતાં અને તડકી છાંયડી કે શીતોષ્ણ પેઠે સુખદુઃખ આપ્યા કરતાં દ્વંદ્વો વિષે ફરિયાદ બુદ્ધિ હોવી, એ વીરતા કે પ્રજ્ઞાનુ લક્ષણ નથી અથવા તો તે વિષે મોહમા ફસાઈને હર્ષશોક કરવો ન જોઈએ. આમ તો થયા જ કરવાનુ એમ સમજીને તેમને સહી લેવાની તિતિક્ષા-બુદ્ધિ કેળવવી જોઈએ જેમ જન્મ અને મરણ વચ્ચેના આયુષના ગાળામા આમ સુખદુખની ઘટનાઓ બને છે, તેમ જ કલ્પના કરીને મરણ બાદના કાળને માટે જ સમજ કે, જન્મ-મરણ રૂપી દ્વંદ્વ પણ આવ જા કરીને, પુનર્જન્મ રૂપે, આપણ સર્વ દેહીઓને અંગે, ચાલ્યા જ કરે છે અટલે અહીં પણ ફરિયાદબુદ્ધિનો ક્લેશ કે તેમાથી આગળ જઈને ચિત્તની વિષાદિતા ચઢી વાગે, એ જ્ઞાની પંડિતને શોભે નહીં "

આમ સમજાવીને, હે રાજા, શ્રીકૃષ્ણે અર્જુનને કહ્યુ, "હે મિત્ર, આ સ્વજનો ઇ૦ જે બધા મરે, તે વિષે તુ આવી ધીરતાની તિતિક્ષા બુદ્ધિ ધારણ કર તેને બદલે તુ તો એના ખ્યાલથી વિહ્વળ બનીને કૃપણ કે કાળજાનો ઢીલો બનીને કાયરતાના ક્લૈબ્યને વશ થાય છે, તે ખોટું છે. આવી સતત થયા કરતી પચભૂતોની આવ જા અને આપણા ચિત્તમા ઊઠતા તજ્જન્ય ભાવોની ઘડભાગની અનુભૂતિ આપણને જીવનમા ચાલુ રહ્યા જ કરવાની એવી અવશ્ય પણ અનિત્ય ગતિથી જેઓ વ્યથા નથી પામતા, એટલે કે, જેમના ચિત્તનો કાંટો તેમાથી ભોગવવાનાં આવતા સુખદુઃખાદિથી ડગતો નથી, પણ તેમને વિષે સમભાવની ધારણ રાખી શકે છે, તેવા ધીર પુરુષો સ્વસ્થ રહી શકે છે, અને એ બધા સતત ચાલ્યા કરતા ભૂત-ભાવોના મૃતત્વમા પોતાનુ દેહધારી તરીકેનુ જે અમૃતત્વ છે, તેને પામવા તરફ તેઓ જઈ શકે છે (૧૫). અને એમ કરીને તેઓ શોક મોહને જીતે છે હે અર્જુન, સુખદુઃખાદિ અનુભવનારો આત્મા દેહધારી જીવ તો એ આવજા ધર્મી ઘટમાળમાં 'સૂત્રે

મણિ માળા ઇવ'—માળાના મણકાની અંદરના એકસૂત્ર રૂપે રહેલો છે 'છે-નથી', 'નથી છે' એમ થયા જ કરવાની ગતિ દેહધારીની નથી, હોવાની છે, જે તેના મન ઇન્દ્રિયોના માપકયન્ત્ર વડે તેને જાણ્યા કરે છે ખરા પંડિત દેહ અને દેહી વચ્ચે આવો વિવેક કરે છે કે, કે આ અનિત્યના મહા વ્યાપારમાંયે પણ તે નિત્ય એવા તત્ત્વને જોઈને વર્તનાર પુરુષ છે સાચી પ્રજ્ઞા—ખરું પાંડિત્ય આ છે, તે જોગે શોક કરવું નથી"

આમ કહી શ્રીકૃષ્ણ અર્જુનને કહ્યું, "હે અર્જુન, આ સત્ય પ્રજ્ઞા છે, તે સમજી તું તારો શોક વિષાદ છોડીને તારી કાયરતાને દૂર કર"

## ૬

# શોકની વ્યર્થતા

સંજયે રાજા ધૃતરાષ્ટ્રને કહ્યું—હે મહારાજ, અર્જુનને તેનો શોક વ્યર્થ છે તે બતાવતાં શ્રીકૃષ્ણે કહ્યું કે, "હે સખા, મનુષ્યના આયુષ્યકાળમાં જેમ તેના દેહમાં તેની જુદી જુદી દશા-અવસ્થાનાં અવસ્થાન્તરો થાય છે, તેમ જ મરણ બાદ આ વિશ્વની અનંત યાત્રામાં તેના દેહનાં પણ પાછાં દેહાન્તરો થયા જ કરે છે.

"હે સખા, પ્રથમ તુ દેહમાં થતાં અવસ્થાંતરો વિષે વિચાર કર. એમને કારણે આ જિંદગીમાં આધિ વ્યાધિ-ઉપાધિ રૂપે ત્રિવિધ તાપ થયા કરે છે, દેહની ઇંદ્રિયો વાટે એ બધુ મનુષ્યના સાક્ષાત્ અનુભવમાં આવે છે. કેમ કે, અવસ્થાંતરો માત્રાસ્પર્શી, એટલે કે, ઇંદ્રિયગ્રાહ્ય કે મનોગમ્ય છે.

"વળી હે સખા, આ અવાંતર દશાઓ એટલે જ અટકતી નથી; તે મનુષ્યની પર સુખદુ:ખ કે રાગદ્વેષ પેદા કરવાની અસર કરે છે. તેથી કરીને જીવને, જેવું અવસ્થાંતર તે મુજબ, તેનાથી સારુ' માઠું લાગીને સુખદુ:ખ પણ થયા કરે છે. હે મિત્ર અહીં ધ્યાનમાં લેવાની વસ્તુ એ છે કે, આ બધું આગમાપાયી અનિત્ય છે: સુખ જ સુખ કે દુ:ખ જ દુ:ખ—એમ એક જ સ્થાયી રૂપે એ નથી હોતું. જોકે, અંતરમાં આપણે અતૂટ સુખ જ સુખ રહે એમ કાયમ ઝંખીએ છીએ, પણ ખરેખર તો આવે ને જાય એવી જ એની ગતિ-રીતિ હોય છે: તેથી તે કાયમ કે નિત્ય નથી. એટલે, જીવનમાં વહેતો આ સુખદુ:ખદ અવસ્થાપ્રવાહ આવો જ હોય એમ સમજીને, સમજુ માણસે સમતાબુદ્ધિ

વડે તે વેરી લેવો જ રહ્યો તેનાથી માનવ મતિ મૂંઝાવી ન જોઈએ, અને પોતાનુ જે કર્તવ્યકર્મ હોય તે દૃઢભાવે અને ધૈર્યપૂર્વક કરતા રહેવાની તત્પરતા ખોવી ન જોઈએ "(૧૮)

સંજય કહે — હે રાજા, ઇહલોકમા જીવનકાળની અનિત્યતા વિષે વાત કરવાની સાથોસાથ, શ્રીકૃષ્ણ ત્યાંથી એકકૂદકે અનંતતામા પહોચી જઈને, વિશ્વની અંદર પણ વ્યાપેલી એવી જ વિશાળ વ્યાપક અનિત્યતા વિષે અર્જુનનું ધ્યાન દોરીને કહેવા લાગ્યા કે, "હે અર્જુન, આ દેહમાં જોવા મળતા બધાં માત્રાસ્પર્શી અવસ્થાતરો પેઠે જ, આ વિશ્વમા વિચરતા તુ જુએ છે એ બધા આ નામરૂપી પદાર્થો કે દેહોના પણ રૂપાતરો કે દેહાતરો થયા કરે છે અનત કાળમાં પ્રતિક્ષણ થતી આવી ગતિનાં દ્વાર જન્મમરણ દ્વારા ઊઘડે છે દેહ જન્મીને તેના જીવનમાળમા અવસ્થાતરો કરતો કરતો છેવટે મરણને વશ થાય છે જન્મ જેમ તેનો આદિ હતો, તેમ મરણ તેનો અત છે પણ તે અત નવા દેહને આવવાનું દ્વાર જ ખોલે છે આ દેહ પડયા પછી પાછો નવો દેહ જન્મે છે, ને તે વાટે પાછુ તાત્પૂરતું તે જિંદગીનુ અવસ્થાતર-ચક્ર ચાલુ થઈ, અંતે પાછુ મરણ વડે તે પૂરુ થાય છે આમ મરણ વાટે પુનર્જન્મ થઈને આપણી દેહાન્તરગતિનું ચક્ર પણ ચાલ્યા કરે છે

"પરંતુ, હે સખા, આ બે ચક્રગતિઓમા મોટા ફેર એ છે કે, દેહમાં થતા અવસ્થાંતર પેઠે પેલુ દેહાન્તરચક્ર સાક્ષાત્ માત્રાસ્પર્શી નથી, આ દેહે આપણે આપણાં દેહાતરો કે પૂર્વજન્મ જોઈ જાણી કે જોઈ શકતા નથી તેઓ તો પ્રજ્ઞાસ્પર્શી કે તત્ત્વબુદ્ધિસ્પર્શી છે – વિચારદૃષ્ટિ કે કલ્પનાનાં જ્ઞાનચક્ષુ વડે પામી શકાય છે આપણે મરણ તો જોઈએ છીએ સ્વજનનું મરણ જોઈ, શીતોષ્ણ પેઠે ઉપર ઉપરથી સહેજસાજ સુખદુઃખ નથી થતું, પણ જીવનકાર્ય પરત્વે શોક અને વિષાદનો ઊંડો કારી ઘા પણ પડી જાય અતરના ઊંડાણમા આપણો જીવ જ બેસી જાય એવું બને છે પરિણામે, આ પ્રત્યક્ષ જીવન વિષે મનુષ્યનું ધૈર્ય જ નાશ પામીને તે કિંકર્તવ્યમૂઢ પણ બની જાય,—કે જેવું તુ અત્યારે અનુભવે છે પરંતુ

તે મરણ પછી થનારુ દેહાતર તો પ્રજ્ઞાનચક્ષુ વડે પામવુ રહ્યુ, એનુ દ્વાર પુનર્જન્મ છે આમ જન્મ મરણ દ્વારા દેહાતરચક્રચાલે છે, એ પ્રજ્ઞા-સ્પર્શી કે તત્ત્વબુદ્ધિ-ગ્રાહ્ય છે

"હે સખા, આ બન્ને પ્રકારની સતત ચક્રગતિઓ—શીતોષ્ણાદિ દ્વદ્વજન્ય અવસ્થાતરો, તેમ જ જન્મમરણ જન્ય હર્ષશોકનાં દેહાતરો,—બધા જ સુખદુ ખ રૂપે આ જીવનમા મનુષ્યને વ્યથા પમાડે છે, જીવનના વ્યવહારમા હકીકત રૂપે એ જણાય છે પરતુ, દેહો કે પદાર્થોનુ રૂપાતર કે દેહાતર વસ્તુતાએ થવા છતા, મનુષ્યને તે વ્યથા પમાડે જ એવુ અચૂક પરિણામી નથી આ જે સુખદુ ખ ને શોક મોહ ઈ૦ રૂપે થતી પ્રક્રિયા છે — તેથી પ્રતીત થતી મનોવ્યથા છે, તેનો આધાર આપણી સમજબુદ્ધિ પર રહે છે જેની જેવી સમજ, તેવી તેને અસર થાય છે એક જ ઘટના સૌને સમાનભાવથી સુખ કે દુ ખ રૂપે પ્રતીત થતી નથી, જેમ કે, આ યુદ્ધમા જ જે તારી હાર તે દુર્યોધનની જીત, બેમાથી જે થાય તે મુજબ તમારા બેઉના સુખદુ ખભાવ એકસરખા નહી જ હોય ને?

"તેથી કરીને, હે અર્જુન, સત્તદૃષ્ટિ કેળવીને પોતાની જ્ઞાનબુદ્ધિ કે સમજમા અનુરૂપ સુધારો કરીને ધીર કે બુદ્ધિમાન પુરુષો ત્યા સમતા ધારણ કરે છે, તો તેમને એ બધા નર્યા આગમાપાયી કે અનિત્ય વ્યવહારમા અનુસ્યૂત રહેલી નિત્યતા કે અમૃતતા સમજાતી જાય છે, તેના જોરે સમતાની ધારણ રાખવાને તે શક્તિમાન બને છે (૧૫) માટે હે અર્જુન, તુ એ આધારને જો પકડી શકે, તો તારો શોક કેવો વ્યર્થ છે તે તરત તને જણાશે, એટલુ જ નહિ, તું તારો યથોચિત યુદ્ધધર્મ જોઈ શકશે અને તારો વિષાદ ટળશે "

સજયે કહ્યુ — હે રાજા, આમ કહીને શ્રીકૃષ્ણ આ અમૃતત્વની સમતા કે અડગતાનો આધાર શી વસ્તુ છે, તેની વાત અર્જુનને કરવા પર આવ્યા હે મહારાજ, આ વેળા અર્જુન આતુરભાવે પોતાના પરમ મિત્રની ગભીર વાણી તો સાંભળતો હતો, તેના મનના ઊંડાણમા જે આટી પડી હતી તેના સંદર્ભમા, મિત્રની વાત વિષે અજાણપણે પણ તેનુ

અંતઃકરણ તર્કવિતર્ક પણ કરતું હશે, પણ જાગ્રત રૂપે એને એમ લાગતું હતું કે, 'મારી પીડા તો પ્રત્યક્ષ કુલક્ષય તથા વર્ણસંકરતા અને ગુરુ-વધના પાપ ઇ૦ની છે, તેની વાત તો શ્રીકૃષ્ણ કરતાય નથી!' તેથી તે એમને એવો પ્રતિપ્રશ્ન કરશે કે શું, એમ તેના ચહેરા પરથી લાગતું હતું પરંતુ, કૃષ્ણ જેવા પરમ બુદ્ધિમાન મિત્ર અધ્ધર કે ઉડાઉ વાત તો કેમ જ કરતા હોય, એમ માનીને તેણે સબૂરી પકડી, અને શ્રીકૃષ્ણ આગળ શું કહે છે, તે સાભળવા એ ચૂપ રહ્યો

બીજી બાજુએ, હે ધૃતરાષ્ટ્ર, અર્જુને એ પણ જોયુ હોય કે, 'મિત્ર કૃષ્ણ જે વાત કરે છે તે પણ ભારે રસપ્રદ અને વિચારપ્રેરક તો છે જ અને તે અપ્રયોજન—નકામી પણ ન હોય, કેમ કે શોકબીજને મારા અંતરની ઊંડાણભૂમિમાથી ખોતરી કાઢીને મને તે દેખાડવા માગતા હોય તે ન્યારુ તેમણે અવસ્થાન્તર અને દેહાન્તરની માંડી લાગતી વાતો માંડી હોય, એટલે તેને તદ્દન અધ્ધર તો ક્મ કહેવાય? હુ પાપભય અને મરણના કારણે શોકગ્રસ્ત થયા છુ, એ તો મનેય સમજાય છે એવી મારી સમજ અને એ ભય જ કદાચ ખોટા હોય તો! શ્રીકૃષ્ણ એમને મૂળમા જ કાપી નાખીને મારા ભય અને મરણની સામે અમૃતત્વ અને સમતાની જે વાતો કરે છે, એ ઉત્તર દક્ષિણ જેવી અસબદ્ધ લાગે છે, તેમ છતા એમા શું છે તે જાણવા થાભવું ઠીક પછી જ પ્રતિપ્રશ્ન થશે, તે ત્યારે પણ કરી શકાશે' હે રાજા, અર્જુનના મનમા આમ તીવ્ર ઘ-ભાગ ઘટ થઈ હતી, ત્યા શ્રીકૃષ્ણે પોતાની વાત આગળ ચલાવતાં કહ્યુ,—

"હે અર્જુન, તું કુલધર્મ ને પાપ ને સ્વર્ગ-નરક ઇ૦ ની વાતો મને કહે છે, તેનો આધાર તારુ શ્રુતજ્ઞાન છે તમાથી ત કરેલી સમજથી તું એ બધુ કહે છે ન તે મુજબ ચાલે છે પણ તેમાથી તને સાંપડયા તો શોક અને કિંકર્તવ્યમૂઢતા જ ને? તેમાંથી બચીને જો તારે શોકમુક્ત થવું હોય, તો તારા એ જ્ઞાનની સત્યતા તાર તપાસવી જોઈએ તેમ કરવાને માટે તારે આ વિશ્વના તત્ત્વને પ્રથમ પકડવું જોઈએ તે કરતાં, તું પ્રથમ એ જો કે, તે તારી વાતમાં પણ અમુક તત્ત્વવાદ તો પાયામાં

માની જ લીધા છે ને? જેમ કે, તું એમ માને છે ને કે, આપણે બધા અત્યારે 'છીએ' તેના 'નથી' થઈ જઈશું? એનાથી જે વિપરીત પરિણામ આવે, તેની કલ્પના જ તારા શોકનું કારણ છે ને? તને હું કહું છું કે, આ તારી તત્ત્વસમજ અધૂરી છે. હે મિત્ર, સુખદુઃખ શોકવિષાદ વગેરે વસ્તુઓ, શું સત્ અને શું અસત્, એ વિષેની અણસમજમાંથી નીપજતો ભ્રમ-ક્લેશ છે. હે મિત્ર, તત્ત્વદર્શી પુરુષોએ આ બંને બાબતોમાં જઈને તેમનો જે તંત કાઢ્યો છે—જે નિર્ણય બાંધ્યો છે, તે તને કહું એ સાંભળ:

"હે મિત્ર, સત્ એટલે જે છે તે. જો તે 'નથી' થઈ શકે, તો તેને સત્ કે 'છે' એમ કેમ કહી શકાય? તેવી જ રીતે જે અસત્ એટલે કે છે નહીં, તે જો 'છે' થઈ શકે, તો તેને અસત્ કે 'નથી' એમ કેમ કહી શકાય? એટલે, તત્ત્વવિચારનો પાયાનો ન્યાય એવો બાંધવો જોઈએ કે, જે અસત્ છે તેની હયાતી કે ભાવ ન હોય; અને જે સત્ છે તેનો અભાવ કે ના હયાતી ન હોય. સત્-અસત્‌ની આ વ્યાખ્યા પકડીને તત્ત્વદર્શીઓ આ બધુ વિશ્વ જે છે તેનો તાગ કાઢીને આગળ ચાલે છે. (૧૬)

"હે અર્જુન, આ ન્યાયે વિચારીને, તુ હવે સત્-અસત્‌નો—નિત્ય-અનિત્યનો—અંતે જોતાં, ખરેખર શુ 'છે' અને શું 'નથી',—એનો વિચાર કર, અને જાણ કે, અવસ્થાંતરો ને દેહાંતરો રૂપે સતત બદલાયા જ કરતું જે બધુ અનિત્ય છે, તે વિનાશી કે નશ્વર છે, એટલે તે 'સત્'ની કે 'છે' કોટિનુ ન ગણાય.

"તો પછી 'છે'-કોટિમા કાંઈ રહ્યું હોય તો શું રહ્યું વારુ,—એમ તુ પૂછે એનો જવાબ તત્ત્વજ્ઞાન જ આપી શકે છે. અથવા તો નું તારા અંતરમાં ગૂઢ છતાં સદાજાગ્રત રહેલી ચેતન-સત્તાની કસોટી પર તેને તપાસીને જાતે મેળવી શકે છે. હે અર્જુન, કશું જ નથી—બધું જ આ અસત્ છે, તેમ તો આ જગતને જોતાં જ કહેવાય ને? કેમ કે, તે બધું ગતિમાં રહી એકરૂપે કાયમ ન રહેતાં સતત ફરતું રહીને આવ-જા

અંતઃકરણ તર્કવિતર્ક પણ કરતું હશે, પણ જાગ્રત રૂપે એને એમ લાગતું હતું કે, 'મારી પીડા તો પ્રત્યક્ષ કુલક્ષય તથા વર્ણસંકરતા અને ગુરુવધના પાપ ઇ૦ની છે, તેની વાત તો શ્રીકૃષ્ણ કરતાય નથી!' તેથી તે એમને એવો પ્રતિપ્રશ્ન કરશે કે શું, એમ તેના ચહેરા પરથી લાગતું હતું પરંતુ, કૃષ્ણ જેવા પરમ બુદ્ધિમાન મિત્ર અધ્ધર કે ઉટાઉ વાત તો કેમ જ કરતા હોય, એમ માનીને તેણે ગમૂરી પકડી, અને શ્રીકૃષ્ણ આગળ શું કહે છે, તે સાંભળવા એ ચૂપ રહ્યો

બીજી બાજુએ, હે ધૃતરાષ્ટ્ર, અર્જુને એ પણ જોયું હોય કે, 'મિત્ર કૃષ્ણ જે વાત કરે છે તે પણ ભારે રસપ્રદ અને વિચારપ્રેરક તો છે જ અને તે અપ્રયોજન — નકામી પણ ન હોય, કેમ કે શોકબીજને મારા અંતરની ઊંડાણભૂમિમાંથી ખોતરી કાઢીને મને તે દેખાડવા માગતા હોય તે સારુ તેમણે અવસ્થાંતર અને દેહાન્તરની મોટી લાગતી વાતો માંડી હોય, એટલે તેને તદ્દન અધ્ધર તો કેમ કહેવાય? હું પાપભય અને મરણના કારણે શોકગ્રસ્ત થયો છું, એ તો મનેય સમજાય છે એવી મારી સમજ અને એ ભય જ કદાચ ખોટા હોય તો! શ્રીકૃષ્ણ એમને મૂળમાં જ કાપી નાખીને મારા ભય અને મરણની સામે અમૃતત્વ અને સમતાની જે વાતો કરે છે, એ ઉત્તર દક્ષિણ જેવી અસંબદ્ધ લાગે છે, તેમ છતાં એમાં શું છે તે જાણવા થોભવું ઠીક પછી જે પ્રતિપ્રશ્ન થશે, તે ત્યાર પણ કરી શકાશે' હે રાજા, અર્જુનના મનમાં આમ તીવ્ર ઘ૦ ભાગ શરૂ થઈ હતી, ત્યાં શ્રીકૃષ્ણે પોતાની વાત આગળ ચલાવતા કહ્યું,–

"હે અર્જુન, તું કુલધર્મ ને પાપ ને સ્વર્ગ-નરક ઇ૦ ની વાતો મને કહે છે, તેનો આધાર તારું શ્રુતજ્ઞાન છે તેમાંથી ત કેળવેલી સમજથી તું એ બધું કહે છે ને તે મુજબ ચાલે છે પણ તેમાંથી તને સાંપડ્યા તો શો- અને કિંકર્તવ્યમૂઢતા જ ને? તેમાંથી બચીને જો તારે શોકમુક્ત થવું હોય, તો તારા એ જ્ઞાનની સત્યતાના તાર તપાસવી જોઈએ તેમ કરવાને માટે તારે આ વિશ્વના તત્ત્વને પ્રથમ પકડવું જોઈએ તે કરતા, તું પ્રથમ એ જો કે, તે તારી વાતમાં પણ અમુક તત્ત્વવાદ તો પાયામાં

માની જ લીધા છે ને? જેમ કે, તું એમ માને છે ને કે, આપણે બધા અત્યારે 'છીએ' તેના 'નથી' થઈ જઈશું? એનાથી જે વિપરીત પરિણામ આવે, તેની કલ્પના જ તારા શોકનું કારણ છે ને? તને હું કહું છું કે, આ તારી તત્ત્વસમજ અધૂરી છે. હે મિત્ર, સુખદુઃખ શોકવિષાદ વગેરે વસ્તુઓ, શું સત્ અને શું અસત્, એ વિષેની અણસમજમાંથી નીપજતો ભયક્લેશ છે. હે મિત્ર, તત્ત્વદર્શી પુરુષોએ આ બંને બાબતોમાં જઈને તેમનો જે તંત કાઢયો છે — જે નિર્ણય બાંધ્યો છે, તે તને કહું એ સાંભળ :

પણ કરે છે. તેથી જ તે જગત કે સંસાર કહેવાય છે; અને આ દૃશ્ય રૂપે તેને આપણે જોઈએ છીએ. તેની અપેક્ષાએ જે અ-જગત્ કે સ્થાયી તિષ્ઠત્ ઊભું છે, તે ખરું કહેવાય. તેના સ્થિર પડદા ઉપર—એ સ્થાયી કે સ્થાણુ ભૂમિકાના આધાર પર તે આવજા અને ફેરફારની ગતિ દેખાય છે; તે આ બધા દૃશ્ય વિસ્તારને આવરીને સ્થિત એવું સત્ય છે; અને તે પેલા વિનાશી બધા સંસારની અપેક્ષાએ અવિનાશી છે; ચોમેર દેખાતા બધા વ્યયી પદાર્થો અને ઘટનાઓની તુલનાએ તે અવ્યયી છે. એટલે સંસારમાં—આ વિશ્વના બધા પદાર્થોમાં કોઈ પદાર્થ કે દેહ એવો નથી, કે જે આ અવિનાશી અવ્યય એવા સર્વવ્યાપી સત્યનો વિનાશ કરી શકે. (૧૭)

"હે અર્જુન, સત્ અને અસત્ અથવા અમૃતત્વ અને મૃતત્વ, દેહી અને દેહ, એ જ આ વિશ્વ વિષે સાચો પાયાનો તત્ત્વ-ભેદ છે. તું જુએ છે એવા આ બધા સાકાર દેહોની પરિભાષામાં એ જ વસ્તુ તને ફરી કહું છું કે, નિત્ય એવો એ અમૃત સત્-પદાર્થ છે, તે આ બધા અંતવંત દેહોને ધારણ કરનારો એકમાત્ર દેહધારી કે નિત્ય અમર શરીરી છે, એમ તું માન. તેની એવી સ્થિર આડમાં જ આ બધા દેહોની વિનાશિતા અને પરિમિતતા આપણે દેખીએ છીએ; તે શરીરી તો અવિનાશી અને અપ્રમેય—અપરિમિત છે. હે મિત્ર, આ બધામાં જે છે તે એ જ છે, અને આ બધા પ્રમેય ને અનિત્ય દેહો તો દેખાય, પરતુ તે નિત્ય નથી."

સંજયે કહ્યું – હે રાજા, આમ કહીને શ્રીકૃષ્ણે પોતાની આ દલીલનો સમારોપ કરીને કહ્યું, "અર્જુન, આમ દેહ અને દેહીનો તત્ત્વભેદ છે; તે વિચારીને તું કોઈના મરવાનો શોક છોડીને તારું જે યુદ્ધકર્મ સામે ઊભું છે, તે સંભાળ." (૧૮)

## ૭

# આત્મા અમર છે

સંજયે ધૃતરાષ્ટ્રને કહ્યુ — હે કુરુરાજ, શ્રીકૃષ્ણે અર્જુન આગળ આમ સદ્‌સદ્વિવેકની તત્ત્વદૃષ્ટિ રજૂ કરીને, તે આધારે પોતાની સ્થિતિ વિચારવા સૂચવ્યુ તેમા જે તત્ત્વવિવેક એમણે કહ્યો, એ તો માનવો પડે એવો સચોટ કે તર્કશુદ્ધ હતો હે મહારાજ, આ સચરાચર વિશ્વમા આપણે જે બધુ જોઈએ છીએ — આપણુ સૌને દેખાય છે, તેમા બે બહોળા મોટા ભાગ શ્રીકૃષ્ણે પાડી બતાવ્યા, તેમને કેમ ખોટા કહી શકાય? આપણે જે બધુ જોઈએ છીએ, તેને તત્ત્વદર્શી લોકો, તેમની પરિભાષામા કહે છે કે, એ બધું નામરૂપે સાકાર છે, એટલે કે, ઇંદ્રિયોથી માપી અને પામી શકાય એવું 'પ્રમેય' હોઈને 'વ્યવહાર્ય' બને છે આ તો દેખીતી વાત છે અને તેના રૂપો ફર્યા જ કરે છે તથા 'વ્યવહાર્ય' હોઈને આપણે તેમને ધાર્યા ફેરવવા કે ઘડવા-વાપરવા વિચારીએ છીએ મતલબ કે, એમની સાકારતા સ્થિર નથી, તેમા પ્રકારાતરો થાય એટલું જ નહીં, તેમને વિષે હતુ ન હતું પણ થયા જ કરે છે, એ પણ સાચુ

દા૦ ત૦, અચર એવા જડ કે અજીવ પદાર્થો—દ્રવ્યો જોઈએ, તો તેઓમાં તો તેમ નિર્વિવાદ છે બીજા, ચર એવા જીવતા સજીવ સત્ત્વો કે પ્રાણીઓમા પણ જીવતાંજીવત અવસ્થાતર અને રૂપાતરો થાય છે, અને તેમના જન્મમરણ પણ ચાલ્યા જ કરે છે, — એટલે કે, તેઓ જન્મે છે ને મરે છે, મરે છે અને જન્મે છે એમ ત્યા પણ હતુ-ન હતુ બન્યા જ કરે છે એટલે સચરાચર બધુ જ નશ્વર ને અનિત્ય છે 'છે-નથી,' 'નથી છે' થયા જ કરે છે એટલે, જો કોઈ વિષે

'છે-જ છે' કહેવું હોય તો, આ સચરાચર સાકારતાને વિષે તો કહી જ ન શકાય પરતુ, 'છે જ છે' એવું કોઈને વિષે જો કહેવુ કે માનવુ હોય તો, તે શું એ કલ્પવું જ રહ્યુ અને તે આ બધા પ્રમેય, વ્યયી, વિનાશી, ને અનિત્ય એવા સમસ્ત ચરાચર પસારથી ઊલટા જ લક્ષણવાળું કોઈ અવશ્ય બીજુ માનવું પડે. એટલે અપ્રમેય, અવ્યય, અવિનાશી, અને નિત્ય એવા લક્ષણ ધરાવતુ હોય તેને જ 'છે જ છે' માની શકાય અને તો પછી, તે જ આ બધી સાકારતાના અનંત અને વિવિધ પ્રકારાંતરો, અવસ્થાંતરો, રૂપાંતરો, દેહાંતરો ઇંને વ્યાપીને રહેલી નિરાકાર, નિત્ય, અવ્યય એવી સત્તા કે તત્ત્વ છે, એમ કબૂલ કરવું પડે તેથી, એક દલીલ તરીકે, આ જ 'છે જ છે' અને પેલું 'નહીં જ નહીં' — એવા તત્ત્વભેદ વિષે શ્રીકૃષ્ણે કહ્યુ, તે સામે કેમ બીજુ કાંઈ કહી શકાય? (૧૬ થી ૧૮)

એટલે, હે કુરુનંદન, આ વસ્તુ અર્જુનના ધ્યાનમા તો આવી પણ એ ઉપરથી શ્રીકૃષ્ણે તો તેને એમ કહ્યુ કે, 'હે સખા, આ પ્રજ્ઞા કે તત્ત્વબુદ્ધિ સાચી પંડિતોચિત છે, એટલે તું તેનો વિચાર કરીને તારા શોક દૂર કરીને લડવા તત્પર થા' (૧૮), આવું નિગમન શ્રીકૃષ્ણે તે તત્ત્વદર્શન ઉપરથી કાઢી બતાવ્યુ, તે અર્જુનને ગળે ન ઊતર્યું

છતાં, એમાંથી અર્જુન એટલુ તો હવે જોઈ શક્યો કે, શ્રીકૃષ્ણ સારી લોકસ્થિતિ અને ધર્મસંમૂઢતાને જ અનુલક્ષીને વાત કરે છે, એમા શક નહિ એટલે, હે રાજા, એને શ્રીકૃષ્ણની વાતમા અધ્ધર અસંબદ્ધતા કે અપ્રસ્તુતતાની શંકા હતી, તે તો દૂર થઈ

પણ, એ તત્ત્વબુદ્ધિ પરથી લડવાનું શી રીતે શ્રીકૃષ્ણ કહે છે, એ તેને ન સમજાયું હે મહારાજ, અર્જુન મનમા એમ વિચારવા લાગ્યો કે,

"આ બધું નશ્વર અનિત્ય છે, એની અપેક્ષાએ (વ્યતિરેક ન્યાયે તર્ક દોડાવીને) કાંઈક એથી ઊલટા જ લક્ષણવાળુ — અનાશી, નિત્ય હોય, તોય તે ભલે હો પણ હુ, એ હોય ન હોય તે પ્રશ્નથી

નથી મૂંઝાયો. હું તો આ ભારતવર્ષમાં સર્વ રાજ કુલોનો કચ્ચરઘાણ થશે તે જોઉં છું. તેમાંય મને વાંધો નથી, કેમ કે યુદ્ધમાં એમ જ બને. પણ તેમાં કુરુકુલ પણ ખંડાઈ જશે, અને મારાં સ્વજનો મરશે! અરે, તેમાંય જો દુષ્ટ દુર્યોધન દુઃશાસનાદિ જ જાય, તો એઓ તો એ જ લાગના છે. પરંતુ કુરુકુલધ્વજ ભીષ્મપિતામહ જાય, પૂજ્ય ગુરુવર્ય દ્રોણાચાર્ય જાય, તેમ જ બીજા વડીલ-ગુરુજનો જાય; અને તેમને હું મારવા કૂદી જાઉં! — આ વસ્તુના વિચારમાત્રેય કંઠે પ્રાણ આવી જાય છે! કેમ કે, ધર્મની બાબતમાં પ્રાચીન કાળથી સાંભળતા આવ્યા છીએ કે, 'પિતૃદેવો ભવ,' 'આચાર્યદેવો ભવ'; શું એનું પાલન વડીલ પિતૃજનો અને આચાર્યજનોના વધ વડે કરીએ એમ? — આ મારો સીધો સાદો સવાલ છે; એનો ઉકેલ, શ્રીકૃષ્ણ જે તત્ત્વજ્ઞાન કહે છે, એમાં મને મળતો નથી

"બલ્કે, શ્રીકૃષ્ણ તો એમાથી એવુ નિદાન કાઢે છે કે, મારે લડવુ જોઈએ, — ને લડવાનુ કહે છે! તેમ જો કરું, તો સ્વજનોને મારવાને માટેનુ ધૈર્ય અને ઉત્સાહ જોઈએ; તેને સ્થાને મને તો એવી ભીતિ પેસી ગઈ છે કે, લડવાથી પિતૃવધ, ગુરુવધનુ પાપ લાગે; તેથી, કાંઈ નહિ તોય, ન લડું તો એ વધના પાપમાથી તો બચુ ને? પરંતુ શ્રીકૃષ્ણ તો ઊલટું કહે છે કે, તું લડ!"

હે ધૃતરાષ્ટ્ર, અર્જુનની આ ગૂચ પામી ગયા હોય એમ, શ્રીકૃષ્ણ બોલ્યા, "હે પાર્થ, તું યુદ્ધમાં ઊતરે, તો સ્વજનોને મારે, પિતામહને મારે, ગુરુને મારે, એટલે પિતામહ મરે, ગુરુજી મરે, સ્વજનો મરે,— આમ જ તને લાગે છે ને? હે અર્જુન, હુ તને એ જ કહી ગયો ને ફરી કહેવા માગું છું કે, એ જ તારું અજ્ઞાન છે હે પાર્થ, જે પુરુષ એમ માને છે કે, મેં સામાને માર્યો, અને સામાવાળો જે એમ માને છે કે, પોતે મરાયો, તે બંને જણ ખરી વાત જાણતા નથી કે, ખરેખર તો કોઈ કોઈને નથી મારતું કે નથી મરતું (૧૯). કેમ કે, દેહના અધ્યાસે કરીને તે બંને માને છે કે, પોતે દેહ રૂપે છે અને મારે

છે કે મરે છે! પરંતુ તત્ત્વત. ને વસ્તુત. તેઓ દેહ નથી, તેઓ દેહી છે, અને જન્મે મરે છે તો દેહ. દેહી નહીં દેહી વિષે તો, કદી તે હતો નહીં કે ક્યારેય હશે નહીં, એવું સભવતું જ નથી દેહી તો અજ, નિત્ય, શાશ્વત, સનાતન પુરાણ પુરુષ છે, તેનું શરીર હણાય તેથી તે નથી હણાતો (૨૦)

"એટલે, હે અર્જુન, તું વિચાર કે, જે પુરુષ એવા અવિનાશી, નિત્ય, અને અજ અવ્યય એવા પોતાના સત્ય સ્વરૂપને જાણે છે, તે કઈ રીતે કે કોને મારે છે કે મરાવે છે? (૨૧) કેમ કે, આમ જે મરવા મારવાપણ દેખાય છે, તે ખરેખર તો શેના જેવું છે? જેમ માણસ કપડાં જીર્ણ થાય એટલે તે બદલી નવા પહેરે છે, તેમ જ દેહી જીર્ણ થયેલા શરીર છોડીને નવાં ખોળિયામા જાય છે (૨૨) હે અર્જુન, સદગદ્વિવેકી તત્ત્વદૃષ્ટિ કહીને મે તને આ વિશાળ દૃશ્ય જગત વિષે કહ્યુ કે, એ બધું નશ્વર છે અને તેમને આવરીને બેઠેલો સ્થિર સ્થાયી દેહી નિત્ય અનાશી છે, હે પાર્થ, તે વાત તને, મને, અને ભીષ્મદ્રોણાદિ આપણ સૌને પણ લાગુ પડે છે આપણા દેહો એ નશ્વર જગતનો જ ભાગ છે, અને આપણે હુ હુ કે તું તું ઇ૦ કરીને બોલીએ છીએ, છતાં સૌ જુદા જુદા એકમો નથી, પેલા સર્વવ્યાપી દેહીના અંશ કે તેને તદ્રૂપ જ છીએ એટલે એમને મરવાનું કે મારવાનું હોય નહીં કેમ કે, કોણ કોને મારે? (૨૧) ખરેખર જે સદા હયાત છે અ્ું કાણ કઈ રીતે કોઈ જે સદા-હયાત છે તેને માર? સદા-હયાત સદા હયાતને — પોતે પોતાને મારે ને પોતે જ મર એમ? હે અર્જુન, તત્ત્વદર્શીઓ આમ વિચારવાનું તને કહે

"માટે, હે મિત્ર, તું સમજ કે, આપણે પુરુષો, એટલે પોત પોતાના દેહરૂપી નવદ્વારી પુરીમાં વસનારા, એમ્મમાન દેહી છીએ એવા દેહી તરીકે આપણે સૌ એક આત્મા છીએ એ આત્માને શસ્ત્રો છેદી ન શકે, અગ્નિ બાળી ન શકે, પાણી પલાળી ન શકે, કે વાયુ સૂકવી શોષી ન શકે, — એવો અચ્છેદ્ય, અદાહ્ય, અક્લેદ્ય કે અશોષ્ય એવો

નિત્ય અને બધે જ અચળ સ્થિર રહેલો સનાતન એ આત્મા છે (૨૩ ૨૪). એ આત્મા આ બધા પદાર્થો કે દેહો જેવો વ્યક્ત નથી – પણ અવ્યક્ત છે; દેહો બધા ચિંત્ય છે – તેમને અંગે આપણે વિચાર કે વ્યવહાર કરીએ છીએ, તેની પેઠે એ આત્મા ચિંત્ય નથી, પણ તે અચિંત્ય છે; દેહો વિકારી છે, તેની પેઠે એ આત્મા વિકારી નહિ, પણ તે અવિકારી છે; – આથી તે અવ્યક્ત, અચિંત્ય, અવિકારી કહેવાય છે (૨૫). એટલે, તે માત્રાસ્પર્શી નથી, પરંતુ તત્ત્વ-બુદ્ધિગ્રાહ્ય એવો અતીંદ્રિય છે. હે અર્જુન, સ્વજનો, કે પિતામહ, કે ગુરુજનો, કે તું કે હું કે આ બધા ઊભેલા પુરુષો – એમને દેહવિશેષ અને દેહરૂપ જ માનીને તું ચાલે છે ને? તેને બદલે તેઓ સર્વ તત્ત્વતઃ ને વસ્તુતઃ આત્મા છે એમ સમજે, તો તારો શોક અસ્થાને છે એમ તને દેખાશે. તેથી તને હું કહું છું કે, તું શોકમાં ગરક થઈ જાય, એ તને શોભતું નથી." (૨૫)

૮

# આત્મા મર્ત્ય હોય તો?

૧

સંજયે ધૃતરાષ્ટ્રને કહ્યુ – શ્રીકૃષ્ણે જે કહ્યુ, તે વિચારતાં, હે રાજા, તમારા નાના ભાઈના એ સુપુત્રનું હૃદય પરમ મિત્ર શ્રીકૃષ્ણના સ્નેહ અને સખ્યભાવથી ઊભરાઈ આવ્યુ મનમા તેને એમ થયું કે, 'ખરેખર, શ્રીકૃષ્ણ મારા યુદ્ધ-રથના જ સારથિ નથી, તે મારા જીવન રથના પણ સારથિ છે' અને એના આ બન્ને રથ અત્યારે ખોટકાઈ પડ્યા હતા, તેમને ચાલના આપનાર એ પરમ સારથિને જોઈ તે હૃદયમાં ધન્યતા અનુભવવા લાગ્યો, અને પોતાનો વિચાર તંતુ મનમા સમારવા તરફ વળ્યો

તેણે જોયુ કે, "શ્રીકૃષ્ણે મારા શોકનું નિદાન તો સાચું કર્યું, હુ શોકમાં ડૂબી ગયો તેનું સૂક્ષ્મ કારણ મારી જીવનભૂમિકારૂપી શ્રદ્ધા – કે જે કુલધર્મ અને ગુરુજનપ્રેમ પૂજ્યતાના શ્રુતજ્ઞાન પર બંધાઈ છે – તે છે એ બરોબર નથી – એમાં મારી ભૂલ છે, એવું ચોખ્ખા શબ્દોમા તો તેમના કહેવામા ન આવ્યુ પણ તેમણે તત્ત્વદર્શીઓએ પ્રમાણિત એવો સદસદ્વિવેક જે રજૂ કર્યો, તે તો આદરણીય વિચાર છે અને કોઈ પણ વિચાર સત્યદૃષ્ટિ પૂત હોવો જોઈએ, એ તો નિર્વિવાદ છે તેથી સત્યના મારા આકલનને માટે તત્ત્વસંશોધન કરવુ જોઈએ, જેથી જામી ગયેલી શ્રદ્ધા પરિશુદ્ધ થાય,—એવું કાઈક તો શ્રીકૃષ્ણ મને ન સૂચવતા હોય?

"જેમ કે, તે મને કહે છે કે, 'હે સખા, તારો શોક વ્યર્થ છે, કેમ કે, તત્ત્વદર્શીઓ કહે છે કે, પુરુષ કે દેહી કોઈને મારતો નથી કે

મરતો નથી; તેથી ગુરુજનોના મરણની વાત તત્ત્વતઃ પાયા વિનાની છે; માટે તારો શોક સાચો પંડિતોચિત કે પ્રજ્ઞાશુદ્ધ નથી; અસત્ય-અનુચિત-અજ્ઞાનમૂલક છે; આમ સમજી — 'न त्वं शोचितुमर्हसि — શોક દૂર કર,' —એમ તે વારંવાર મને કહે છે. પણ, હકીકતમાં આથી મારો શોક તો જતો નથી!"

હે ધૃતરાષ્ટ્ર, અર્જુન આ પ્રકારના વિચાર ચગડોળે ચડયો હતો, ત્યાં જ શ્રીકૃષ્ણે પોતાનું કથન આગળ ચલાવતાં કહ્યું:—

"અર્જુન, તું કાંઈક વિચારમાં પડયો લાગે છે; એ સારી વાત છે. લે, હું જ તને કહું: તું એમ ગૂંચાયો છે ને કે, મારી વાતનો આધાર એ તત્ત્વદૃષ્ટિ પર છે કે, પુરુષ અમર છે, તેથી તે ન મરે કે ન તેને મારી શકાય? હે મિત્ર, આમ માનવામા તને મુશ્કેલી લાગે છે ને? કેમ કે, તત્ત્વદર્શીઓનો એ નિર્ણય, પ્રત્યક્ષ વ્યવહારમાં તો મરણ થતું જોયું છે ને હવે જોશે, તેથી તું નથી સ્વીકારી શકતો ને?

"હે સખા, આ દૃશ્ય જગત અસત્ છે, ને તેની અપેક્ષાએ તેને આવરીને અડગ કોઈક સત્તા ઊભેલી છે, જે સત્ છે, એમ કદાચ તું સ્વીકારવા તૈયાર થાય. પરંતુ, હું જોઉં છું કે, આગળનું બીજું પગનું તારું મન સ્વીકારવા કે સમજવા ના પાડે છે કે, તારો, મારો, આ બધા પુરુષો જે મેદાન પર ખડા છે તે સૌ દેહીઓનો ચિદંશ કે આત્મા પણ અમર, નિત્ય સત્ કેમ હોય? હે મિત્ર, આ તારી મૂંઝવણ છે ને? તારો તર્ક એવો દોડતો હશે કે, હુ જે નિત્યજાત કે નિત્ય એવો આત્મા છે કહું છું, તે અમૃત નહિ, પણ મૃત એટલે કે મર્ત્ય કેમ ન હોય? કેમ કે, પુરુષો મરે છે એ તો વ્યાવહારિક હકીકત જોઈએ છીએ."

હે રાજા, આમ જણાવીને શ્રીકૃષ્ણે મિત્ર જોડે દલીલમાં ઊતરતાં કહ્યું, "હે પાર્થ, તો ચાલ દલીલ ખાતર આપણે એમ માનીને તારા શોકની સ્થિતિ વિચારીએ. તોપણ, હે મહાબાહુ મિત્ર, તારો શોક ઘાટત ન ઠરે. (૨૬)

"એવી તારી માન્યતા હોય, તો તે પ્રમાણે વિચારતાં આપણે એવો જ ન્યાય માનવો જોઈએ કે, પુરુષ જન્મે છે અને મરે છે ભલે, દલીલ ખાતર માન કે તેમ! તો પછી જન્મે તે નક્કી મરે અને તે પાછો નક્કી જન્મે —'જે આવું તે જાય' અને જે જાય તે આવે— એમ જ તારી માન્યતાનો સારસિદ્ધાંત થયો ને? હે સખા, તોપણ શોકને સ્થાન નથી, કેમ કે, તે ન્યાયે જોતાં પણ મરણ નક્કી અપરિહાર્ય છે, તેથી તેનો શોક ન ઘટે (૨૭)

"વળી તારી માન્યતાને આધારે આ જગતમાં આપણ સૌ પુરુષોના જીવનનું ચિત્ર એવું થયું કે, આ જગતનાં બધાં ભૂત પદાર્થોની ત્રણ ગતિ છે ૧ તેમના જન્માદિ પૂર્વેની—શરૂની, ૨ વચલી કે જ્યારે તેમને ચરાચર રૂપે જોઈએ છીએ તે, અને ૩ એમના અંત પછીની, તેમાંથી પહેલી, એટલે સાકાર માત્રાસ્પર્શી રૂપે ભૂત પદાર્થ જન્મે તે અગાઉની, અવ્યક્ત કે ન દેખાય સમજાય એવી અદૃશ્ય કે 'અવ્યક્તાદિ' છે, પરંતુ તર્કદૃષ્ટિથી તે કલ્પવી રહી બીજી ગતિ એટલે જન્મે અને મરે તે બે બિંદુઓ વચ્ચેની પ્રત્યક્ષ જગતના વ્યવહારમાં તાદૃશ સામે જોઈએ છીએ, એટલે કે, માત્રાસ્પર્શી એવી 'વ્યક્તમધ્ય' ગતિ અને છેવટે ત્રીજી ગતિ ભૂતપદાર્થના નિધન કે તેમની નાબૂદી થયે શરૂ થતી, પાછી ન દેખાતી ન સમજાતી એવી (જન્મ પૂર્વે હતી તેને મળતી) 'અવ્યક્તનિધના' ગતિ, કે જેને પણ 'અવ્યક્તાદિ' પેઠે તર્કદૃષ્ટિથી કલ્પવી જ રહી હે અર્જુન, તું નિત્યજાત આત્માને મર્ત્ય માને, તો તેમાંથી જગતના આ ભૂતપદાર્થો વિષે જે તત્ત્વવિચાર ફલિત થાય, તે આવો જ ને? તો તેમાં નિત્ય એવી તે ગતિઓ વિષે પણ તારા શોક વિષાદાદિની પરિદેવના ન જ હોઈ શકે ને? કેમ કે, તે માન્યતા મુજબ, પુરુષ માટે તેવો અપરિહાર્ય અર્થસંજોગ છે, તો તેમાં એવું શું ન બનવાનું બની બેઠું કે શોકથી મૂઝાવું જોઈએ?" (૨૮)

૨

સંજય કહે—હે રાજા, શ્રીકૃષ્ણે આમ અર્જુનને કહ્યું તે આત્માનું મર્ત્યત્વ માનતી એની દલીલનો મચોટ ઉત્તર થયો. તેથી તે સમજ્યો કે, આત્મા કે પુરુષ મર્ત્ય કે અમર્ત્ય માનીને વિચારીએ તોપણ, શોકદશા ન જ સંભવી શકે, એમ તો કબૂલ કરવું જ પડે.

આથી કરીને શ્રીકૃષ્ણ જોડે આગળ દલીલમાં ઊતરવાનું કારણ તેની પાસે રહ્યું નહીં. પણ જિજ્ઞાસુભાવે એને એમ થયું કે, આત્માની મર્ત્યામર્ત્યતા પરત્વેની આ બે માન્યતાઓમાં ત્યારે ખરું શું હશે? કેમ કે, બેઉ તો સાચી ન જ હોય; અને બુદ્ધિ એક વાત પર આવ્યા વગર જંપી ન શકે; કારણ કે, એમ શંકામાં રહેવાથી તો સદસદ્વિવેકનાં મૂળ જ કપાઈ જાય: તત્ત્વવિચારમાં એવી સંશયાત્મક અર્ધદગ્ધતા તો સારી નહીં, કેમ કે એથી તો જીવન દૃષ્ટિપૂત કે વ્યવસ્થિત રીતે જીવી કેમ શકાય? એટલે, આ બાબતમાં કશુંક શાસ્ત્ર- કે શ્રુતિ-વચન તો ઠીક, પણ આ મારા પરમ જ્ઞાની મિત્ર તે વિષે શું માનીને અથવા નક્કી જાણીને જીવનમાં ચાલતા હશે? હે રાજા, તેના આવા જિજ્ઞાસુ કુતૂહલનો જાણે જવાબ જ આપતા હોય એમ, શ્રીકૃષ્ણે પોતાની વાત આગળ લેતાં કહ્યું,

"જો અર્જુન, દલીલ ખાતર મેં પુરુષ મર્ત્ય માનીને તને કહ્યું એ તાત્પૂરતું ભલે જાણ; પરંતુ વસ્તુતા તો એ જ છે કે, પુરુષ નિત્ય, અમર, અમર્ત્ય જ છે. ચોમેર મર્ત્યતા ને અનિત્યતા જણાતાં છતાં, આમ અમર્ત્યત્વ હોવું, એ વસ્તુ એક મહાન મોટું આશ્ચર્ય જ છે એમ ખરું. તેથી તેને સાક્ષાત્ પામવું ગહન વસ્તુ ગણાય. છતાં, હે મિત્ર, તેને પામી શકાય છે; અને જેઓ તેને પામે છે—નિત્ય અમર એ સત્ તત્ત્વને જુએ છે, તેઓ આશ્ચર્યવત જ તેમ કરે છે. કેટલાક બીજા એવા લોકો હોય છે, જેઓ તે વિષે માનીને અનુમાનપૂર્વક તેનું શ્રદ્ધાભર્યું વર્ણન કરે છે; તેઓ પણ આશ્ચર્યતાથી જ તેમ કરે છે. અને ત્રીજા એક એવા વર્ગના લોકો પણ હોય છે, કે જેઓ શાસ્ત્ર કે શ્રુતિ પરથી કે જાણકારો

પાસેથી ભક્તિભાવપૂર્વક એ સાભળે છે, અને તેથી આશ્ચર્ય પામે છે પરતુ એવા લોકો પણ હોય છે, કે જેઓ તે વિષે સાંભળ્યા છતા તેને ન જાણે એવુ બને છે (૨૯) કહેવાની મતલબ કે, પુરુષના નિત્યત્વ વિષે સંશયને સ્થાન નથી અર્જુન, નિશ્ચય તુ જાણ કે, દેહી પુરુષ નિત્ય છે, સર્વ પુરુષોના દેહમાં રહેલા એ દેહીનો વધ થઈ ન શકે, ભલે દેહનો વધ થાઓ હે પાર્થ, તારે મર્યા જીવ્યા બાબતમા ભૂતમાત્ર અંગે શોક ન કરવો ઘટે તુ કેવળ તારા કુલજનો ને ગુરુજનોનો જ શોક કરે છે, તે જ નહીં, મરણમાત્રને વિષે શોક અનુચિત કે અસ્થાને છે આ દૃશ્ય જગત અને તેના સર્વ ભૂતોની બાબતમાં આમ નિશ્ચિત બનીને તુ શોક છોડ (૩૦) અને કદાચ તુ એમ ન માને ને ઊલટુ માને, તોય તારે માટે શોકનુ તો સ્થાન જ નથી, એ હુ તને કહી જ ગયો" (૨૬, ૨૭, ૨૮)

સંજય કહે – હે રાજા, આમ કહીને શ્રીકૃષ્ણે અર્જુનની સામે જોયુ કે, આટલું કહ્યુ તેની એના પર શી અસર થાય છે અર્જુન ઊંડા વિચારમા પડી ગયા હતો સદસદ્વિવેક બાબતમા દલીલ કરવાની ન રહી, છતાં તેનો શોક તો ઊભો જ હતો તેથી આ સાભળીને નિ.સદેહ બની તરત તે ન બોલી શકયો કે, "હે સખા, તમે કહ્યુ તે પરથી હુ સમજ્યો અને મારો મિથ્યા શોક છોડી હવે લડવા તૈયાર છુ" તેના મનની ગૂંચ હજી તેને સતાવતી હતી

લઈને એની પાર જાય છે આખા માનવ લોકને વ્યાપીને તે વિચારાઈ છે કુલસંગ્રહ નહીં, પણ સમસ્ત લોકનો કે આ જગતમા વસતી સર્વ જાતિઓ અને કુલાદિનો — આખા માનવસમાજનો સંગ્રહ એ સાચો માનવકુલધર્મ છે — મનુષ્યો માટે એ આદર્શ છે, એમ માનીને આર્યજનો પોતાનો લોકવ્યવહાર વિચારે છે, અને તે દૃષ્ટિથી તેને એમણે ઘડયો છે તે વસ્તુને જ વર્ણધર્મ કહે છે, કે જેને મે તારા સ્વધર્મ તરીકે ગણી લઈને કહ્યુ કે, તું ક્ષત્રિય છે, અને ધર્મયુદ્ધ તને સામેથી ઘર પૂછતું આવ્યું છે, એવો સુખી તું છે, માટે તું એને વધાવી લે તેને બદલે તે તો, લક્ષ્મી ચાલ્લો કરવા આવી ત્યારે મોં ધોવા જવાની વાત કરી ! અને ઉપરથી પ્રજ્ઞાવાદ લડાવતો જોઈને મે ટૂકમાં તે તારા ધ્યાન ઉપર લાવવા માટે પેલું વિશેષણ વાપરે‌ઌ કે, આ તારા ખ્યાલ અનાર્યોચિત વિદૃષ્ટિમાંથી જાગ્યો છે ”

## ૧૦
# સ્વધર્મ અને કીર્તિની હાનિ
### ૧

સંજયે ધૃતરાષ્ટ્રને કહ્યું – હે મહારાજ, શ્રીકૃષ્ણે અર્જુનને કહ્યુ કે, 'તારો સ્વધર્મ કુલધર્મ માત્ર નથી, મૂળે તો વર્ણધર્મ છે' આ સાંભળી અર્જુન સજાગ બન્યો, તેને એમાં સમજવા જેવો મુદ્દો ધ્યાનમાં આવ્યો, અને હવે શ્રીકૃષ્ણ આગળ શુ કહે છે તે સાભળવા એ ઉત્કઠ બનેલો દેખાતો હતો. તે જોઈ શ્રીકૃષ્ણે પોતાની આ નવી બાબત આગળ ચલાવી :—

શ્રીકૃષ્ણ કહે — "હે અર્જુન, તુ પાપથી બીને ન લડવાનુ કહે છે ને? એ તારો ભાવ સારો છે – ઉચિત છે, મનુષ્યે પાપકર્મ વરજીને ચાલવુ જોઈએ પાપ ધર્મદ્રોહથી – અધર્માચરણથી થાય અને પુણ્ય ધર્માચરણથી થાય એ લૌકિક સમજ ઠીક છે પરતુ મે તને એ કહ્યુ કે, તારો ધર્મ ક્ષત્રિયધર્મ છે, અને ધર્મયુદ્ધ ક્ષત્રિયે લડવુ જ જોઈએ એ તુ ન સમજે અને ઊલટો ન લડવાનો ધર્મ માનીને તારા સાચા ધર્મને છોડી બેસે, તો એથી તો તારી સ્વધર્મહાનિ થશે અને કીર્તિ પણ જશે, અને ન લડવાનું લઈ બેસવાનો ધર્મદ્રોહ કરે, એટલે પાપ તો ઊલટુ તેથી જ તને લાગશે!

"તેથી મે શરૂમા જ તને કહ્યુ હતું કે, હે સખા, ન લડવાનો તારો વિચાર તો અકીર્તિકર છે. તુ વિચાર કર કે, તને કીર્તિ નહીં મળે એટલું જ નથી, સામેથી તારી ફજેતી ને બેઆબરૂ થશે — લોકો ચોક્કસ તારી અકીર્તિ ગાશે. અને સભાવિત સંમાન્ય પુરુષ માટે, તેની

વ્યવહારધર્મ જે લડવાનો સામે આવીને ખડો છે, તે આચર ' પરંતુ તું તેમ ન કરી શક્યો ને ચૂપ બેઠો રહ્યો!"

અર્જુન કહે—"હે સખા, એ તમે કહેલું મને યાદ છે મે તે આદરપૂર્વક સાંભળેલું, પણ તેમ આચરવાની મારી લાચારી હતી, નહિ કે મે તમારું અપમાન કરેલું એ તમારા સખત શબ્દોથી તો હું ઠઠોળાઈ જઈને જાગ્રત થઈ ગયેલો, તેથી જ તમને મે મારા મનમાં જે લાગ્યું તે કહેલું કે, 'ગુરુવધ કરું એમ? અમે તે ભોગેય એ તો મારાથી ન જ બને એવું દુષ્કર કર્મ મને લાગે છે'"

શ્રીકૃષ્ણ કહે—"પણ, તેમ કહેવામાં તે મોટો પ્રજ્ઞાવાદ મને સંભળાવેલો તે કેમ ભૂલી ગયો? તે કુલધર્મક્ષયની તારી સામાજિક ફિલસૂફી બતાવીને તારું ઊંડું દુ:ખ અને શોક મારી આગળ રજૂ કર્યાં અને પાછો ચૂપચાપ બેસી ગયો! એટલે મે તત્ત્વ વિવેકની પ્રજ્ઞાબુદ્ધિનું પ્રકરણ કાઢીને તારા શોકનિવારણને અર્થે, પડિતોચિત જે સાચી પ્રજ્ઞા કે તત્ત્વદૃષ્ટિ છે, તે તને કહી સમજાવી"

અર્જુન કહે—"હે મારા જીવન સારથિ, એમ તમે કર્યું તે ખોટું કર્યું એ ફરિયાદના ભાવથી હું નથી કહેતો એમ તમે મને વારંવાર નાનુશોચિતુમર્હસિ કહીને ખરેખર મારા શોકનું ઉથાપન કર્યું છે પરંતુ એથી શોકનિવારણનું નકારવાદી પરિણામ જરૂર આવ્યું પણ મારી આત્મબુદ્ધિ પ્રસાદ પામી ન શકી તેથી, લડવાનો ઉત્સાહ તો ક્યાં રહ્યો,— મારો ધર્મ લડવાનો છે, એમ પણ મને ન સમજાયું, બ કે, ન લડવાથી હું પાપ નિવૃત્ત બની શકીશ, એમ મારી બુદ્ધિ હજી કહે છે એટલે હે સખા તમે જે સદસદ્વિવેક કે તત્ત્વદૃષ્ટિ મને કહ્યાં તેથી મારી એ બુદ્ધિમાં ફરક નથી પડતો, એટલું જણાવવા માટે જ હું તમને આ કહું છું"

શ્રીકૃષ્ણ કહે—"હે પાર્થ, તું કહે છે એનો સારાંશ એ જ ને કે, વ્યવહારમાં તારો સ્વધર્મ શો છે, એમ તું પૂછે છે? તને લાગે છે કે ન લડવું જોઈએ, પણ તેથી તને સમાધાન નથી, માટે ધર્મસંમૂઢ બન્યો

છે, એમ ને ? તો તને કહુ કે, તારા સ્વધર્મ વિષે વિચારતા પણ મને લાગે છે કે, તારે લડવામાથી ડગવુ ન જોઈએ તુ ક્ષત્રિય છે, ક્ષત્રિયનો ધર્મ છે કે, ધર્મયુદ્ધ તે લડે જ, એના કરતા ચડિયાતુ કે સારુ બીજુ એને માટે ન સભવે (૩૧) હવે તારે માટે જે યુદ્ધ આવીને તને તેમા જોડાવાને સારુ આહવાન કરે છે, તે તો ચોખ્ખુ ધર્મયુદ્ધ છે, તમે પાચ ભાઈઓએ કોઈ રાજ્યલોભના આક્રમણ ભાવમા આવી જઈને તે ઊભું નથી કર્યુ એની મેળે ને એના સહજ ક્રમે તારા કુલના વ્યવહારમાથી જ તે ઊપજી આવ્યુ તેમા તુ કુલક્ષય કરવાના સકલ્પથી અહીં નથી આવ્યો, ક્ષય તો અપરિહાર્ય પરિણામ કે અવશ્યાપત્તિ છે, જે વેઠયે જ છૂટકો (૧૪) એટલે, તું એમ જ જાણ કે, આ યુદ્ધથી તારે માટે સ્વર્ગનુ દ્વાર જ એની મેળે ઊઘડી ગયુ છે ને તને આવકારે છે! હે મિત્ર, સુખી ક્ષત્રિયો જ આવુ સ્વર્ગદ્વારિક યુદ્ધ તો લાભી શકે છે " (૩૨)

અર્જુન કહે—"હ કૃષ્ણ, એ તો હુ સમજુ છુ કે, વર્ણધર્મ એવુ કહે તે આચરવા જતાં કુલધર્મનો ભગ થાય તે જોઈને હુ ગભરાયો, એટલે મારી મુશ્કેલી છે કે, મારા સ્વધર્મ કુલધર્મઘાતક તો ન હોઈ શકે ને ? ક્ષત્રિય તરીકે લડુ, પણ કુલધર્મ નાશ પામે ને ગુરુજનવધપાપ લાગે, એવુ અચૂક પરિણામ લાવે અવો અવળો કે ઊંધો તે સ્વધર્મ હોતો હશે ?! આ ધર્મસકટમા હુ સપડાયો છુ "

શ્રીકૃષ્ણ કહે—"એના જવાબમા જ મે તારો એ વિચાર અનાર્યજુષ્ટ છે, એમ કહેલુ હે મિત્ર, તને ખબર છે કે, અનાર્ય જાતિઓમા કુલ વિષે પરમ દૈવતભાવ ભરેલી ધર્મદૃષ્ટિ પ્રવર્તે છે તેઓ પોતાની સમાજવ્યવહારદૃષ્ટિ જાતિ કુલ ક્ષેત્રમા સીમિત થતી સમજે છે અને તેને પોતાના વ્યવહાર કે સમાજસંગ્રહનું રહસ્ય માને છે તેથી કુલસગ્રહ કરવા માટે પરસ્પર કુલસ્પર્ધાની રસાકસી તેઓમા ચાલે છે, તેથી પ્રાય કુલધર્મમર્યાદામા જ તેમનો વ્યવહાર પુરાઈ રહે છે એવી વાડાબધીમાં એમનો જાતિસમાજ ચાલે છે હે પાર્થ, આર્યાની સમાજદૃષ્ટિ આવી પરિમિત કુલદૃષ્ટિથી આગળ વધીને—તેને પોતામા આવરી

પાપભીરુતા અને અત્યંત ભારે શોકદશા રજૂ કરી પોતાની લાચારી બતાવી, અને ગુરુજનોના લોહી ખરડ્યા એવા પાપમય યુદ્ધથી મળતું રાજ્ય પણ મને ન ખપે એમ કહ્યુ તેથી શ્રીકૃષ્ણે તેને એ તેની લાચારી સામે અને શોકનિવારણાર્થે સદસદ્વિવેકનું તત્ત્વદર્શન કહીને આગળ તેને વ્યવહાર ધર્મનું પણ બોધન કર્યું અને ફરી એ ને એ જ ઉદ્‌બોધન કર્યું કે, तस्मात् उत्तिष्ठ कौंतेय, युद्धाय कृतनिश्चय ! પરંતુ આ સાભળીને અર્જુને ખાસ કાંઈ ઉત્સાહી ચેષ્ટા ન બતાવી. ઊલટો તે ઊંડા વિચારમા ઊતરી ગયેલો લાગતો હતો પાપ પુણ્ય વિવેક વિષે શ્રીકૃષ્ણે એમ કહ્યુ કે, પાપ તો ઊલટુ ન લડે તો લાગશે, કેમ કે સ્વધર્મ તું છોડે છે કીર્તિ-અપકીર્તિ અંગે જે કહ્યુ તેમાં તો એટલું તથ્ય જરૂર હતુ કે, લોકોમા અર્જુનની વગોવણી થયા વિના રહે નહીં તેથી અર્જુન તે બાબતમા ભાગ્ય વાંધો લઈ શકે એમ હતું પણ પાપ પુણ્ય વિવેકની જે દલીલ શ્રીકૃષ્ણે કરી, તે એને એટલી સાફ દિલમાં ન ઊતરી, એ વિષે તે વિમાસણમા પડી ગયો આથી શ્રીકૃષ્ણે તેને કહ્યુ, 'અર્જુન, શા વિચારમાં તું પડી ગયો? તને મે કહ્યુ તે કેવુ લાગે છે? કાંઈ બોલ તો ખરા!'

અર્જુન કહે—હે સખા, હુ શું કહુ? મારી ધર્મસંમૂઢતા દૂર નથી થઈ તમે કહો છો તે વસ્તુ દિલમાં સ્પષ્ટ પહોંચી નથી મને ઊંડે ઊંડે લાગ્યા જ કરે છે કે, હુ તે જીવનમા કેવો ધર્મ લઈ બસ, કે જેમા અંતે કુલહાનિ જ થવાની ઘાટી આવીને ઊભી? અને એમ થાય તો પાપ ન લાગે, એમ તમે કહો છો, તે તો મને ગળે જ નથી ઊતરતું હે વાસુદેવ, ગુરુહત્યા કરુ તો તેનું પાપ તો દીવા જેવું ઉઘાડુ છે! છતાં હુ કઈ રીતે સમજુ કે, પાપ નહીં લાગે? હે સખા, આ મારી ગૂંચ મનમાં સાલે છે, તેથી હુ ગમગીન બની—તમે કહ્યુ તેની વિમાસણમા ગરક થઈ નિશ્ચેષ્ટ બની ગયો છુ વળી, હે જનાર્દન, તમે કહો છો કે, ઊઠ અને લડવા લાગ પણ મારાથી તે આજ્ઞા પાળી શકાતી નથી, એ માટે મારે એટલી ઊંડી વ્યથા છે કે, એ તો મારુ મન જાણે છે

૨

સંજય કહે—હે રાજા, આમ અર્જુનની ભાવના જોઈને શ્રીકૃષ્ણ પાછા મલકાયા ને મિત્રને તેમણે કહેવા માંડ્યું—

"હે સખા, તું મારું માનતો નથી, એવા ભાવમા આવી તેનું દુ:ખ ન માન. તુ મારું કહ્યું નથી કરતો એમ મને નથી લાગતું. તારી સમજ સુધરે તો જ તું મન મૂકીને લડી શકે, અને તો જ યુદ્ધમાં તારી જીત થાય, એ હું સમજું છું. તેથી તારી સમજ સુધારવા હું મથું છું એમ તું જાણ, અને મારી અવજ્ઞાનું દુ:ખ ન કર. તેં જ મને કહ્યું હતું કે, 'હું તમારે શરણે છું, મને ધર્મસંમૂઢ કે હૃદયદુર્બળ બની ગયેલાને સમજાવીને સતેજ કરો' (૭). હું તેમ કરી શકું તો તે કરીને જ તને આ યુદ્ધમાં પ્રવૃત્ત કરવા ચાહું છું

"હે ધનંજય, જીવન વિચારમાં અત્યારે જે સ્થિતિ પર તું આવીને ઊભો છે, તે એક વિકટ આંતરિક ઘાંટી છે ત્યાં માનવચિત્તની પોતાની જાગ્રત પ્રજ્ઞાબુદ્ધિ જ સાચો સાથી અને ભોમિયો છે ગુરુ કે કોઈ વધુ સમજેલો પુરુષ તેમાં મદદ કરી શકે એમ ખરું અને તેં એવી જ માગણી મારી પાસે કરી, તે તદ્દન ઉચિત છે આમ કરતાં, સમજબુદ્ધિ જાગ્રત બનીને જીવનનો તાર બરોબર પોતાના સાચા સ્વભાવ કે અતરાત્માની જોડે સંધાઈ શકે છે. એમ ન બને તો માનવ જીવનમાં પુરુષાર્થ જ હણાય કે ગકાઈ જઈ જડ પ્રમાદમા ફસાય એથી તો આંતર જીવન જ મરી જાય અને એમ બને તેનાથી વધુ ખરાબ બીજી કોઈ માનવહાનિ સંભવે ખરી? હે મિત્ર, હું આવું માનનારો છું અને મિત્રભાવે તને કહુ છું તે તુ સમજે તો જ મારું કહેવું કૃતાર્થ; ન સમજી શકે તો પૂછે તે હું કહીશ. પરંતુ હું હરગિજ એવું નથી ચાહતો યા માગતો કે, હુ કહુ તેને બાબાવાક્ય માનીને ચાલ."

હે રાજા, શ્રીકૃષ્ણે આમ કહી અર્જુનને વળી ધૈર્ય આપતા કહ્યું કે, "હે ભાઈ, તારું મૂળ દુ:ખ તને લડવામાં પાપ દેખાય છે, તેનો ભય જ છે ને?" અર્જુને ડોકું ધુણાવી સંમતિ બતાવી શ્રીકૃષ્ણે

આગળ પોતાની વાત ચલાવતાં કહ્યું કે, "આ તારો પાપભય એટલો ઊંડો અને પ્રામાણિક છે કે, કામોપભોગ ભરેલો રાજ્યલાભ અને મરણોત્તર સ્વર્ગસુખને પણ તું તેની આગળ તુચ્છ લેખે છે, અને તેમને જતાં કરીને તારું ન લડવાનું વલણ પ્રત્યક્ષ હકીકતમાં ઝાલી રાખે છે હે સખા, આ તારી શુભ શ્રેયોભાવનાની હું કદર કરું છું તેમાં તારી સાચી ધર્મપરાયણતા અને ધર્મજિજ્ઞાસાની વૃત્તિ તું બતાવે છે તું ધર્મ પૂર્વક જીવનની વ્યવસ્થા કરીને ચાલવા ઇચ્છનારો જીવાત્મા છે અને તેમ કરવા જતાં, તું તારા જ સમજ, સ્વભાવ અને શ્રદ્ધા, તેમ જ શ્રુત જ્ઞાનાજ્ઞાનને જ કારણે ગૂંચાઈ પડયો છે"

સંજય કહે — હે રાજા, આમ શ્રીકૃષ્ણે અર્જુન આગળ એની જ મનોદશાનું પૃથક્કરણ કરી બતાવ્યું તેમણે જોયું કે, અર્જુન એ સંમતિ પૂર્વક સાંભળતો હતો અને એનામાં એટલો ફરક પણ થયો હતો કે, તત્ત્વ દ્રષ્ટિથી જોઈએ તો, મરણ નિમિત્તે શોક કરવો એ તો અબુદ્ધિ, અવિચાર છે, એ તેને સમજાયું, આથી એનું શોકબુદ્ધિનિવારણ તો થયું એથી આગળ હવે, લડવાનો ધર્મ આચરું તો પાપ લાગે, એવી તેની બુદ્ધિનું નિવારણ કરવું જોઈએ તેથી, હે મહારાજ, આ નિવારણાર્થે પાપ પુણ્ય વિવેકનું તત્ત્વજ્ઞાન તેને કહેવું પડશે — એની ચર્ચા જરૂરી થાય છે, એમ શ્રીકૃષ્ણે જોયું અને તેથી એ એમ મલકાયા કે, 'મારા મિત્ર પરમ જિજ્ઞાસુ અને જાગ્રત જીવાત્મા છે! એનો અંતરાત્મા કેવો પાપ ભયથી વિહ્વળ બનીને તેમાંથી કોઈ પણ ભોગે બચવા માગે છે! મારા પડયો બોલ ઉંચકી લે એવો આ અર્જુન અંતરમાં અત્યાર કેવો સજાગ બન્યો છે કે, તેમ કરી નથી શકતો તેથી દુ:ખી થાય છે!' હે રાજા, અર્જુનની આ દશા અધ્યાત્મજાગૃતિ ભરેલી હતી, એવી વિરલ જાગૃતિ કોકને જ હોય અર્જુનમાં તે જોઈને શ્રીકૃષ્ણ એમ ખુશી થયા કે, પોતે જે યોગબુદ્ધિ જીવનમાં ધારીને ચાલ્યા, તે ક્રાંતદર્શી વસ્તુને સમજવાને યોગ્ય એવો એક અધિકારી પુરુષ આ યુગમાં પાકયો છે અને તે શિષ્યરૂપે પોતાને મળ્યો!

હે રાજા, આ ભાવમાં આવીને આ બે મિત્રો વચ્ચે જે વાદ-વિવાદ ચાલ્યો, તે સાંભળીને—વ્યાસકૃપાએ મળેલાં દિવ્ય ચક્ષુથી જોઈને, હું દિગ બની ગયો! અહીં તમને એક પૂર્વઇતિહાસ યાદ કરાવવા જેવો છે. હે રાજા, આ યુદ્ધપ્રસંગ જાગ્યો તેની શરૂ શરૂમાં, તમે મને પાંડવોને મળીને તમારા તરફથી શાંતિનો સંદેશ પહોંચાડવા મોકલેલો, તે યાદ છે? શાંતિના તમારા દૂત તરીકે ત્યારે મેં યુધિષ્ઠિર-અર્જુનાદિ પાંડવોને, શ્રીકૃષ્ણની હાજરીમાં, એ તમારો સંદેશો આપતાં તેમને કહેલું કે, 'હે અજાતશત્રુ યુધિષ્ઠિર, તમે કુરુકુલના આ વિષમ સમયે કશોક શાંતિનો રસ્તો કાઢો.' અને મેં ધર્મતત્ત્વનો આશરો લઈને દલીલ કરેલી કે, 'યુદ્ધ જેવી ખરાબ પાપી વસ્તુ, તમે ધર્મરાજા કહેવાઓ, તે કેમ કદી આદરી શકો!' (જુઓ 'ગીતાનું પ્રસ્થાન' પા. ૧૪.) હે રાજા, ત્યારે મેં યુધિષ્ઠિરને બે વસ્તુ વિચારવાને માટે સૂચવેલી—(૧) યુદ્ધ એ પાપ છે એમ સમજીને મેં યુધિષ્ઠિરને કહ્યું હતું કે, "કામ, ક્રોધ, તૃષ્ણા, દ્વેષ વગેરે પાપનું મૂળ છે; તમે ધર્મરાજા તેને વશ થાઓ, એ કેવું કહેવાય?" (૨) બીજી દલીલ વ્યવહાર અને અર્થદૃષ્ટિ વિચારીને મેં રાજા યુધિષ્ઠિરને કહ્યું હતું કે, "હે ધર્મરાજ, જ્યારે તમે આ કૌરવ-પાંડવ-કલેશ-પ્રકરણમાં શરૂ શરૂમાં બળવાન હતા, ત્યારે તમે દુર્યોધનને ના દબાવ્યો. તેમ કરત તો ત્યારે જ એ કજિયો પતી જાત. હવે વાત એટલે સુધી પહોંચી કે, યુદ્ધ થાય તેમાં તમારે ભીષ્મ અને દ્રોણ જેવા ગુરુજનોને મારવા પડે, એવું યુદ્ધરૂપી પાપ તે કદી કરાય? તેના કરતા તો બહેતર છે કે, તમે વનમાં ભિક્ષા માગતા જ રહો અને આવા યુદ્ધમાં જીતીને પણ તમે શું મેળવશો? તેથી કાંઈ તમને જરા કે મૃત્યુ ઓછાં જ છોડશે? તેથી, બધું છોડીને શાંત થઈ તમે વનમાં જ પાછા જાઓ તો સારું."

હે મહારાજ, ત્યારે મને જવાબમાં યુધિષ્ઠિરે જે કહેલું તે તમને યાદ કરાવું. તે ધર્મરાજાએ મને કહ્યું, "હે સંજય, હું ધર્મ છોડીને વાત નથી કરતો. સંસારમાં એવા આપત્કાળ કોઈ વાર આવે છે, કે

## ૧૧

# કર્મનું ફળ અને પાપ

શ્રીકૃષ્ણ કહે — અર્જુન, તું પહેલાં જેવો ખિન્ન નથી રહ્યો ને મારી જોડ તારી મૂંઝવણ — તારી ધર્મસંમૂઢતા વિષે વાત વિચાર કે બાધછોડ કરવા તૈયાર છે ને? તો હું કહું તે સાંભળ. તને પાપભય મૂંઝવે છે ને? તો બોલ, પાપ ક્યારે લાગે? કાંઈ ખોટુ કામ — અસત્કર્મ કે દુષ્કૃત્ય કરીએ ત્યારે ને?

અર્જુન કહે — હા, અને ગુરુને મારવા એ તો દુષ્કૃત્ય ખરું જ ને? તેથી, હું તે નહીં કરું, એટલે કે નહીં લડું.

શ્રીકૃષ્ણ — ભાઈ, તું અધીરો ન થા. તારી એ વાત હું બરાબર સમજ્યો છું. સ્વજનો ગુરુજનોને મારવા જવું એ પાપ છે, એમ જ તું કહે છે ને?

અર્જુન — હા, વાસુદેવ.

શ્રીકૃષ્ણ — પણ અર્જુન, તું એમ તો નથી જ માનતો ને કે, તારા ગુરુ કે દાદા ભીષ્મ ઇ૦ અમર છે? એમના દેહો તો કોઈની કાંઈ રીતે ને ક્યારેક પડવાના જ ને? — તેઓ મરશે જ ને?

અર્જુન — હે મિત્ર, તમે એવું કેમ પૂછો છો? એટલે હું એમને મારવા જાઉં એમ? એવું કામ કરું તે ખોટું નહિ એમ સમજું?

શ્રીકૃષ્ણ — ના, ના અર્જુન! એમ સૂચવવા કે સમજવા મેં તને નથી પૂછ્યું હું. તો અગાઉ તને મેં જે તત્ત્વદર્શી ચોના સદસદ્વિવેકની વાત કરી, તેના સંદર્ભમાં તને એ યાદ કરાવવા કહું છું કે, ભીષ્માદિ મર તેનો શોક તો ન જ ઘટે, એ તને સમજાયું છે ને?

અર્જુન — હા; સહેજે યા પોતપોતાના નિર્મિત કર્મે કે કારણે કોઈ મરે, તેનો શોક પંડિતો ન કરે, એ હું કબૂલ કરું છું. પણ તેથી કાંઈ તેમને મારવા જવું? એ કેમ બને? તમે મને લડવા કહો છો એનો અર્થ એ જ થાય ને?

શ્રીકૃષ્ણ — હે મિત્ર, મેં તને 'લડવાને માટે ઊઠ' કહ્યું છે; 'ગુરુને મારવા ઊઠ' એમ હું નથી કહેતો. ગુરુવધ ન થાય, ગુરુનાં સેવાન્‌-માન જ ઘટે, એ શિષ્યનો નીતિધર્મ છે, એમ ખરું. પણ હું તને એનો ભંગ કરવાનો તારો ધર્મ છે, એમ કયાં કહું છું? હું તો તને એમ કહું છું કે, જે યુદ્ધકર્મને માટે તું જિંદગીભર તપતો રહ્યો, તે કર્મ 'યદૃચ્છા'એ — આપમેળે અને તારા કર્તવ્ય ધર્મ રૂપે અત્યારે તારી આગળ રજૂ થયું છે, તે નું ગ્રહણ કર!

સંજય કહે — હે મહારાજા, આમ શ્રીકૃષ્ણે ચોખવટ કરી તે સાંભળી અર્જુન એક વાર જરા ખમચાયો. તેને બે વસ્તુમાં ફરક રહેલો ધ્યાનમાં આવ્યો: યુદ્ધ લડવું એ એક વાત, ગુરુવધ કરવા જવું એ બીજી વાત.

હે ધૃતરાષ્ટ્ર, ભીષ્મપિતામહ તેમના ગુરુ પરશુરામ સામે એક પ્રસંગે યુદ્ધે ચડેલા, એ વાત તમને ખબર છે? માતા અંબિકાનું હરણ કરીને ભીષ્મ હસ્તિનાપુર લઈ આવ્યા. અંબિકા કહે, 'હું તમને મનથી વરી છું, મારું ગ્રહણ કરો.' ભીષ્મ તો બ્રહ્મચર્યની પ્રતિજ્ઞા-બદ્ધ એમ કઈ રીતે કરી શકે? અંબિકા ભીષ્મના ગુરુ પાસે ફરિયાદ કરવા ગઈ. ગુરુએ ભીષ્મને આજ્ઞા આપી કે, તું આ રાજકન્યાનું હરણ કરી આવ્યો, તો ક્ષત્રિય રૂઢિથી તેનું પાણિગ્રહણ કરવા બંધાયો છે. ભીષ્મે પોતાની પ્રતિજ્ઞા આગળ કરી, તેમ કરવા ના પાડી. આથી ક્રોધે ભરાઈ પરશુરામે ભીષ્મ સાથે દ્વંદ્વ આદર્યું. ગુરુ શિષ્યનું આ દ્વંદ્વયુદ્ધ અદ્‌ભુત હતું! તે જોઈ દેવો મૂંઝાયા ને વચ્ચે પડી યુદ્ધ રોકયું; નહિ તો અંતે એકનો ઘાત થાત જ ને? — આ ઘાત તે પાપ કે પુણ્ય ગણાય? ભીષ્મ માટે આ યુદ્ધ અને ગુરુ-અવજ્ઞા ધર્મ્ય કે અધર્મ્ય કહેવાય? હે રાજા, ધર્માધર્મ નક્કી કરવાં, એ ભારે મોટો કોયડો જ છે, એ મેં જોયું.

હે કુરુરાજ, યુધિષ્ઠિર પાસે તમારા શાંતિદૂત તરીકે ગયો ને તેમને તમારો સંદેશો કહી યુદ્ધ અને શાંતિનો ધર્મ મેં વર્ણવેલો, એ જ વખતે એ ધર્મરાજાએ પણ મને એમ જ ઉત્તર આપેલો કે, ધર્મ લાગે તે ખરેખર અધર્મ હોય, અને એથી ઊલટુ — આમ અધર્મ લાગે, પણ તે જ ધર્મ હોય! શ્રીકૃષ્ણે અર્જુનને કર્મનો હેતુ અને તેનું સહજ પરિણામ, એ બે વચ્ચે ભેદ કરી બતાવ્યો તેથી તે પણ વિચારમા પડી ગયો અને બોલ્યો —

અર્જુન કહે — હે વાસુદેવ, તમે મને આથી શું સૂચવો છો? યુદ્ધ લડુ અને તેમા ગુરુને ન મારુ એમ? દાદા ભીષ્મે દુર્યોધન જોડે શરત કરી છે કે, અમને પાચ ભાઈઓને એ નહીં મારે, એમ હુ પણ શરતી યુદ્ધ કરુ?

શ્રીકૃષ્ણ — ના, ના! તે ભલો અર્થ કાઢયો, અર્જુન! એવી શરત તને પણ અશક્ય નથી લાગતી? પણ એમા તે જે તારી તર્ક વિતર્ક-શક્તિની જાગૃતિ બતાવી, તે ઠીક છે મે તો તને એમ કહ્યુ કે, તુ ક્યાં ગુરુના વધ કરવાનું કર્મ આદરીને નીકળ્યો છે? તું તો તારા કુલવર્ધનના જ કુલધર્મથી પ્રેરાઈને ચાલે છે ને તેમા તારે નસીબે યુદ્ધ લડવાનુ આવી લાગ્યુ, તો તે લડ, એમ હુ તો તને કહુ છુ

અર્જુન — હે મિત્ર, એ અને 'ગુરુને હણ' બે એક જ વાત ન થઈ? કેમ કે, યુદ્ધ લડુ તેમાં ગુરુને મારવાપણુ આવી જ ગયુ!

શ્રીકૃષ્ણ — હે સખા, તું તારી સામે લડવા આવેલા જોડે લડે, તેમા તે મરે તો ખરા અને તુ સામે લડે તેથી તે એમને માર્યા, એમ પણ ભાષામા કદાચ કહેવાય પણ તું તો પાપની વાત કરે છે, તેના અનુલક્ષમાં હુ તો કહુ છુ કે, યુદ્ધકર્મમાં આમ કુદરતી ક્રમે જે પરિણામ થાય, એમા તે પાપ કર્યું એમ શી રીતે તું સમજ્યો, એ હુ તને પૂછુ છુ

અર્જુન — હે વાસુદેવ, આ તમે પણ મારી પેઠે દૂધમા પોરા કાઢવા જેવો તર્ક જ નથી લડાવતા? જો યુદ્ધકર્મથી ગુરુવધ કરવો પડે,

એવા પરિણામવાળું કર્મ પાપ થયું જ ને? સિવાય કે, ગુરુવધ જ નીતિધર્મમાં પાપ નથી, એમ તમે મને કહો

શ્રીકૃષ્ણ — હે સખા, ગુરુદ્રોહ કરવો એ પાપ છે, એમ ખરું પણ હું તને એમ પૂછું છું કે, તું યદૃચ્છાપ્રાપ્ત આ ધર્મ્ય યુદ્ધ લડે, તે કર્મ ગુરુદ્રોહ છે? હા, તે કર્મ ધર્મ્ય છે કે નહીં એ પ્રશ્ન ખરો, જો તે ધર્મ્ય ન હોય તો પાપ ગણાય માન કે, તે ધર્મ્ય છે અને હું તને કહું છું કે, તેવું જ એ છે, કેમ કે એ તારા વર્ણધર્મ જ છે પણ એ સવાલ હમણાં બાજુએ રાખ ને દલીલ ખાતર માન કે, હું કહું છું તેમ તે ધર્મ્ય છે હવે એ કર્મ કરવા જતા વધ તો કરવા જ પડે અને યુદ્ધ એટલે સામે આવેલાઓનો — શત્રુઓનો વધ થાર જ અને વધમાત્રમાં હિંસાનું પાપ છે, એમ પણ ખરું પણ ક્ષત્રિયાના તો ધર્મ જ યુદ્ધ છે તેથી ધર્મયુદ્ધમાં હિંસા ક્ષમ્ય ને ધર્મ્ય પણ મનાઈ છે અટલે તું જો લડતા તારા ગુરુજનો સ્વજનોને મારવા પડે પણ તથી તું સંકલ્પથી પાપી કે ગુરુજનઘાતક થા, અમ વી રીતે હવાર કે મનાય?

સંજય કહે — હે મહારાજ આ સાભળી અર્જુન થોડી વાર થાભી ગયા પછી તે કહે — હે કૃષ્ણ અમ હું લડું તેમાં ગુરુને મારું ને એ મરે તેમાં પાપ નથી અમ તમે મને સૂચવો છો?'

શ્રીકૃષ્ણ કહે — હું તને પૂછું છું કે તારા ધર્મ લડવાનો ખરો કે નહીં?

અર્જુન કહે — એ તો ખરો પણ કાઈ કર્મ ધર્મ સમજી કરવા જોઈએ તો તેમાંથી પાપ થાય અમ વાખ્ખું હોય તોય એ ધર્મ આચરવા?

શ્રીકૃષ્ણ કહે — હું તને એ જ પૂછું છું કે, ધર્મ તરીકે યુદ્ધ કરવું જોઈએ એમ તું સ્વીકાર તો પછી એ કર્મ કરતા એ પાપ કઈ રીતે તું કહે છે? — એ તું મને કહ

અર્જુન કહે — હે સખા તમે આ શું કહો છો? યુદ્ધમાં દ્રોણાદિને મારવાના તો થશે જ, તેથી તેમનો વધ થશે એ પાપ નહીં?

શ્રીકૃષ્ણ કહે – હે સખા, તું ધર્મયુદ્ધે ચડે, તેથી શત્રુઓનો વધ કરે, એમાં જે કોઈ સામે હોય, તે મરે એ તો બનવાનું જ તને મે થોડી વાર પર નહોતું કહ્યુ (૧૪) કે, દુનિયામા બનાવો અને કાર્યો બને, તેમાંથી સુખદુઃખ જેવું આગમાપાયી પરિણામ તો આવ્યા જ કરવાનું ? તેને તો સૌએ સહી લેવુ જ રહ્યુ

અર્જુન કહે – હે કૃષ્ણ, એનો અર્થ તો એવો થયો કે, હુ મારા કર્મનું પરિણામ જે આવે તે જોઉં વિચારુ નહીં, એમ તમે મને કહો છો ? કોઈ કર્મ પાપ છે કે પુણ્ય છે એ શા ઉપરથી નક્કી કરાય ? પરિણામ જોઈને જ ને ?

શ્રીકૃષ્ણ કહે — હે સખા, હવે તે મારા પ્રશ્નનો મર્મ પકડયો મિત્ર, એ તો બહુ મોટી વાત તે મને પૂછી, એ હમણા બાજુએ રાખ અત્યારે તો હુ તને એમ પૂછુ છુ કે, તુ તારી સમજ પ્રમાણે માને છે કે, લડવાથી પાપ થાય, એટલે તુ નહીં લડે હવે તું એમ વિચાર કે, ના લડે તેનુ ફળ પુણ્ય કે પાપ હશે ? તારી જે દૃષ્ટિ છે તે વડે વિચારીને મને કહે

અર્જુન કહે — લડુ જ નહીં, પછી પાપ કે પુણ્ય જ કયા રહ્યુ ? કાંઈ કરુ તો પાપ થાય ને ?

શ્રીકૃષ્ણ કહે – વાહ ! તું ન લડે – તારે જ્યાં લડવાનો ધર્મ હોય ને તે પાળવાને માટે ધાઈને આવે ને તે ન પાળે — એ પણ અમુક કર્યું કહેવાય ને ? કેમ કે, તેનું પણ પરિણામ થાય કે નહીં ? એટલે તુ કરવાનું ન કરે એ પણ પાપ થાય ને ? તેથી તને હુ કહુ છુ કે, તું ન લડે એનું ફળ જોશે વિચારશે કે નહીં ?

અર્જુન કહે — હુ ન લડુ તો મારો પક્ષ હારે, એમ તો ખરું જ પણ ગુરુને મારવાનું ખોટુ કર્મ તો ન કરવુ પડે ને ?

શ્રીકૃષ્ણ કહે — પરતુ, તારો પક્ષ હારે, તેમાં તારા ભાઈઓ હણાય, તારા પુત્રપૌત્રો મરે, અને માતા કુતી તથા તારી પ્રિય પત્ની

દ્રૌપદી વગેરેનું શું થાય તે તો કલ્પનું જ રહ્યું. આ બધું થાય તે તું કબૂલ કરે છે ને? તું ન લડે, તેથી યુદ્ધ તો ન જ મટે: સહદેવ, નકુલ, દ્રુપદ, ઇ૦ તે છોડશે? યુધિષ્ઠિર ને ભીમ પણ તારી ન લડવાની વાત માને? અને તેઓ ન લડે એવું બને? લડવાનો નિર્ણય તેં કર્યો એમાથી તુ ચળે તોય તેથી બીજા ન ચળે; પરિણામે તેઓ કપાઇ મરે, કેમ કે ભીષ્મદ્રોણ અને પેલા કર્ણ અશ્વત્થામા ઇ૦ કેવા લડનારા છે, એ તો તું જાણે છે અને દુર્યોધન જીતે, એટલે કે, લોકમાં અન્યાયની – અધર્મની જીત થાય, તો તે પણ તું જુએ છે કે નહીં? આમ જે બધું થાય, એ તારા ન લડવાના કર્મનું ફળ ખરું કે નહીં?

સંજય કહે – હે રાજા, મહાજ્ઞાની એવા શ્રીકૃષ્ણે આમ ફોડ પાડીને અર્જુનને પોતાની વાત કહી તે તેના લક્ષમા આવી, અને પાછી તેના ચહેરા પર ગભરાટની રેખાઓ તરી આવી, અને તે દુખી અવાજે શ્રીકૃષ્ણ સામે જોઈને બોલ્યો -

અર્જુન કહે – "હે સખા, તમારો સવાલ મારા લક્ષમાં આવ્યો. ન લડુ તો શું થાય, એ બીજી બાજુ મે જોઈ જ નથી ગુરુ ને દાદા જાય તે જોઈને તેટલામાત્રે મારી બુદ્ધિ બહેર મારી ગઈ, એમ હું કબૂલ કરું છુ. હવે તમે વર્ણવીને મને તેની બીજી બાજુ પણ કહી, તેથી જોઉં છું કે, એના ફળ પણ ઓછાં કારમાં નથી લડુ તો ગુરુવધ થાય, તો ન લડું તો અનેક પ્રિયજનો, કે જેમના રક્ષણનો મારો ધર્મ છે, તેઓને મે જ માર્યા એવુ થાય કે કહેવાય અને એમાં પણ પાપ તો થયું જ! એટલે, તમે તો મને નવી આંટીમા નાખ્યો – ખરેખર, મારી મૂંઝવણ તો ન લડવાથીય મટતી નથી! ન લડું તો પાપ અને લડું તોય પાપ! તો પછી મારે કરવુ શું?"

શ્રીકૃષ્ણ કહે — હે સખા, મારી વાત હવે તારા ધ્યાનમાં આવી પરિણામ કે કર્મના ફળને જોઈને તું પાપ સમજેલો, પણ તુ ન લડે કે લડે તોય, બને રીતે — આમથી કે તેમથી — પાપ-પુણ્ય તો લાગેલું જ છે,

એ તું હવે જુએ છે ને? એટલે, નહિ જ લડુ, એવો જો તારો નિશ્ચય હોય, તો તે બરોબર કે સયુક્તિક ન કહેવાય ને?

અર્જુન કહે—હે કૃષ્ણ, હુ જોઉં છુ કે, નહિ લડુ એમ મારાથી પાકુ કહેવાય એમ નથી પણ લડું તોય પાપ તો લાગે, એ તમેય કહ્યુ એટલે, આમ કે તેમ કરુ —પાપમાંથી તો છૂટ્ટુ જ નહીં, એવુ આ તો થયું! તો પછી કરવું શું? મે કહેલું કે, અમે જીતીએ કે હારીએ,—બેમાથી શું સારુ એ ખબર નથી પડતી, પણ ન લડુ તો ગુરુવધના પાપમાથી બચું, એમ ચોક્સ લાગતું હતું, તે બરોબર ન હતુ ન લડુ તો તેના પરિણામ તમે મને એવા બતાવ્યાં કે જેમા પણ પાપ તો થાય એટલે પાપમાથી બચવાની વાત તો ઊભી રહી જ એટલે, તમે મને એવો રસ્તો બતાવો, કે જે હુ લઉં તો પાપ ન લાગે હુ અપાપ જીવન માગુ છુ

# ૧૨

# "નૈવં પાપમવાપ્સ્યસિ"

સંજય કહે – હે મહારાજ, નરનારાયણ સમા બે મિત્રોનો સવાદ ત્યારે એ૮રે આવીને થોભ્યો હતો કે, કેવળ ન લડવાથી પાપમાંથી બચાશે એમ અર્જુન માનતો હતો, તેમાં એણે પોતાની ભૂલ જોઈ ન લડવાથી પણ અમુક પરિણામ નીપજે – તેનુ પણ ઇષ્ટાનિષ્ટ અમુક ફળ તો આવવાનું જ એટલે, એથી પણ પાપ પ્રશ્ન તો ઊભો જ રહ્યો આથી તેણે જોયું કે, જે રીતે તરત વિચાર કરીને પોતે ન લડવાનું કહેતો હતો, તે પણ પાપમુક્ત પગલું ન હોય એટલે તેને લાગ્યું કે, આથી તો ઓલામાથી ચૂલામા પડવા જેવું ન થઈ રહે? અટલે ખરી વસ્તુ તો એ છે કે, પાપના તાપમાથી જ બચીને ચાલવાનો જીવનમાર્ગ ખોળવો જોઈએ, તો પાપરહિત જીવન જીવીને શ્રેય સાધી શકાય હ રાજા, શ્રીકૃષ્ણ તેની આ દશા બરાબર પામ્યા હતા તેમણે હવે અર્જુનને તરત જ એના આ ધર્મસંકટની ઘાટીનો ઉકેલ એક જ વાક્યમા આપી દીધો (૩૮) –

શ્રીકૃષ્ણ કહે – હે સખા, તારો પાપભય એક ઉદાત્ત ભાવ છે હુ એની કદર કરુ છુ તે કકળતી આતરડીએ પેલો ઉદ્ગાર કાઢ્યો કે – 'अहो बत महत् पाप कर्तुं व्यवसिता वयम्। यद् राज्यसुखलोभेन हन्तु स्वजनमुद्यता (१ ४५) – તે સાભળીને ત્યાર જ હુ તારુ મૂળ શોક બીજ પામી ગયો હતો હે પાર્થ, એના જ સદર્ભમા હુ તને શરૂમા જ કહી ગયો કે, તારો સ્વધર્મ આ યુદ્ધ છે જ, તે તું સમજી લે, અને તે જો પાળે તો તને પાપભય ન લાગવો જોઈએ બલ્કે, મેં તને સામેથી સમજાવ્યું કે, જો તુ તારુ ધર્મ્ય એવુ આ સગ્રામ કર્મ નહીં

કરે, તો તારી કીર્તિ હણાશે, અકીર્તિ થશે, એટલું જ નહિ, એમ તું સ્વધર્મ ત્યજે તેથી જ ઊલટાનું તેનું પાપ તને લાગશે (૩૩), – એવી સમજૂતી મેં તને આપી હતી હે સખા, તેથી પણ તારી પાપાપાપ વિવેક-બુદ્ધિ ફરી નહીં હે મિત્ર, તેનું કારણ ઝીણું છે, તે કહું તે ધ્યાન રાખ પાપાપાપ વિચાર કર્મના ફલ પરિણામને ધ્યાનમાં લઈને તું કરે છે તારી આવી ફલાર્થબુદ્ધિને ટકોર કરવાને માટે મેં દલીલને ખાતર તેને માનીને, તેની જ આરસીમાં તારી એ વિવેક-રીતનું દર્શન કરાવ્યું મેં તને ન લડવાથી જે ફળ આવે તે વિષે સતેજ કર્યો તેનું ફળ વિચારતાં ત્યાં પણ પાપ-સ્થાન તો સભવતું તે જોયુ આમ તારી પાપભીરુતાનું કારણ, તારી ફલાર્થબુદ્ધિથી તું તારો કર્માકર્મ કે ધર્માધર્મ વિચાર કરે છે,– એ છે હે મિત્ર આ તારા ધ્યાનમાં આવ્યું ન હોય તો તે હવે જો કેમ કે, એ તારી સમજ-બુદ્ધિ બરોબર નથી તેથી જ તારી આ દશા બેઠી છે, અને તારું ચોખ્ખું અને બારણું પૂછતું આવેલું ધર્મ્ય એવું સ્વકર્મ તને ગમતું નથી, અને તું એનો ત્યાગ કરવાનો પ્રજ્ઞાવાદ રચીને તે માટે વ્યવસિત થયો હતો હે કૌંતેય, આ તારો વ્યવસાય મિથ્યા છે, તે તને અજ્ઞાત રૂપે છતાં, અંતરમાં ઊંડે ઊંડે લાગતું હોવાથી જ, મારી પેઠે ચિત્તપ્રસાદપૂર્વક સ્વકર્મ સમજીને, અથવા બળરામ પેઠે વૈરાગ્ય ધરીને (જુઓ 'ગીતાનું પ્રસ્થાન' – પા ૧૯૬) તું પ્રસન્નતાથા સમાધાનપૂર્વક યુદ્ધનો ત્યાગ કરી શકતો નથી તું બુદ્ધિ અને શરીરથી – તન અને મનથી સ્થગિત થઈ ગયો છે આ એક મનોરોગ સ્થિતિ જ છે, જેની અસર તે જ પ્રત્યક્ષ શરીર પર પણ અનુભવી તારા અંગ બળવા લાગ્યાં, હાથપગ વગેરે ગાત્ર ઢીલા થઈ ગયા, ઇ૦ હે સખા, તું જે 'શોકસંવિગ્નમાનસ' થઈ ગયો, તેનું કારણ પણ આ જ તારી દાદા ઇ૦ ન મરવા જોઈએ એવી કામ્ય ફલાર્થદૃષ્ટિથી વિચારવાની બુદ્ધિ હતું હે સખા, એમ ધર્મતત્ત્વનો વિચાર કરવો એ અધૂરી અને અવળી રીત છે તેથી જ કરીને મનુષ્યોને આ લોકમાં નતત સુખદુઃખ આદિ સંતાપ થયા કરે છે, અને પાપ લાગ્યા જ કરે છે એટલે, હવે તને કહું છું

કે, તું તારી બુદ્ધિ એ રીતે સુધાર અને ફલબુદ્ધિ છોડીને ચાલ; એટલે કે, તારા સ્વધર્મરૂપી આ યુદ્ધકર્મ કરતાં તેના ફળરૂપે કોઈ મરે જીવે કે, કે બીજા કોઈ કારણે સુખદુઃખ કે શોકવિષાદ ઇ૦ તને લાગે તો તે, અથવા તો તેમાંથી તને ઇષ્ટ લાભ થાય કે અનિષ્ટ એવો અલાભ થાય તો તે, અથવા તારો જય થાય કે અજય થાય તો તે, – આવાં બધાં ફલ દ્વંદ્વોને તું સરખાં જ માન; કરવાના કર્મનું જે પરિણામ થાય તે વિષે તું નિરપેક્ષતાનો સમભાવ ધારણ કર. કર્મના ફલ પરત્વે આવી સમતાબુદ્ધિ ધરીને તું લડવાને સજ્જ થા. તો, હે સખા, હું તને કહું છું કે, न एवम् पापम् अवाप्स्यसि – એમ ફલ વિષે સમભાવની બુદ્ધિથી કાર્ય કરશે, તો તને પાપ નહીં લાગે (૩૮). હે મિત્ર, આ સમજીને તું લડવાને માટે મનથી તૈયાર થા.

સંજય કહે — હે કુરુરાજ, શ્રીકૃષ્ણે આ એક નવી જ દૃષ્ટિની વાત કરી. તે સાંભળીને અર્જુન શ્રીકૃષ્ણ સામે એક વાર તો જોઈ રહ્યો કે, વાસુદેવ આ તો વળી ભારે વિચિત્ર વાત લઈ આવ્યા! હે રાજા, હું પણ આશ્ચર્યમાં પડી ગયો કે, આ તે કર્મ ધર્મમાં પ્રયાણ કરવાને માટે કેવોક ન્યાય કહેવાય? આવી રીતે વર્તવું સંભવે ખરુ? હે મહારાજ, અર્જુનની પણ એ જ મૂંઝવણ લાગતી હતી. એક તર્ક તરીકે જોતાં, શ્રીકૃષ્ણે જે કહ્યું કે, સુખદુઃખ, લાભાલાભ, જયાજય આદિ ફલદ્વંદ્વો પરત્વે સમબુદ્ધિ કેળવીએ, તો ફલ પરથી જે પાપ-પુણ્ય-વિવેક કરીને ચાલીએ છીએ, તેમાંથી બચી જઈએ. તો શું પાપપુણ્યવિવેક કરવો એય નકામી વસ્તુ છે એમ? પાપપુણ્યને પણ સમાન જાણવાં, એવું તો શ્રીકૃષ્ણ ન જ કહે તેમણે જ પાપમાંથી ઊગરવાનો માર્ગ આવી સમબુદ્ધિ છે, એમ કહ્યું. તો આ તો કોઈ અવનવી જ પાપપુણ્ય-વિવેક-દૃષ્ટિ લાગે છે! શ્રીકૃષ્ણ કઈ રીતે કહેતા હશે કે, આ યુદ્ધથી કુલક્ષય અને સ્વજનવધ ઇ૦ થવા છતાં, જો અર્જુન લડે તોય પાપ નહીં લાગે? હે મહારાજ, આવું આશ્ચર્ય મને થયું, અને એમ જ અર્જુનના ચહેરા પર પણ તેવું લાગતું હતું.

## ૧૩
# અર્જુનનો પરિપ્રશ્ન

સંજય કહે — હે કુરુપતિ, એમ કહીને શ્રીકૃષ્ણે અર્જુન સામે જોયું, તે સમજ્યા કે, તે કંઈક વિચારમાં પડી ગયો લાગે છે તેથી તેમણે તેને કહ્યુ, "હે કૌંતેય, તું શા વિચારમાં પડી ગયો વારુ? તારી મૂંઝવણના જવાબમાં મેં તને જે ફલ પરત્વે સમબુદ્ધિ રાખીને વર્તવાનું કહ્યુ, તે તને કેવું લાગ્યું?"

અર્જુન કહે — હે કેશવ, તમે સમતા રાખીને યુદ્ધ લડવા તત્પર થવાનું મને કહ્યુ, તેથી જરૂર હુ વિચારમા પડી ગયો છુ એ તમારી વાત સાચી છે. એ પરથી મને બે વસ્તુ લાગી એક તો એ કે, હુ લડુ એમ તમે ચોખ્ખો અભિપ્રાય આપતા લાગો છો ત્યા બીજી બાજુએ તમે હુ અમુક રીતે સમતા-બુદ્ધિ ધરુ, એવી સલાહ આપો છો હે સખા, આમ છતાં મારી મતિ લડવા તત્પર નથી થતી, પાપભયે મને હતાશ કરી દીધો છે, તેવો જ હુ કાયમ છુ હવે તમે મને કહો છો કે, સમબુદ્ધિ રાખ, તો પાપ નહીં લાગે ત્યારે આ વસ્તુમા તો મારી ચાચ જ ડૂબતી નથી તે સાભળીને મને થયુ કે, આ વળી શી વસ્તુ કેશવ કહે છે? — જિંદગીમા આટલા વરસ સાથે ગયા, તે દરમિયાન કયારેય નહીં કહેલી વસ્તુ તે વળી આજે ક્યાંથી સખા કાઢવે કાઢી! કામ કરવું અને તેના ફલાફલ વિષે વિચાર ન કરવા, એ તો બની જ કેમ શકે? હે કેશવ આમ મારુ મન વિચારમા પડી ગયુ છે

શ્રીકૃષ્ણ કહે — હે સખા, એ તારી વાત સાચી કે, મે સમતાની વસ્તુ કહી તે પૂર્વે આપણી વાતેમા કયારય મે ભાગ્યે તને કહી હોય

પરંતુ તેથી તું એમ ન માન કે, મને એ આજે ને ઉપરટપકે ફાલતુ સૂઝી છે, એ વસ્તુ તો મારો જીવનમંત્ર છે, તે આધારે તને હુ એ કહુ છુ અને, અત્યારે જેવો પ્રસંગ અને પરિસ્થિતિ તારા વિષે ઉદ્‌ભવ્યાં છે, તે| પણ પૂર્વે કદી કયારેય બને| કે? આજે એ બનતાં, તારી જે સ્થિતિ થઈ, તે પણ અપૂર્વ જ છે ને? તેથી તેને અંગે આજે જ આપણી વચ્ચે ચર્ચા જાગી, ત્યારે મારે તને આ વસ્તુ કહેવાની જરૂર પડી કેમ કે, તારી સ્થિતિ ઊંડાણમાં જઈને જીવન અને તેના કર્મધર્મ વિષે પ્રશ્ન કરે એવી માર્મિક છે

અર્જુન કહે – હે સખા, એ તો સાચું કે, મારી સ્થિતિ પહેલી વાર જીવનમાં આવી વિસ્ટ ગૂંચમા ફસાઈ છે તેનો ઉકેલ મારી પાસે નથી, તેથી તો મે શિષ્યભાવ મને દોરવાની યાચના તમને કરી પણ તમે કહો છો તે ક પનામાય ન બેસે એવુ અવનવું અને બારીક છે મારી સામાન્ય બુદ્ધિમા તે મ્મે કરીને બેસતુ કે ઊતરતું નથી

શ્રીકૃષ્ણ કહે – હે મિત્ર, તું તારા મનમાં શી ઘડભાંગ ચાલે છે, તે કાઈકે વર્ણવી શકે તો કહે, તો હુ તને તેમા જે તને અડતું હોય તેનો રાડ આપુ

અર્જુન કહે – હે પાર્થસારથિ, તમે કહો છો તેવી સ્પષ્ટતા મારી પાસે હોય તો જોઈતું'તુ શું? છતાં મારી કાચી પાકી સમજથી જે લાગે છે તે કહુ હે કશવ, હુ એવા વિચારમા પડી ગયેલો કે, જ્યારે અમુક કમ કરવા વિષે વિચારવાનુ થાય, ત્યાર તેના નફો નુકસાન કે તેનુ શુ ફળ આવશે એ જોઈએ નહીં, તો તે કરવા ન કરવા વિષે નક્કી શી રીતે કરાય? તમે કહો છો કે 'આ યુદ્ધમાં તુ પ્રવૃત્ત થા અને તેમાથી લાભાલાભ જયાજય, કે સુખદુ ખ જે થાય તે વિષે બેપરવા બનીને સમભાવ ધર' હે કેશવ, ગુરુવધના પાપની તુલનામા, મને જય મળે અને રાજ્યલાભ થાય તેનેય તુચ્છ ગણી, જયાજય કે લાભાલાભને હોડમા મૂકી દેવામા તો મને વાંધો કે વિઘ્ન નથી સુખદુ ખ વિષે પણ હુ એમ સમજી શકુ કે, જે થાય તે ખરુ, તમે જ કહ્યુ ને

કે, 'એ તો આગમાપાથી વસ્તુ સહી લીધે જ છૂટકો!' ગુરુવધ ન કરવાથી, એટલે કે, ન લડવાથી જે થાય તે ભલે થાય; – મને લાભાલાભ, જયાજય, કે સુખદુ:ખની પરવા નથી. પણ, તમે મને એમ તો નથી જ કહેતા ને કે, મારે પાપપુણ્ય પણ સરખાં માનવાં?

શ્રીકૃષ્ણ કહે – હે સખા, તેં ઠીક કહ્યું. હું પાપ ને પુણ્ય સરખાં માનવાનું નથી કહેતો; પણ તને એમ કહું છું કે, સમબુદ્ધિ રાખીને તું લડવા તત્પર થા; તો તને પાપ નહીં લાગે; અને નહીં લડે ને એમ તારો ધર્મ છોડશે તો તેથી જ ઊલટું પાપ લાગશે

અર્જુન કહે – હે જનાર્દન, લડું કે ન લડું – બેઉ રીતે પાપ તો છોડશે નહીં, એમ તમે કહો, તો હું માની શકું અને મને તમે ન લડું તો કેવું થાય એ ધ્યાનમાં આણ્યું, તેથી મારી પાપદૃષ્ટિ જે માત્ર લડવા પરત્વે જ હતી, તેટલેથી આગળ વધી ન લડવા પરત્વે પણ ગઈ! પણ એથી તો હું વળી વધારે મૂંઝાયો તેમાંથી તમે મને રસ્તો બતાવો, એમ મેં કહ્યું; ત્યારે તમે મને કહ્યું કે, 'સમબુદ્ધિ રાખીને તું લડ, તો પાપ નહીં થાય.' આ મને ગળે નથી ઊતરતું: લડું ન લડું તોય આ યુદ્ધમાં પાપ થશે, એ ભાવ મારા પર સવાર થયો છે, તેમાંથી હું મુક્ત થઈ શકતો નથી.

સંજય કહે – હે રાજા ધૃતરાષ્ટ્ર, શરૂમાં શોક અને વિષાદથી ઉદ્વિગ્ન બનીને સ્થગિત થયેલો અર્જુન, શ્રીકૃષ્ણ જોડે વાત કરતાં, તેમાંથી એટલા પૂરતો બહાર આવ્યો, પણ હવે તે બીજી રીતે ગવાઈ નવલી દશામાં આવ્યો. શોકવિષાદને સ્થાને હવે પાપભય તેના મનની ચિંતાનો વિષય બન્યો: 'લડું તોય પાપ, ન લડું તોય પાપ'' – એવી પાપબુદ્ધિના નિવારણનો ઉપાય જડે તો જ તેનાથી આગળ વધી શકાય, એવી દશા હવે તેની થઈ હતી. આ જોઈને, શ્રીકૃષ્ણ મો મલકાવી પોતાના પ્રિય મિત્રને કહેવા લાગ્યા

શ્રીકૃષ્ણ કહે, ''હે પાર્થ, મેં જે સમબુદ્ધિ ધારણ કરીને કર્મ કરવાની વાત તને કરી, તેમાં મેં એ જ બતાવવા તને કહ્યું હતું કે, સુખદુ:ખ,

જયાજય, લાભાલાભ આદિ જે કર્મફળ છે, તે વિષે સમાનબુદ્ધિ રાખીને લડ. ફળ તરફ જોઈને તારા ધર્મમાંથી ડગ નહિ, કે તે વિષે વિહ્વળ ન થા."

અર્જુન કહે—તો પછી ન લડું તોય શું? લડવા-ન-લડવા વિષે સમાનબુદ્ધિ રાખું તો તેમાંય વાંધો શો? પાપ તો આમ કરું કે તેમ કરું, તોય લાગે જ છે!

શ્રીકૃષ્ણ કહે—હે સખા, તારી ન લડવાની બુદ્ધિ કેટલી પાકી છે કે, તે તને આવો રૂપાળો તર્ક દોડાવવાનું સુઝાડે છે! દલીલ ખાતર માન કે, તેમેય ઠીક. તો હવે મને એટલું તારા મન સાથે વિચારીને કહે કે, ન લડવાનો એ તારો ખ્યાલ છે, એ તારો ધર્મ બને છે,—એમ તારે વર્તવું જરૂરી કે ઉચિત છે, એ તું કઈ સમજથી માને છે? કેમ કે, લડવા વિષે તો તારો ક્ષત્રિયધર્મ સાફ છે. તેમ છતાં, ન લડવામાં તું કઈ ધર્મદૃષ્ટિ કે કાર્યાકાર્ય-વિવેક કરે છે વારુ?

અર્જુન કહે—હે શ્રીકૃષ્ણ, એવો કશો વિચાર મારી પાસે હોત તો જોઈતું શું હતું! એનો જવાબ મારી પાસે નથી. એથી તો હું ધર્મસંમૂઢ બનીને તમારે શરણે આવ્યો છું. મેં જે તર્ક તમને કહ્યો, તે નવો પ્રજ્ઞાવાદ લડાવવા માટે નહીં; પણ તમારી પાસેથી સમજવાના પરિપ્રશ્ન રૂપે જ એ હતું.

શ્રીકૃષ્ણ કહે—હે સખા, હું તો એ તારી સ્થિતિ બરોબર સમજ્યો છુ ન લડવાને અંગે તારી ગુરુવધની લાગણી જ કારણ છે; એમાં તું કોઈ કાર્યાકાર્ય ધર્મબુદ્ધિ જોઈને ચાલ્યો નથી હે સખા, પાપભીરુતાનો એ તારો ભાવ અમુક અંશે પ્રશસ્ય છે, મનુષ્યે અપાપ જીવન જીવવું જોઈએ. હે મિત્ર, તું એવા જીવનનો મંત્ર જાણવા ચાહે છે ને?

અર્જુન કહે—હે સખા, તમે કહો છો ત્યારે મને એવું લાગે છે કે, મારી ગૂંચની અંદર એવી જ કશીક ગુપ્ત ચિંતા કે ચટપટી મારા અંતરમાં સૂતેલી હોય, કે જે મને સ્પષ્ટ દેખાતી નથી.

શ્રીકૃષ્ણ કહે — પણ હે અર્જુન, સ્પષ્ટ રૂપે તું એટલું તો મન સાથે લઈ બેઠો છે ખરો ને કે, ન લડવું? અને વેહ તને દેખાય છે કે, તેમ કરતાય પાપ તો છોડશે નહીં, તો પછી શું કરવું?

અર્જુન કહે — હે સખા, એ તમે સાચુ કહો છો મારો ધર્મ અહીંયાં શો છે તે જાણવાની જ, મૂળે જોતાં, મારી મૂંઝવણ, છે અને એ માગે ધર્મ જે કાંઈ હોય તેને હુ આચરુ તો પાપ નહીં થાય, એમ મને સાદ લાગવું જોઈએ મને પાપબુદ્ધિ એવી વળગી છે અને તેથી એવો કૃપણ બની ગયો છુ કે, કોઈ રીતે આચરણ કરુ તોય તે ટળે જ નહીં, એવી દૃઢ છે

શ્રીકૃષ્ણ કહે — હે અર્જુન, મે જે સમબુદ્ધિ ધરીને તારુ ધર્મ કર્મ કરવાની વાત તને કહી, તે એ અર્થે જ હતી એવી રીતે જો મનુષ્ય પોતાનો સ્વધર્મ કે પોતાનું સ્વકર્મ કરે, તો પાપ ન લાગે અરે, તેમ સમતાપૂર્વક આચરે તો તેને એના કર્મનો લેપ કે બંધ પણ નહીં સતાવી શકે હે સખા, કર્મનું સારુ માઠુ ફળ જોઈને આ બુદ્ધિ નથી ચાલતી, પોતાનો ધર્મ શો છે, તે વસ્તુ એ બુદ્ધિ વિચારી લે છે લાભા લાભ જયાજય સુખદુ ખ વગેરે સરખા માન એમ મેં કહ્યુ, ત્યારે તને એવી ફળદૃષ્ટિથી ધર્મ ન વિચાર, પણ એ વિષે સમબુદ્ધિથી તું તારો સ્વધર્મ સમજીને પ્રવૃત્ત થા, એવી સલાહ મેં આપી હતી હે અર્જુન, તારી ધર્મસંમૂઢતાના અને પાપભીરુતાના ઉકેલ રૂપે જ એ મેં તને કહ્યુ હતું

સંજય કહે — હે રાજા, આમ શ્રીકૃષ્ણે કહ્યુ તે સાંભળીને અર્જુને એમને કહ્યુ કે, "હે સખા! એ જ મને ન સમજાયુ કે, આ નવી વાત કેશવ શી કરે છે! હે જનાર્દન, આ તમારુ ધર્મદર્શન અને પાપાપાપવિવેક-તત્ત્વ તદ્દન અવનવું લાગે છે તે મને સમજાવો તમે ટૂકડા એક વાક્યથી પતવ્યું, તેનું કાંઈક વિવરણ કરીને મને કહો, એમ હુ શિષ્યભાવે તમને વીનવું છું"

## ૧૪

# પરસ્પર આત્મનિવેદન

## ૧

સંજય કહે — હે મહારાજ, અર્જુને આવો પરિપ્રશ્ન કર્યો તેથી શ્રીકૃષ્ણ ટગર થયા, યુગાનુયુગોને પામેલી ને માનવ સંસારના ઈતિહાસના આભના ઊંડાણમા ડોકિયુ કરતી હોય એવી આર્ષ દૃષ્ટિથી ઘેરી બનેલી એમની આંખો એક વિરલ દૃશ્ય હતું તેમના મુખ પર ગભીર છટા ચમકતી હતી એ જોઈને હે રાજા, હવે એ યુગપુરુષ અર્જુનને શુ કહે છે તે સાભળવા હું ભાર આતુર બની ગયો ત્યાં જ મલકાતે મુખે શ્રીકૃષ્ણ બોલ્યા

શ્રીકૃષ્ણ કહે — હે પાડવ, તે તો ભાર વાત કાઢી ! તારા શોક દૂર કરવા મ તને તત્ત્વદર્શીઓ આ જગતના પદાર્થમાત્રનું તત્ત્વ શુ છે તે છણીને જે કહે છે, તે પરમાર્થ તત્ત્વવિવેકનો મર્મ તને કહ્યો, અને તને મેં એમ સમજાવવા પ્રયત્ન કર્યા કે આ સર્વ જે છે, તે બધુ ચલ અને અનિત્ય છે આ બધા દૃશ્યમાત્રમા તેના સ્થિર સ્થાણુ સત્તા રૂપ આત્મા છે તે જ સત્ય છે — તે જ છે, તે જ અચલ નિત્ય છે, એટલે આત્મપદાર્થની આ અજ-અમરતા સૂચવતી આત્મદૃષ્ટિ ધારણ કર અને કોઈના મર્યા જી્યા વિષેનો શોક ત્યજ, એમ મેં તને સમજાવ્યુ

અને દલીલ ખાતર મેં એમેય તને કહ્યુ ક, અવો આત્મા પણ મર જીવે છે એમ તુ માને તોપણ મર્યા જીવ્યાનો શોક ન ઘટે કેમ કે તે રીતે વિચારતા પણ કશું ન બનવાનું બન્યું ને બન્યુ એવુ નથી બનતુ કે જેને કારણે શાક ઉદ્વેગ કરવા ઉચિત - બુદ્ધિયુક્ત ગણાય

હે સખા, આથી તારો શોક તો ડગ્યો એટલે મેં આશા રાખેલી કે, તે પછી તું ખુશીથી લડવા તત્પર થઈશ મને એમ હતું કે, યુધિષ્ઠિરને દુર્યોધનની મોટી સેના જોઈને હારવાના ભયથી વિષાદ આવ્યો, તે તે એમ સમજાવીને દૂર ર્યો કે, મોટી સેનામાત્રે જીત જ થાય, એવું પરમ યુદ્ધશાસ્ત્રવિદો નથી માનતા, ધર્મ ધૃતિ છે ત્યાં જરૂર વિજય છે તે પછી તે લડવા તૈયાર થઈ ગયા હે મિત્ર, તેવી જ રીતે તને ગુરુજનોના સંભાવી વધનો ખ્યાલ આવતાં ઓચિંતો તું વિષાદી બની ગયો, તે તારા વિષાદ દૂર કરવા મે તને પરમતત્ત્વ વર્ણવીને જન્મ મરણ વિષેનું સત્ય કહ્યુ તેથી શોક તો તારા કમી થયો, પરતુ તેથી તારો ન લડવાનો ઉદ્વેગી નિશ્ચય નથી ડગ્યો, એ હું જોઉં છું હે સખા, એનું કારણ તે જે કહ્યુ તેમાંથી હુ પામી ગયો છુ તું પરમ જિજ્ઞાસુ છે, તારુ શોકકારણ પાપાપાપનો કર્મબંધ ઝંખો ઝાંખો તારા અનુભવમાં આવ્યો, એ હોય એવું લાગે છે તેના સંતાપથી તું યુદ્ધવૈરાગ્ય ધરી બેઠા છે, અને જીવન તથા તેના સમગ્ર અર્થ પ્રયોજન વિષે વિષાદી બની ગયો છે જીવનમાં પુરુષાર્થ કરવાનુ પ્રયોજન કે પ્રેરણા જ અત્યારે તને દેખાતાં બંધ થઈ ગયા છે અત્યાર સુધીના જીવનમા જે ઢોળથી તુ વર્તતો, તે એકદમ ઊઠી ગઈ, જોકે, આ યુદ્ધમાં તું તારી એ જ જીવનપ્રણાલીમાં ચાલતી ગતિની પ્રેરણાથી આવી ચૂક્યો છે ત્યા તો, નાપ છછૂંદરન્યાયે, નથી તે તારાથી છોડાતું અને નથી તે તારાથી ગ્રહાતું ! તું યુદ્ધમાં ઊતરવાનો અભિક્રમ તો કરી ચૂક્યો પણ ત્યાં જ તારા વિષાદે તેમાં પહાડ જેવા પ્રત્યવાય રૂપે આવીને તારા એ અભિક્રમનો નાશ કરી દીધો છે કારણ કે એ વિષાદથી તારી બુદ્ધિ તનુ નમાલિન સમનોવૃત્તિ ખોઈ બેઠી છે અગ્રે મુકી કે, તારાં ગાત્ર શીર્ણ થઈ ગયાં — તું તારા ધર્માધર્મનો નિર્ણય કરી શકતો નથી

તે સ્થિતિમાં, તત્ત્વદર્શીઓનો નિત્યાનિત્યવિવેક નાંભળતાં તારા શોકનું નિનિરાકરણ તો નમજ્યું પ ણ પણ તેં કહ્યું કે પાપ લાગ છે તેમાંથી બચવું જોઈએ ને? એટલે તે વિષે મે તારી જોડે વાત કરી તું હજી

દૃષ્ટિથી જોઈને પાપબુદ્ધિમાં ફસાયો છે, એ સમજાવીને મેં તને કહ્યું કે, 'હે સખા, લાભાલાભ, જયાજય, સુખાસુખ ઇ૦ વિષે સમબુદ્ધિ ધારણ કર; એટલે તને જેમ જન્મ-મૃત્યુનો શોક વ્યર્થ લાગ્યો, તેમ પાપભય વ્યર્થ લાગીને તને નહીં સતાવે — 'નૈવં પાપમ્ અવાપ્સ્યસિ' — એવું કહ્યું. એમ સમબુદ્ધિ ધરીને તું પાપભયમુક્ત થઈને તારું ક્ષત્રિયકર્મ સંભાળ.

આમ કહી મેં તે કર્મ વિષે એ પણ તને કહ્યું કે, ફલદૃષ્ટિએ જોતાં પણ તેમાં ભારે વિમાસવા જેવું કાંઈ નથી: કારણ, જીતશે તો પૃથ્વીનું રાજ્ય મળશે, અને હારશે તો સ્વર્ગગતિ થશે. અને નહીં લડે તો અકીર્તિ થશે, એ પણ મેં વર્ણવી બતાવ્યું. પણ તું એ બેઉ સુખ અને કીર્તિને તારા વિષાદના આવેગથી ઠોકર મારે છે.

એટલે મેં તને એમ સૂચવ્યું કે, તે ફલાર્થક વિચાર તું ભલે છોડ; પણ તારો શાસ્રોક્ત ધર્મ તું પાળે તો પુણ્ય થાય — પાપ નહીં, એવું પણ મેં તને સમજાવ્યું. પરંતુ, તને એવો શાસ્રવિધિ પણ સતેજ ન કરી શક્યો.

હે કૌંતેય, આમ તારી બુદ્ધિમાં કોઈ રીતે ક્યાથી ખાસ ફરક નથી પડતો — તું લડવા ઊઠતો નથી. છતાં એટલી વાતનો ફરક છે ખરો કે, તને જિજ્ઞાસા જાગી છે કે, મેં તને સમબુદ્ધિ રાખવા કહ્યું તે તું સમજવા માગે છે. હે સખા, એ સારું છે; આ સમજાવવાને માટે મારે તને મૂળથી માંડીને કેટલીક વાત કરવી પડશે.

અર્જુન કહે — હે કેશવ, તમે મારી સ્થિતિ ઠીક ટૂંકામાં મને કહી બતાવી. તેથી મને અંતર્મુખ થઈ આત્મપરીક્ષા કરવામાં મદદ થાય છે. તથા તમે જે અનેકવિધ ઉપાયોથી વિષાદ-નિવારણ કરી મને યુદ્ધધર્મમાં પ્રવૃત્ત કરવા મથ્યા, તે બધું પણ વધુ સ્પષ્ટ રીતે મારા ધ્યાનમાં આવ્યું. તમે સાચું નિદાન કાઢયું કે, સમબુદ્ધિ રાખીને યુદ્ધકર્મ કરવાની તમારી વસ્તુને હું વધારે સમજવા માગું છું. હે સખા, એનું કારણ છે. એમ કરતાં જો મારો વિષાદ રૂપી પ્રત્યવાય નાશ પામે ને હું વિષાદને જીતીને સમજપૂર્વક યુદ્ધ ચઢી શકું, તો કેવું સારું — એવો મને લોભ જાગ્યો છે. હે સખા, એ લોભબુદ્ધિ પણ તમારાં જ વચનોમાંથી મારામાં પેદા થઈ

છે કેવળ શોક ગયો એમ જ નથી, મને લડવાની પ્રેરણા થાય અને પૂર્વિન્ ધર્મધૃતિ આવે, તો એ તો મને ગમે, પણ તેમ થતુ નથી તેથી અકળાઉં છુ

શ્રીકૃષ્ણ કહે — હે સખા, આ તેં ઠીક વાત કહી એવો લાભ તને શા વિચારમાંથી થયો વારુ ?

અર્જુન કહે — હે કેશવ, તમે વારવાર મને એ વિચારવા ટકોર્યા કરતા હતા કે જો ન લડુ તો શુ થાય અને મારા પરમપૂજ્ય મોટાભાઈના વિષાદ પ્રકરણને યાદ કરાવીને મને ઉદ્બોધન કર્યું હે સખા, એ ટકોરથી મારી આખ આગળ આજન્મ દુ ખભાગિની અમારી કલ્યાણમૂર્તિ માતા કુતી ખડી થઈ, યુદ્ધ પ્રસંગે તેણે જે સંદેશો અમને તમારી જોડે કહ્યો હતો તે મને યાદ આવ્યો તથા અમારી શીલવતી સહધર્મચારિણી દ્રૌપદી યાદ આવી, તે મહામાનિનીએ જે આગ બાણ કહેલાં તે સાભર્યા તેણે તો ત્યારે જ કહી દીધેલું,— કેમ કે તેના ચીરહરણ વેળાની અમારી ગભરૂ દાસ દશા તેને યાદ હતી, — કે, ધર્મનુ આ કે તે ધતિંગ ધારણ કરીને તમે નહીં લડો, તોપણ મારા પિતા, મારો ભાઈ, મારા પુત્રો તો લડશે જ હે સખા, આ ચિત્ર પણ ભીષ્મદ્રોણાદિ ગુરુજનોના વધ કરતા ઓછુ કરુણ, કારણ, કે મર્મવેધી નથી તેમાય તમે ધર્મરાજ સમા અમારા મોટાભાઈનું વિષાદ પ્રકરણ કહ્યુ, તેમા રહેલો ગુપ્ત ઠપકો મને ચોટી ગયો ! હે કેશવ, જીવનભર અમે ભાઈઓ એ અમારા વડીલ ભાઈની આજ્ઞાને પૂર્વદિશા માનીને ચૂપચાપ ચાલ્યા છીએ તે જોઈને અત્યારે મારી દશા કેવી થઈ ! કૌરવોને ચિત્રગુપ્તની કેદમાથી છોડાવીને ક્ષમા આપી, તે કડવો ઘૂટડો પીનાર હુ, આજે આ યુદ્ધમા એમને ધૈર્ય આપનાર પણ હુ જ, છતાં તેમની સાથે થઈને લડવાનો ઘૂટડો કડવો લાગે તોય, તે નથી પી શકતો ! હે સખા, તે અત્યારે અહીં હાજર હોય, તો મને શું કહે ? ન લડવુ બરોબર છે એમ એ ધર્મરાજા કહે એનુ હુ માની શકતો નથી એટલે એમના મારા થકીના દુ ખની અને યુદ્ધ વિષે પરાજયભીતિના સંતાપની હદ રહે ખરી ? છતાં એ ઉદારચરિત

મહામના મોટાભાઈએ અમને ઠીક લાગે તે કરવામાં કદી રોકયા નથી, ગમે તેમ અમે કરીએ તોય ધર્મને છોડયા વિના તે એકલા ઝૂઝે છે ખરેખર, નામ પ્રમાણે તે ધર્મયુધિષ્ઠિર છે આજ સુધી અમે કદી એમનો બોલ પડવા દીધો નથી આજે મારી કેવી દયાજનક દશા છે! તમારી સલાહ માની નથી શકતો, એ દુખ પણ કેવું સતાવે છે! તેના દુખભારમાં આથી વળી વધારો જ થાય છે તેથી મારી જાત ઉપર મને વળી વધુ અફસોસ થાય છે

હે કેશવ, મને એમ થાય છે કે, મોટાભાઈ અહીં હોય તો એ મને સમજાવે, ને હુ ન માની શકુ, તો છેવટે તે હમેશ કહે છે એમ મને તમને જ સોપે ને? — 'અર્જુન, તું વાસુદેવ કહે એમ કર,' એમ જ કહે ને? અત્યારે તમે મારા સારથિ છો જ, ને હુ તમારે શરણે આવ્યો છુ એટલે મને થયુ કે, અમ ભાઈઓના સદાહિતેચ્છુ એવા તમે જો કમે કરીને મારી ગૂંચ ઉકેલીને મને યુદ્ધમાં પ્રવૃત્ત થવા તત્પર કરી શકો, તો ઉત્તમ! હે કૃષ્ણ, આમ મને લોભ જાગ્યો છે, તેને તમે જ ધર્મને માર્ગે સતોષી શકો છો

સજય કહે — હે રાજા, આમ બે મિત્રો દિલ ખોલીને વાત કરવા લાગ્યા અર્જુન શ્રીકૃષ્ણને પોતાની સ્થિતિ વિષે સૂઝ્યુ તેવુ આત્મનિવેદન કરીને પોતાના એ આજીવન સાથીમિત્ર અને જીવનસારથિના મુખમાંથી હવે શું નીકળે છે તે સાભળવા આતુર ભાવે જોઈ રહ્યો હે રાજા, આ બે મિત્રોએ જીવનભર સાથે ખાધું પીધુ સાથે તેઓ સૂતા બેઠા, અને ખે યા કૂદ્યા એટલુ જ નહીં, ભારતના સમગ્ર વર્તમાન કાલીન રાજ્યવ્યવસ્થાના અનેકવિધ પ્રશ્નો વિષે ચર્ચાઓ તેઓએ કરી હતી કયારેય તે બધામા આવી જાતની ચર્ચાનો મુદ્દો કે તેને માટેનો પ્રસગ કે આખી સરખી નહીં નીપજેલી પહેલી વાર આજ અત્યારે બનતુ હતુ તે વેળાએ પોતાના પરમ સખા વાસુદેવ કોઈ નવા જ રૂપમા અર્જુનને દેખાતા હતા તો સામે શ્રીકૃષ્ણ પણ પોતાના સખાની પણ નવી જ મનોદશા જોતા હતા, ને તેની જોડ એ ચર્ચતા હતા!

હે મહારાજ, આમ કૃષ્ણાર્જુનના આ અપૂર્વ સંવાદ તેના ખરેખરા રામાં રૂ રે આવ્યો હતો શ્રીકૃષ્ણે કુરુકુલના આ કટોકટીના પ્રસંગે, તેમના શાંતિભાગ્ન એવા પાંડવોને યોગ્ય સલાહ આપવા રહી યુદ્ધ સુધી આવ્યા હતા, તે ઘડી વખતે જ પાંડવપક્ષના મુખ્ય આધારરૂપ યોદ્ધો અર્જુન આમ પોતાના જ આંતરવિષાદથી ભાંગી પડ્યો હતો 'વિષમે નમુપસ્થિત' થઈને બેઠું એ 'કશ્મલ' (૨) કેવું મહાપત્તિકારક હતું તે આપણા યુગના પુરુષોત્તમ રાજપુરુષ, યાદવમણિ શ્રીકૃષ્ણ જ સમજતા હતા અને હે કુરુપતિ, તમારા ભાઈનો પુત્ર અર્જુન પણ આ કરુણ સ્થિતિ વિષે અજાણ હતો એમ ન કહેવાય અરે એ કરુણતાના મૂળ ઘાથી જ એ ભાંગી પડ્યો હતો તે કરુણતાને જ ઉદ્દેશીને શ્રીકૃષ્ણે તે વસ્તુને અર્જુનનું હૃદયદૌર્બલ્ય ને મર્મણ્યદોષ કહીને વર્ણવી હતી બે જણમાં ફેર એટલો જ હતો કે, હૃદયદુર્બલ અર્જુન આ વિષમ નમુપસ્થિતિ'માં ભાગી પડ્યો હૃદયસમર્થ શ્રીકૃષ્ણ તેની દીન કરુણતા અને કૃપણતાની પાર જોઈને સમાહિત સ્વસ્થ દૃઢમણિ સમા અડગ ઊભા હતા

હે મહારાજ આમ તમારા ને તમારા ભાઈના પુત્રો લડવાને માટે ભેગા થયા હતા તેઓમાં અર્જુન કેવળ યુદ્ધવિદ્યાથી જ નોખો પડતો હતો એમ નહોતું અની ભાવસૃષ્ટિ અને જીવનનિષ્ઠા તેમ જ બુદ્ધિશક્તિમાં પણ એવો જ અનોખો છે એ ખરાખરીના આ સમય જણાઈ આવ્યું હતું

અને તેવી જ અનોખી વ્યક્તિ તેના પરમ સખા શ્રીકૃષ્ણ પણ હતા તેમનું આવી અનોખાઈનું ક્ષેત્ર સમસ્ત ભારત હતું હે ધૃતરાષ્ટ્ર અત્યારના આપણા સર્વ રાજકુલોમાં જોવા મળતા મહાનમાં મહાન નીતિજ્ઞ રાજપુરુષોમાં વયોવૃદ્ધતમ એવા ભીષ્મ પણ આ બાબતમાં એમને પ્રથમ અર્ઘ્યપાત્ર માને છે તે આ જ કારણે હે કુરુપતિ જેમ તમારા કુટુંબના સર્વ પુત્રપરિવારમાં અર્જુન અદ્વિતીય છે તેમ જ ભારતવર્ષના સમસ્ત રાજપુરુષવૃંદમાં યાદવમણિ શ્રીકૃષ્ણ અદ્વિતીય છે

આપણા સમયના એવા બે પુરુષો, આપણા રાષ્ટ્રના આ વિષમમાં વિષમ યુદ્ધ સમયે, તેના જ રણક્ષેત્ર પર – તેની જ મધ્યે, આમ અભિમુખ થયા છે તે જોઈને, મારો સાશ્ચર્ય અહોભાવ માતો નથી તે જોવા જાણવા માટે મને તમે દિવ્ય ચક્ષુ અપાવ્યાં એ તમારા અનુગ્રહ માટે હું તમને વારવાર પ્રણામ કરું છું.

૨

શ્રીકૃષ્ણ કહે — હે પાર્થ, યુદ્ધરૂપી આ દારુણ વ્યવસાય પ્રત્યક્ષ જોઈને તારો જીવ કકળી ઊઠ્યો,— "અરે પ્રભુ, આ તે સ્વજનવધનું કેવુ પાપ કરવા માટે અમે 'વ્યવસિત' (તૈયાર) થઈ ગયા!" એથી ચોમેર આ બધા ખડા છે, તેમાંથી તું એક આમ જુદો પડે છે ને કહે છે, "મારાથી લડી શકાતું નથી, લડવા કરતાં ભલે ભીખ માગી ખાઉં, માગથી આ પાપ નહીં થાય" હે સખા, તું એક વિચાર કર કે, આ રણક્ષેત્રમા ભેગા થયેલા કેટકેટલા મહાપુરુષો છે! તેમાંના એકેને તારી પેઠે ન થયું' તેઓ તો યુદ્ધ માટે પોતાના સેનાનીના હુકમની જ વાટ જોતા ઊભા છે! હા, એક મોટાભાઈ યુધિષ્ઠિરને વિષાદનો ઝોબો તારી પેઠે પહેલો આવી ગયો હતો ખરો. પણ તું જુએ છે કે, તે તેમને ધૃતિ આપી, એટલે હવે તે કેવા દૃઢબુદ્ધિથી યુદ્ધ માટે તત્પર થઈ ગયા! એ ધર્મરાજ આમ વ્યવસિત થયા, તે ધર્મયુદ્ધનો પોતાનો ક્ષત્રિય ધર્મ સમજીને જ ને?

બીજું દૃષ્ટાંત લે — આ આખો યુદ્ધ-સમારંભ જેના રાજ્યલોભને આભારી છે, તે દુષ્ટબુદ્ધિ દુર્યોધન, તેની અડગતા પણ બિલકુલ અણનમ છે ને? કેમ વારુ? શું સમજીને તે આવી દૃઢ વ્યવસાયબુદ્ધિ ધરી શકતો હશે?

અને તેને એના આ દુષ્ટાશયમાં પણ સાથ આપી યુદ્ધમાં તેને મદદ કરવાને માટે વ્યવસિત થયેલા,– જેમના સંભાવી વધની કલ્પના-માત્રે તું હૃદયદુર્બળ બનીને પાપભીરુ થઈ જઈ, લડવા વિષેના તારા ધર્મ બાબતમા પણ સાશંક બની ગયો છે,– એવા પેલા ભીષ્મ દ્રોણાદિ

ગુરુજનો,— હે કૌન્તેય, તેઓ દૃઢબુદ્ધિ બનીને લડવા આવી ગયા છે, તેમના એવા સંકલ્પની પાછળ એમની શી સમજબુદ્ધિ હશે વારુ?

તેમને દુર્યોધનના રાજ્યલોભમાંથી શો લાભ — શી કામના હોઈ શકે? તેઓ રાજ્યલોભી દુર્યોધન જેવા કામકામી નથી જ ને? તો પછી તેઓ આવી અડગ વ્યવસાયબુદ્ધિ ધરી શક્યા છે, તેમાં કયો *કાર્યાકાર્ય ધર્માધર્મ વિવેક એમણે કર્યો હશે વારુ?*

અથવા તેઓ ધર્માત્મા યુધિષ્ઠિર પેઠે સ્વધર્મ સમજીને લડવા આવે, એવી પણ તેમની સ્થિતિ નથી ને?

જેમ મારા મોટાભાઈ બળરામ, કૌરવોના પક્ષાભિમાની છતાં મારી ભણી જોઈને અને યુદ્ધની ખૂનખારીથી ઉદાસ બની જઈને, તેમાં ભાગ લેવાનું છોડી દઈ શક્યા, તેમ આ વૃદ્ધજનો પણ ન કરી શકે કે?

તમે પાંડવ તો એમ ન વર્તી શકો, કેમ કે તમારી સામે તો દુર્યોધને તેનો અન્યાયી જંગ માંડયો છે એટલે, એવા ધર્મયુદ્ધમાંથી ધર્મરાજ યુધિષ્ઠિર કદી પલાયન કરે ખરા? કેમ કે ક્ષત્રિય માત્ર યુદ્ધમાં અપલાયન એ તો તેના ધર્મનું એક મુખ્ય લક્ષણ છે

પરંતુ, ભીષ્મદ્રોણાદિ ગુરુજનોએ લડવામાં ભાગ લેવો જોઈએ, એવો તેમનો નિયત ધર્મ ન કહેવાય પણ તેઓ ચતુર્થ સંન્યાસાશ્રમી નથી બન્યા, સંસારવ્યવહારના અર્થવ્યવસાયમાં રચ્યાપચ્યા રહ્યા છે પરિણામે, પોતાની એ વ્યવહારબુદ્ધિને વશ થઈ, તેઓ તેમાં ભાગ લેવાને સારુ આવ્યા છે હે પાંડવ એમાં એમની કઈ અર્થબુદ્ધિ પ્રેરક બની વારુ?

તમે ભાઈઓ અરણ્યમાં ગયા, તે પછી રાજા ધૃતરાષ્ટ્ર અને તેમના પુત્રોએ કર્ણાદિ સાથે મળીને રાજ્ય મારી પેઠે જમાવ્યું એમ ફૂંચી ફાલીને ખીલેલી રાજ્યની વાડી ભીષ્મના જીવને કેવી ગમતી હશે! શાંતનુના રાજ્યના ઉત્કર્ષ માટે ભીષ્મ પ્રતિજ્ઞા પરનાર તે પુરુષ, આ યુગના મહા ક્ષત્રિય વીર, — તેમની વાસના તેમાં કેવી આસક્ત હોય, એ તું સમજે છે ને? આ યુદ્ધ એ વાડીને વેડફી નાખીને ઉજાડે, તે

કલ્પનાથી તેમનો જીવ તારી પેઠે જ કરપાઈ જાય. એટલે, તમ પાંચ ભાઈઓ પર અતિ હેત છતાં, તે એ રાજ્યના અર્થદાસ બનીને કેવા વ્યવસિત બન્યા છે!

હા, તેઓ તમને ભાઈઓને નહીં મારે, એ શરત તેમણે કરી છે ખરી; અને તેમના સાથનો લોભી દુર્યોધન એ શરત સ્વીકારીનેય તેમને લડવા લઈ આવ્યો; ને સેનાનીપદે જ ભીષ્મને બેસાડયા. કેમ કે, દુર્યોધનને એમ છે કે, કર્ણાદિ બીજા સાથીઓ તમને ભાઈઓને પહોંચી વળશે. પણ ભીષ્મ લડે તો તમારી સેનાનો સંહાર તો સારી પેઠે કરી શકે ને? તે લોભે તેણે કહ્યું પણ અમુક સમય માટે ખોયો.

હે પાર્થ, વાત કરતાં આ કર્ણની વાત નીકળી તો જો કે, તેની સ્થિતિ કેવી વિચિત્ર છે! તે બંને રીતે દૃઢમનિ છે! લડવું જ છે — તને હરાવવો જ છે; મિત્ર દુર્યોધનને મદદ કરવી જ છે,— એ એને મન નક્કી છે. પરંતુ તે ભીષ્મના બળનો દ્રેષી બની રિસાઈને એવી જ દૃઢતાથી યુદ્ધ છોડીને ચાલ્યો ગયો છે ને? સારથિ-જન્મના લાંછનથી આજીવન સમસમતો એ કર્ણ મિત્રકાર્ય કરવામાં કેવો દૃઢ છે! એવી એની દૃઢતાની પ્રેરણા એ કયા ભાવમાંથી — કઈ પ્રયોજનબુદ્ધિથી મેળવતો હશે?

હે મિત્ર અર્જુન, આ બધાને વિષે તું વિચાર કર, જેથી તને તારું અંતર પરખતાં ફાવે.

અર્જુન કહે — હે કેશવ, આ બધું મને કહીને અત્યારે તમે શું સૂચવવા ચાહો છો? એથી તો ઊલટો હું વધારે જ મૂંઝાઉં છું ને ફરી ફરીને એની એ જ વાત તમને કહેવી પડે છે કે, હે અચ્યુત, મને કાંઈ સૂઝતું નથી; મારી બુદ્ધિ કિંકર્તવ્યમૂઢ બની ગઈ છે.

હે ધર્મજ્ઞ સખા, તમે મને ચોમેર ઊભેલા યુદ્ધદૃઢ સ્વજનો દેખાડીનેય ભાગ્યે સતેજ કરી શકો, એવું લાગે છે. તમે કહો છો તેથી મને એ બધા મારા સ્વજનોની યુદ્ધ-હેતુ-બુદ્ધિ વિષે ખ્યાલ ગયો ખરો. પણ તે વિના પણ મેં તમને પહેલું જ નહોતું કહ્યું કે, મને

દુર્યોધન જેવો રાજ્યલોભ પ્રેરી શકતો નથી એવી લોહી ખરડી કામના કરતાં તો આ લોકમાં ભિક્ષા ભલી! પૂજાર્હ એવા ભીષ્મદ્રોણાદિ ગુરુ જનોના જેવી અર્થબુદ્ધિ પણ મને નથી, કેમ કે, એવી અર્થબુદ્ધિ એટલે, એક રીતે જોતાં, અમારે અમારુ રાજ્ય મેળવવું એ જ ને? અથવા તો અમારે, એમની પેઠે, દુર્બુદ્ધિ ધાર્તરાષ્ટ્રના હિતેચ્છુ એવા એ બધા તેના 'યુદ્ધે પ્રિયચિકીર્ષુ'ઓ પેઠે, તેનો પક્ષ કરવો, એમ થયું' એ તો બને જ કેમ? એટલે પછી, તમારી અફળ વિદ્ધિ બાદ જે નિર્ણય આપણે કર્યો એ જ રહે છે કે અમારે લડવું, અને એમ કરતાં મને ઓચિંતું થઈ ગયું કે, અરે એથી તો અમે પણ દુર્યોધન જેવા જ રાજ્યલોભના પાપી ઠરીએ!

બાકી, આ શાંતનુ બાપાના રાજ્યની વાડી પિતામહ જેવા કર્મવીર માળીએ ઉછેરીને તૈયાર કરી, તે વેડફાય એ ખ્યાલ પણ ખોટો તો કમ જ કહી શકુ? પરતુ તો મારે લડવાનું છોડવુ જ પડે ને? અને વિશેષમા એ કે, મારા પૂર્વજ મહારાજા શાંતનુના કુલના ઉત્કર્ષ માટે ભગીરથ-કાર્ય કરનાર અને અમને ઉછેરીને ભણાવીને મોટા કરનાર પિતામહને મારવાના પાપમાં હુ પડુ, એવી વસ્તુ આ તો બને' હે કેશવ રાજ્યલોભથી બુદ્ધિ બહેર મારી જવાથી દુર્બુદ્ધિ દુર્યોધનાદિને આવો કુલક્ષયકૃત દોષ ન દેખાય, તેથી શું એ દોષનુ પાપ અમે પણ ન સમજીએ એમ?

એટલે, હે મારા જીવનના સારથિ મિત્ર હુ દુર્યોધન પેઠ કામ કામી નથી બની શકતો, ભીષ્માદિ પેઠ અર્થકામી બનીને તો અમારા ન્યાયી રાજ્ય માટે લડવા આવ્યો છુ પણ ત્યાં જ યુદ્ધથી થતા કુલ ક્ષયનું ચિત્ર નજરમા આવતા મારી બુદ્ધિ જગી ગઈ એટલે યુદ્ધ માટે વ્યવસિત થઈને આવેલો છતા મે જોયુ કે, હુ તો પાપકર્મ માટે વ્યવ સિત થયો છુ! હે વાસુદેવ, અમારા પ્રપિતામહ શ્રી શાંતનુદેવના મહા પ્રતાપી વીરપુત્ર ભીષ્મ પિતામહ સાક્ષાત મારી સામે પેલા ઊભા મારા કુલ પર એમની કેટલી જબરદસ્ત કૃપા છે! એમની પ્રત્યે કાંઈ નહિ

તો એટલી કૃતજ્ઞતાનો ભાવેય મારામાં ન હોય, એ તે કેવી જડતા કે લોભબુદ્ધિ ગણાય? એમનો વધ કરવાની કૃતઘ્નતાથી જ મારી બુદ્ધિને તમરી આવી ગઈ અને હું બેસી પડયો!

૩

શ્રીકૃષ્ણ કહે — હે ભાઈ, બધા યુદ્ધ-દૃઢ-બુદ્ધિ લોકોની યાદી આપી મેં તને પાછો ખિન્ન કર્યો; અથવા સાચું કહું તો તારા ખેદ-વિષાદને વાચા આપી. ખેર! છતાં એમ તારા દુઃખશોકને તું મારી આગળ રડયો, એથી કંઈક તારા દિલનો ડૂમો હળવો થાય તો સારું. બાકી, મારે તો તને યુધિષ્ઠિરાદિ તારાં નિકટજનોની સમજબુદ્ધિ અને સ્થિતિ વિષે સૂચવવું હતું હે અર્જુન, મોટાભાઈ યુધિષ્ઠિર કાંઈ ભીષ્માદિ પેઠે રાજ્યની સ્થિતિ વિષે અર્થકામી નથી; તેમ જ દુર્યોધન પેઠે રાજ્યલોભ ધરી કામકામી પણ નથી; — એમ તો તું માને છે? એમની પ્રત્યે કૃતજ્ઞતા પણ તું ઓછી નથી જ ધરાવતો. તેઓ પોતાના શસ્ત્રોમ્ ધર્મ વિષે દૃઢબુદ્ધિ ધરીને કેવા વ્યવસ્થિત થયા છે, તે જો! તેમનેય તારી પેઠે અમુક રીતે વિષાદ આવી ગયેલો; તેને જીતીને તે ખડા થયા તેમ તું તારા વિષાદને કેમ ન જીતે? હે સખા, આમ સૂચવવાને માટે જ મેં અત્યારે આ બધી તારા સ્વજનોની પોતપોતાની રીતની દૃઢબુદ્ધિતાની વાત તારી પાસે છેડી હતી

અર્જુન કહે — હે મિત્ર, તેથી મને અમુક લાભ જરૂર થયો; મારા દિલનો ડૂમો હળવો થયો એમ ખરું. તેથી તો તમારી જોડે સંવાદ કરવાની સ્ફૂર્તિ મારામાં તમે જોતા હશો હે અચ્યુત, ધર્મરાજ મોટાભાઈનું દૃષ્ટાંત પહેલું તમે કહ્યું, ત્યારે જ મે કહ્યું હતું કે, 'હું જો તેમની જેમ મનથી લડી શકું તો મને ગમે,' પણ પાપભયથી મને જ વાંકું થઈ બેઠું છે, તે જો તમે નરવું કરી દો, તો તેના જેવું રૂડું શું? પણ હે યદુનાથ, એક વાત કહું? આ બધાની લડવાની દૃઢબુદ્ધિ તમે કહી; તમે તમારી પોતાની વાત કેમ ન કરો? તમે લડવાના નથી, તેમાં તમે શી બુદ્ધિ ધરી વારુ?

શ્રીકૃષ્ણ કહે — હે સખા, તેં મને તારી ન લડવાની વાતમાં ઠીક જુબાનીના પાંજરામાં સાક્ષી તરીકે પકડયો! હું ખુશીથી કહું અને તારે માટે તો મેં કહ્યું જ કે, તું સમબુદ્ધિ ધર એટલે તારો પાપભય ટળશે. તું તે વિષે વધારે સમજવા માગે છે, તેનો જવાબ પણ આ મારા વિષેના તારા સવાલથી સારી રીતે આપી શકાશે.

અર્જુન કહે — હે કેશવ, તમને ખોટું તો નથી લાગ્યું ને? મેં તમને મહેણું મારવા એ નથી કહ્યું. આ રણક્ષેત્ર પર મળેલા સૌમાં તમે વિરલ છો, તેથી આ યુદ્ધના સમુદ્યમમાં તમારી બુદ્ધિ કેવી રીતે કામ કરે છે, એવા કુતૂહલથી ને જિજ્ઞાસુભાવે મેં એ કહ્યું છે. તમે ન લડવાનું કેમ પસંદ કર્યું વારુ?

શ્રીકૃષ્ણ કહે — હે સખા, મેં ન લડવાનું પસંદ કર્યું એ અર્ધું સાચું કહેવાય. હું કયાં મોટાભાઈ હલધર પેઠે રણક્ષેત્ર છોડીને ચાલ્યો ગયો છું? હું તારો સારથિધર્મ સ્વીકારીને આ અહીં રણક્ષેત્રમાં છું ને? શલ્ય જેમ કર્ણના સારથિ થઈ યુદ્ધમાં ભાગ લે છે ગણાય, તેમ મેં પણ તારા સારથિ થવાનું કબૂલ્યું, તે ભાગ લીધો કહેવાય ને? હા, તમારા બધાની પેઠે શસ્ત્ર નહિ ધરું, એવી પ્રતિજ્ઞા લઈને હું યુદ્ધમાં ભાગ લઉં છું. પણ તેમાં મેં મારા સુદર્શન ચક્રનું અમોઘ શસ્ત્ર ઓછું નીચું મૂકયું છે! એ તો હંમેશ હરઘડી આ જીવનયુદ્ધમાં મારી પાસે જ રહે છે. મારું જીવન અને સુદર્શન અતૂટ સાથે જોડાયેલા છે.

અર્જુન કહે — હે કૃષ્ણ, એ તો સાચું કે, તમે એક અર્થમાં યુદ્ધમાં સામેલ છો. પણ તેમાં ત્યારે તમને પાપમાં ભાગ લેવા જેવું નથી લાગતું? તમે પાપ ન કરો એમ હું તો સમજું છું.

શ્રીકૃષ્ણ કહે — હે સખા, મારું શસ્ત્ર જ પાપબુદ્ધિ હર એવું વિલક્ષણ છે. અથી મને તારી પેઠ પાપબુદ્ધિ જરા સરખી સતાવતી અટકી કે સ્ફુરતી જ નથી. કેમ કે જે સમબુદ્ધિ ધરવાની સલાહ મેં તને આપી, એ બુદ્ધિમાં એવું પાપહારી અમૃત રહેલું છે. તે બુદ્ધિ મેં જીવનમાં યોગસાધનાપૂર્વક સિદ્ધ કરી છે. તેથી જ મેં અનુભવસિદ્ધ

વાત તને કરી હતી કે, તારે પણ જો પાપબુદ્ધિનું નિર્મૂળ નિવારણ કરવું છે, તો એનો એકમાત્ર ઉપાય આ સમતાનો બુદ્ધિયોગ છે, જે હું જાણું છું.

પણ વ્યવહારબુદ્ધિથી તને મેં કહ્યું કે, યુદ્ધમાં વધ થશે, એથી આ બધા તારા સ્વ-ગુરુ-જનોને કાંઈ નહી લાગતું હોય એમ તું ન માન. પરંતુ તે સામે તેઓ પોતપોતાની સમજબુદ્ધિ વડે કાળજું કઠણ કરી શકે છે; — અરે, એમને તેમાં પાપશંકાય ન ઊઠે — વધ સહજ સ્વાભાવિક જ લાગે; કારણ કોઈને કામાર્થ તો કોઈને વિરલ એવો ધર્માર્થ જરૂરી ધારણ કે નિષ્ઠાની દૃઢતા આપે છે. ધર્માર્થી તો એમ જ માને છે કે, યુદ્ધમાં વીર-મરણ થાય તો સ્વર્ગ મળે! એ પરથી મારે તને એ કહેવું છે કે, એમાંની એકે રીતે તું કેમ દૃઢતા ન ધરે, એ તું વિચાર કર. તેને બદલે તું નર્યા વિષાદમાં જ ડૂબી ગયો; તેથી હતકર્મ, હત-પૌરુષ બની બેઠો

હે સખા, વિષાદ માનવજીવનમાં એવો પ્રબળ તમોગુણી ભાવ છે કે, તે માનવીના પૌરુષને હણે છે — તેને કાર્યભંગ કરી દે છે, એથી જીવન-ગતિ રૂંધાઈને વિકાસ થંભી જાય છે. અરે, એવી રીતની હત-બુદ્ધિમાંથી પછી ભાત ભાતના પ્રજ્ઞાવાદો રૂપી મનોવિકારો જાગીને તેની બુદ્ધિને ગૂંચવે, ગૂંગળાવે કે થંભાવી દે છે, — કે જેમાંથી મનુષ્યનો આત્મવિનાશ થાય છે. તું એવી સ્થિતિમાંથી નીકળ, એમ હું ઇચ્છું છું.

## ૧૫

# વિષાદયોગ

અર્જુન કહે — હે અમારા સદાના હિતૈષી મિત્ર, મારે માટે કેટલી ચિંતા કરો છો! આ તમારો અપાર અનુગ્રહ હુ બરોબર સમજુ છું હું પણ મારી જાત વિષે અચંબો પામુ છું કે, મને આ શું થઈ ગયું! મારુ ચાલે તો હું આ ઘડીએ એમાથી નીકળી આવુ પણ હું લાચાર બની ગયો છું આ મારો વિષાદ વધના પાપદોષના શોકમાંથી નીપજ્યો છે, એ તમે મને દેખાડયુ, એ તમારી કૃપાથી જ સભવ્યું છે. સ્વજનોના મરણથી જે શોક મારી ઉપર સવાર થયો હતો, તે તમે કાંઈક હળવો કર્યો, પણ જ્યાં સુધી મારી પાપભીરુતા ટળે નહીં, ત્યા સુધી મારી ચિત્તવૃત્તિ કેવળ અધારું જ જુએ છે

અને, હે કૃષ્ણ, આ મારો શોક વિષાદ નહીં હટે, એવો ભારે હદીલો મને લાગે છે નહિ તો, તમે મને કહો કે, લડવા ઊઠ, તે હુ માનું નહીં, અથવા મોટાભાઈ યુદ્ધે ચડે, તેમા સાથે હુ લડવા ન લાગુ,– એમ બને? ટાઢું પડી ગયેલું મારુ મન કેમે કરીને આથી પણ તાજુ કે ગરમ નથી થઈ શકતું, એ તે કેવી વિચિત્ર વિષાદદશા મારી બેઠી છે! હે કેશવ, મોટાભાઈને વિષાદ થઈ આવ્યો, તેનું ઉદ્યાપન કરનાર હુ જ એવા દોષમાં સપડાયો! – એમ તમે મને ટકોર્યા જ કરો છો, તોપણ તેની શરમનો માર્યોય હુ મારો વિષાદ ત્યજી શકતો નથી!

મોટાભાઈનો વિષાદ પરાજયની ભીતિમાથી જન્મ્યો હતો, યુદ્ધમાં જયાજય વિષે જે સાચું શાસ્ત્રતત્ત્વ છે, તે એમને સમજાવ્યુ, તેથી તેમનું સમાધાન થઈ ગયું પણ મારો વિષાદ તો વિચિત્ર છે! કોઈ રીતની

કામ-બુદ્ધિ, અર્થબુદ્ધિ, કે શાસ્ત્રોક્ત ધર્મબુદ્ધિ પણ મને યુદ્ધસંકલ્પ કરવા વ્યવસિત કરી શકતી નથી! 'લડ' – એવી તમારી આજ્ઞાનો બોલ પણ મને કૃત નિશ્ચય કરવામા બળવાન નથી રહ્યો, એ તો મે મારા જીવનમા પહેલી વાર મારામા જોયુ! ખરેખર, આ તો મારા જીવનમા જ એક ભારે મોટુ કલ્મષ-શલ્ય ટપકી પડયુ કહેવાય

એટલે, તમે કહો છો એમ, આ મારી વિચિત્ર અદ્વિતીયતા છે ખરી ચોમેર ઊભેલા આ બધા એ રીતે સુખી છે કે, કોઈ ને કોઈ નિર્ણય તે કરી શકયા છે, હુ તો નથી લડવાનો નિર્ણય કરી શકતો, કે નથી ન લડવાનુ પણ પાકુ મનમા બેસી શકતુ!

અને, હે સખા, આ બધામા મારી પેઠે તમેય અદ્વિતીય છો, પણ એ બીજી રીતે· તમે અપાપબુદ્ધિવાળા છો, લડવાના ધર્મ વિષે દૃઢ-સંકલ્પ છો મારે અંગે પણ તમારી સલાહ અડગ એકમાત્ર છે તેથી મે તમને પૂછયુ કે, મને આ તમારી સ્થિતિનુ રહસ્ય સમજાવો, જો એ જાણીને મારી દશામા ફેર પડે તો! હે વાસુદેવ, માટે જ હુ શિષ્યભાવે તમને આ પૂછુ છુ

શ્રીકૃષ્ણ કહે — હે અભિજાત પાંડવ, તારી સ્થિતિ વિરલ છે તારો વિષાદ વિલક્ષણ છે તુ જીવન વિષે જ સંદેહમાં સપડાયો છે જે પ્રેરણાઓ વડે આજ સુધી તુ તારો જીવનવ્યવસાય ચલાવતો હતો, તે આજે નકામી નીવડી છે તારી વ્યવસાયબુદ્ધિને તેમાની એકે આ ઘડીએ કામ દઈ શકતી નથી તારા મોટાભાઈના કહ્યામાં રહેવુ અને મારી જે કોઈ સલાહ તને હોય તે માનવી — આમ ઊંધું ઘાલીને તુ કરતો આવ્યો છે, તે તારી શ્રદ્ધાબુદ્ધિ પણ આજે નકામી નીવડી છે હે સખા, તને થઈ આવેલો વિષાદ કેટલો પ્રબળ છે! કોઈ બલા પેઠે કે રોગની મહામારી પેઠે ઓચિંતું વળગી પડેલુ એવું પૂર્વજન્મનું કોઈ કર્મ એ કહેવાય, કેમ કે, તારો વિચાર કરતા, તને આવુ થાય એ કોઈ કલ્પી ન શકે

હે સખા, આવો વિષાદ સામાન્ય લોકનો નથી — જુદી જ ભાતનો હોય છે વિષાદ જો તામસિક હોય, તો મનુષ્યને તે કાર્યભ્રષ્ટ કરી દઈ

જડ બનાવી દે છે, તે રાજસિક હોય તો તેનો ઉપાય થઈ શકે છે,— કે હવેનું મોગાભાઈનું તે કર્યું, અને તે જો સાત્ત્વિક હોય, તો તેમાં જ તેના નિવારણની ઊંડી ભૂખ રહેલી હોય છે જીવન અને જગતનો વ્યવસાય શું છે, તે પામે જ એનું નિવારણ થઈ શકે છે હે સખા, તેથી તે વિષાદમા, જીવનની ગતિને આગળ લઈ જવી જ પડે એવું અદમ્ય યોગબળ સંતાયેલું રહે છે આ વિષાદની આવી ઉદાત્ત ઊર્ધ્વગામી સાત્ત્વિકતાને લીધે તેને વિષાદયોગ જ કહેવો જોઈએ એ યોગ જીવનમાં પરમ જ્ઞાનોદયનું પ્રથમ પગથિયું છે હે પાડવ, તું પૂર્વજન્મનો અભિજાત જીવ છે કે, આવા સત્ત્વ પરાયણ વિષાદયોગમા આવી પડ્યો છે

તું મને જે પૂછે છે, તે હુ તને જરૂર કહુ, કેમ કે, તે એવી ઝીણી વાત છે કે, આવા વિષાદયોગીને જ સમજાય તો સમજાય કેમ કે, એવો યોગી સત્ય જીવનોન્મુખ છે, સત્યપરાયણ અપાપ જીવન ક્યાં સંતાયું છે તે જોઈ લે, તો જ તેનો જીવનવિષાદ શમે છે અને આ લોકના વ્યવસાયમાં પછી તે સમાધાનપૂર્વક વર્તી શકે છે

હે સખા, આવા વિષાદયોગનું મારણ એવો જ ઝીણો અને ઊંડો એક બુદ્ધિયોગ છે કેટલાક શાસ્ત્રીઓ તેને 'સાખ્યયોગ' પણ કહે છે વસ્તુ એમા એ છે કે તે એક એવી પરમ પ્રજ્ઞાબુદ્ધિ છે, કે જે વડે પાપપુણ્ય, સુખદુ ખ, હર્ષશોક આદિ કર્મફલરૂપે અનુભવમાં આવતો સતાપમાત્ર નિર્મૂળ થઈ જાય છે આ વસ્તુ શાસ્ત્રમાત્રનુ પરમ પ્રાપ્ય છે—શાસ્ત્રાદિનું પ્રયોજન જ આ પરમવિવેકની પ્રાપ્તિ છે હ સખા, તને ટૂકમાં મે જે કહ્યુ, તે તેનુ જ મુખ્ય લક્ષણ છે કે, તું સમબુદ્ધિ ધર અને લડવાને કામે લાગ

હે સખા તું આ બુદ્ધિયોગ કે સાખ્યયોગ સમજવા માગે છે, તે તારી જિજ્ઞાસા માનવીને માટે પરમ કલ્યાણકારી છે તેનો જવાબ હુ તને ખુશીથી સમજાવીશ તેમા મારે તને આ વિશ્વમાં શાસ્ત્ર કે જ્ઞાન બુદ્ધિ યા વેદ કહેવાય છે, તેનો સાર બતાવીને વાત કરવી પડ એવો મૂલતત્ત્વગામી આ તારો પ્રશ્ન છે તું તેને માટે તૈયાર છે ને?

અર્જુન કહે — હે વાસુદેવ, કાળીચૌદશ જેવી ઘોર અંધારી ભેંકાર રાત્રિમા સપડાયેલા શૂન્યાત્માને તમે આ શું કામ પૂછો? તેણે તેમાંથી નીકળવુ છે, એટલુ જ તેને ભાન છે બાકી તે પૂરેપૂરો લાચાર છે. હે અચ્યુત, મને તો ખબર જ નથી કે, શું મારું દરદ છે કે શી મારી મૂંઝવણ છે? તમે જે કહેશો તે હુ સાભળવા તત્પર છું, કેમ કે મારે આ પાપ શોક-વિષાદના ખાડામાથી નીકળવુ છે, એટલી વાત હું જોઉં છુ — જાણુ છું.

સંજય કહે — હે કુરુપતિ, આમ બોલીને અર્જુન, શ્રીકૃષ્ણ હવે આગળ શુ કહે છે, તે સાભળવા રાહ જોતો ચૂપ બેઠો કાળીચૌદશ પછી દિવાળીનો દીપ પ્રગટે તેનાં દર્શન કરવા જેવો એનો આતુરભાવ હતો. શ્રીકૃષ્ણે આપણા યુગમા અનેકવિધ અને અદ્‌ભુત કાર્યો કર્યાં છે. અર્જુનને પોતાનો બુદ્ધિયોગ સમજાવવાનુ એમનુ આ કાર્ય પૂર્વેના તેમનાં બધા કાર્યોમા નવુ જ અને શ્રેષ્ઠ અદ્‌ભુત હતુ વ્યાસજી અને તમારી કૃપાથી તે સાભળવાના અહોભાગ્યથી હુ ધન્ય થયો છુ

કર્મ કરવું તો છે, પણ તારી જ આંતરદશામાં રહેલી અવ્યવસ્થિતિને કારણે તને જ તારી નિજી બુદ્ધિ કામ નથી દેતી—તેથી જ તે નિર્ણય કરી શકતી નથી. હે સખા, તેથી જ મેં તને કહ્યું કે, તારો જે સ્વભાવ છે, તે જ હણાઈ ગયો છે. તેની તુલનામાં મારી સ્થિતિ જુદી છે, તે એ રીતે કે, હું આ યુદ્ધમાં તારી કે દુર્યોધનની પેઠે કે બીજા બધા પેઠે નથી અંડોવાતો. સાચું કહું તો, એમાં કોણ હારે જીતે ઇ૦ની મને એવી કશી જ ચટપટી કે ચિંતા નથી, જેવી તમને સૌને છે. એથી હું તારી પેઠે હણાઈ ગયેલા સ્વભાવને કારણે 'હતકર્મ' નથી. પણ સ્થિતસ્વભાવ—સ્વસ્થ છું. તેથી તું એમ જ માન કે, જાણે હું 'નિષ્કર્મ' જ છું. તારા 'હતકર્મણ્ય'ને લીધે તારી દશા જુદી છે, તેથી તને પાપબુદ્ધિ નડે છે. મારા 'નૈષ્કર્મ્ય'ને લીધે મારી દશા જુદી છે, જેમાં પાપાપાપની બુદ્ધિનો—એમ જ જાણ કે કર્મનો જ છે૦ ઊડી જાય છે!

અર્જુન કહે—હે અચ્યુત, તમારી આ સ્થિતિ લલચાવે એવી છે, પાપમુક્તતાનો અનુભવ તમને સાક્ષાત્ છે. તેની તુલનામાં હું હતકર્મ છું, તમે કહો છો એમ 'હત ક્ષત્રિયસ્વભાવ' જેવો છું એ તો ઉઘાડું છે. એ મારી હતકર્મણ્યતા અને સ્વભાવહાનિ દૂર કરો—તેથી જો હું પાપમુક્તિભાવ પામી શકું તો.

શ્રીકૃષ્ણ કહે—હે સખા, તે અર્થે જ હું આ પ્રયત્ન કરું છું. હવે તને એટલું તો સમજાયું એમ માનું છું કે, આ તારી હતકર્મણ્યદશા, અત્યાર સુધીમાં જેવી ઘડાઈ છે તેવી તારી જ સમજબુદ્ધિમાં સંતાઈ રહેલા કારણોને આભારી છે, એટલે તે કારણો દૂર કર્યા વિના કામ નહીં ચાલે. અને હે પાર્થ, તે કારણો તારે જાતે જ—જાત-સમજ જાગ્રત કરીને તારા પોતાના સાચા જ્ઞાન વડે દૂર કરવા પડશે, એમ હવે તું જુએ છે ને? હે સખા, આથી જ મેં તને તત્ત્વદર્શીઓ જે સદ્ અસદ્ વિવેક વિષે જ્ઞાનબુદ્ધિ બતાવે છે, તેની જ વાત ટૂંકમાં પહેલી કહેવા માંડી હતી.

અર્જુન કહે — હે અચ્યુત, તે સાંભળીને હું કાંઈક મારા શોકમાં હળવો થયો. પણ તે સાથે તમે જે લડવાની સમતાબુદ્ધિ કહી, તેની ગડ મારા મનમાં ન બેઠી.

શ્રીકૃષ્ણ કહે — હે સખા, તત્ત્વદર્શીઓએ જે તત્ત્વને આધારે સદ્-અસદ્ વિવેક બતાવ્યો છે, જે આગે મેં તને પેલા આત્મતત્ત્વનો નિત્યાનિત્ય વિવેક કહ્યો,—તેનો જ ભાગ—તે મૂળ તત્ત્વદૃષ્ટિમાંથી જ ઊપજતી એ સમતાબુદ્ધિ છે,— કે જે કેળવીને કર્મ કરવાં જોઈએ; તો પાપબુદ્ધિ હઠીને, મારી પાસે છે તેવી નિષ્કર્મબુદ્ધિ સંભવી શકે.

અર્જુન કહે — હે વાસુદેવ, આ યુદ્ધક્ષેત્રે પ્રવૃત્ત થયેલા આપણા બેની સમજબુદ્ધિમાં આભ જમીન જેટલુ અંતર છે, એ હુ કયા નથી સમજતો? ક્યાં મારી મૂંઝાતી મૂઢમતિ ને કયાં તમારી સ્વસ્થ સ્થિરમતિ!

## ૧૭
# બુદ્ધિ અને કર્મ

૧

શ્રીકૃષ્ણ બોલ્યા—હે પાર્થ, હુ તને એક જ વસ્તુ જુદી જુદી રીતે અત્યાર સુધી કહેતો રહ્યો છું કે, તારે લડવા તૈયાર થવુ જોઈએ

તુ વિષાદથી ઘેરાઈ પડ્યો, તે જોઈને મે તને શરૂમાં, સ્વાભાવિક રીતે, લૌકિક વ્યવહારન્યાયથી વિચારવા માટે કહ્યુ કે, આ તે તારી કેવી અસ્વર્ગ્ય અકીર્તિકર અનાર્ય વાત છે! પણ તેથી તારુ સાન્ત્વન ન થયુ, તારા દિલનો ઘા ઊંડો મર્મવિધી હતો

આથી કરીને તેની રૂઝ લાવવા મે, એથી આગળ વધીને, થોડાક લોકોત્તર વિચારમાં તને લીધો, ને તત્ત્વદર્શીઓ વિશ્વરૂપી આ સમગ્ર દૃશ્ય પદાર્થોને વિષે પરમાર્થ દૃષ્ટિથી વસ્તુવિવેક કરીને સત્યાસત્ય નિત્યાનિત્ય જે ન્યાય બતાવે છે તે મે કહ્યો અને તેના સારરૂપ એવો આત્મ-અનાત્મ સિદ્ધાન્ત સમજાવી, તારો શોક કેવો વ્યર્થ છે તે બતાવ્યુ

અર્જુન કહે—હે સખા, તેથી મને લાભ થયો છે સાવ વિષાદ માંથી નીકળીને હુ વિચાર કરવા લાગ્યો

શ્રીકૃષ્ણ બોલ્યા—હા પણ તારી આખી વાત પતી નહીં પછી તું યુદ્ધના પાપ વિચારમા પડ્યો તેમા મેં તારુ ધ્યાન ખેંચ્યુ કે, હે મિત્ર, પાપ તો બેઉ બાજુએથી તને નહીં છોડે,—ચાહે લડે કે ન લડે!

અર્જુન કહે—હા, એ મારા ધ્યાનમાં આવતાં હુ પાછો ગૂંચાયો કે, તો પછી કરુ શું? પછી તો આત્મઘાત કરી મરી જાઉં તો જ કદાચ મોત જોડે મૂંઝવણ મરે ને આ લડવા ન લડવાની પંચાતનું પાપ ટળે!

શ્રીકૃષ્ણ કહે—હે સખા, તેથીય તું ખરેખર ન બચે; મેં તને કહ્યું કે, મરણથી આ દેહ ગયે પુનર્જન્મમાં બીજો દેહ ધરે; એટલે ત્યાં પછી એ જ કર્મ-ગાથા શરૂ થાય!

અર્જુન કહે — હે સખા, પણ મારાથી આત્મઘાતનું પાપ તો કરી શકાય એમ જ નથી; એવી કાયરતા હું કદી ન કરું. પણ મેં જે ભિક્ષાધર્મ ધારણ કરીને ચાલ્યા જવાની વાત કરી, તે એવા જ ભાવમાં આવી જઈને કરી હતી. એમ કરી ન લડું ને ભાગી જાઉં તોય પાપ મને ન છોડે, એ સમજતાં હું ગૂંચવાયો છું કે, તો હવે હું કરું શું?

શ્રીકૃષ્ણ કહે — અર્જુન, આપઘાતના ભાઈ જેવો આ જીવન-કાર્યઘાત પણ કાયરતા જ થાય. તેથી તું એવામાં ન સપડા, એમ કહીને મેં તને ટકોર કરી કે, 'શાસ્ત્ર જે ધર્મ બતાવે તે પાળીને નિશ્ચિતતા ધર; જો ને, મોટાભાઈ યુધિષ્ઠિર આદિ કેવા દૃઢમતિ છે!'

અર્જુન કહે — હે સખા, મારાથી તેવું થઈ શકે તો રૂડું શું! પણ એ મારી લાચારીનું જ ઊંડું દરદ અત્યારે મને ઊપડી આવ્યું છે; એનો ઇલાજ કરવા કહું છું.

શ્રીકૃષ્ણ બોલ્યા — હે પાર્થ, આ તારી લાચારી વિલક્ષણ છે. તું એક વિચાર કર: કુલધર્મનો શાસ્ત્રીય આદેશ માનીને તું વિહ્વળ થયો; તો ક્ષત્રિય તરીકેના વર્ણધર્મનો શાસ્ત્રોક્ત આદેશ કેમ નથી માનતો? તે તારી વિચિત્ર વિસંવાદી વર્તણૂક જ ને? ભીષ્મદ્રોણાદિ ગુરુજનોની પ્રત્યેના શાસ્ત્ર-વિહિત આદર-ધર્મને તેં એટલો વહાલો કર્યો કે, લડવાથી તેનો અનાદર થાય તે ભયમાત્રે તું વિહ્વળ થઈ ગયો. પરંતુ કુંતીમાતા, યુધિષ્ઠિરાદિની આજ્ઞાના અનાદરનો તને ખ્યાલે ન રહ્યો, જે હવે તું સમજ્યો. ત્યાં તને પેલો શાસ્ત્રોક્ત આદર-ધર્મ યાદ ન આવ્યો. હે સખા, તારા સ્વભાવમાંથી આવી જે વિચિત્ર વિરોધી વસ્તુ પ્રગટ કરતી તારા ચિત્તની કે તારી જ્ઞાનબુદ્ધિની અવ્યવસ્થા રહેલી છે, તે તરફ તારું ધ્યાન ગયું છે કે નહિ?

અર્જુન કહે — હે અચ્યુત, આ તમે મારી વિચિત્ર મૂર્ખતા ઠીક બતાવી શાસ્ત્રની એક આજ્ઞા માનું ને બીજી ન માનું, અથવા ભીષ્માદિનો પૂજ્યભાવ યાદ આવે અને મારા મોટાભાઈની વાત જ ખ્યાલ બહાર રહે! — આ મારા અંતઃકરણમાં રહેલી ભારે ખામી તમે ઠીક પકડી બતાવી પરંતુ, હે સખા, હું તો એટલું જ કહું કે, આ ખરે ટાકણે મને જે થઈ ગયું તે જ એ છે, એમાં મેં કોઈ દંભ કે મારો કશો ખોટો સ્વાર્થી વિચાર ઘોડો દોડાવેલો જ નથી ઓચિંતું જે મને થઈ આવ્યું ને થયું, એના તમે સાક્ષી છો હવે એ બધું તમે છતું કરી દેખાડો છો, ત્યારે મારી દીન દશા વળી વધારે જોઉં છું, એમ ખરું કુલધર્મની શાસ્ત્રાજ્ઞા પાળવી પણ પાપજનક છે, અને મારા મોટાભાઈનો આદર ન કરું તેય પાપજનક છે એટલે મારે માટે તો લડું ન લડું એ ઓલા ને ચૂલા જેવા સરખા જ જોઉં છું અને એથી જ મેં કહ્યુ કે, 'તો મારે કરવું શું? — જેથી કરીને પાપમુક્તતાની નિશ્ચિંતિથી હું વર્તી શકું'

શ્રીકૃષ્ણ બોલ્યા — હે કૌન્તેય, મેં તારી વિચારસ્થિતિમાં વિરોધાભાસનો દોષ બતાવી તને ઠપકો આપવા કે મહેણું મારવા એ નહોતું કહ્યુ એ તારી સ્થિતિ સાચી પ્રામાણિક જ છે હું તેમાં તને એ દેખાડવા ચાહુ છુ કે, શાસ્ત્રોક્ત ધર્મ પાળવા જઈએ તેથીય રસ્તો કાંઈ આપોઆપ સરળ નથી મળતો, ત્યાં પણ ધર્માધર્મ નક્કી કરવાનું ધર્મસંકટ આવે તે વખતે વિવેકબુદ્ધિ તો વાપરવી જ પડે છે સામાન્યપણે ચાલુ સાદાં સીધા કર્મો જીવનમાં કરતાં, એવી ઘાંટી નથી આવતી પણ અત્યારે તું તારામાં જુએ છે એવી ધર્મસંકટની ઘાંટી કોઈ પ્રસંગે બરોબર આવે ત્યારે ઊલટું એમ લાગે કે, શાસ્ત્રો જ અત્યારે ગૂંચવે છે કે શું? અથવા તેવે સમયે આપણા કોઈ વડીલ કે આપ્તપુરુષનું વર્તન જોઈને ચાલવા જઈએ, કે તેમની સલાહ પૂછીએ, — કે જેમ તને ધર્મરાજા યુધિષ્ઠિરનું વર્તન જોઈને ચાલવા મેં કહ્યુ કે તે મારી સલાહ પૂછી,— તોય ઘાંટી કે ગૂંચવણનો ઉકેલ નથી કરી શકાતો એટલે કે, શાસ્ત્રાદિનું

આપ્તપ્રમાણ પણ કોઈ વાર નકામું નીવડે, — કે જેવું તારા અંગે અત્યારે બન્યું છે. હું તારો આજીવન મિત્ર, તેની સલાહ પણ તું માની નથી શકતો! આથી હું એમ નથી કહેતો કે, તું ઉદ્દંડ, અવિવેકી, અસભ્ય બની ગયો છે. તારી દશા જ ખરેખર એવી થઈ ગઈ છે! બલ્કે, તું તો શાસ્ત્રવચન, આપ્તજનોનો આદર, અને મારી સલાહ— એ બધું જ માનવાને માટે મનથી તો તત્પર થવા ચાહે છે. તારી મુસીબત તો એવી છે કે, તેવી તત્પરતા પણ તું અમલમાં આણી શકતો નથી! તારું અંતઃકરણ, — કે જેના વડે આપણે આ સંસારમાં અવતરીને આપણો જીવન વ્યવહાર ચલાવીએ છીએ, — તે તારું આંતરિક સાધન જ અત્યારે ખોટકાઈ પડયું છે. તેને તું ચાલુ કરવા ચાહે છે, ખરું ને?

અર્જુન કહે — હે અચ્યુત, એમ હું જરૂર ચાહું છું.

શ્રીકૃષ્ણ બોલ્યા — હે પાંડવ, એથી જ મેં તને એમ કરવાને માટેની જે ગુરુ ચાવી જેવો કીમિયો છે, તે કહ્યો કે, સુખદુઃખ, જયાજય ઈ૦ વિષે સમબુદ્ધિ ધરીને તુ, સામેથી તારું ઘર પૂછતુ આવેલુ એવું જે યુદ્ધકર્મ, તે હાથ ધર. તો એવી સમબુદ્ધિ તારી પાપભીતિને નિર્મૂળ કરી, કાર્યમાં પાછી ધૃતિ તને અર્પશે.

અર્જુન કહે — હે અચ્યુત, આ સમબુદ્ધિની તમારી વાત ચમત્કારી લાગે છે એમ બની શકે તો અને તે વડે મારા દરદનો ઉપાય થાય એમ હોય, તો તમે મને બેશક તે સમજાવો.

૨

શ્રીકૃષ્ણ બોલ્યા — હે પાર્થ, અત્યાર સુધીમા હું જે સમજ આપવા મથ્યો, તે મૂળે એ જ વસ્તુ હતી. પહેલી વસ્તુ જે મેં તને બતાવી — આત્મ-અનાત્મનો પરમાર્થવસ્તુવિવેક, — તેમાંથી જ આ સમબુદ્ધિની વસ્તુ નીપજે છે. એ બે વચ્ચે અતૂટ સંબંધ રહેલો છે. એ વિવેક બતાવીને મેં કાર્યવિવેક અંગે તે લાગુ કરીને તને કહ્યું કે, 'આથી કરીને, સમબુદ્ધિથી તું ચાલ, એટલે તને પાપભીતિ નહીં રહે.' (૩૮)

શરૂમાં જેમ વ્યવહાર-ન્યાય ટાંકીને તને કહ્યું કે, 'એ નમજીને તું લડવા ઊઠ,' ને બાદ તત્ત્વદર્શીઓનું સદનદ્‌વિવેક દર્શન સમજાવીને મે કહ્યુ કે, 'તું શોક છોડી દે (૩૦) ને નાને સ્વધર્મ સભાળીને લડવા ઊઠ' (૩૭), તેવી જ રીતે, છેવટે પાછું તારા પાપભય વિષે કહું છું કે, "તું સમબુદ્ધિ રાખ, એટલે તને પાપ નહીં લાગે, અને હવે લડવાને માટે ઊઠ" (૩૮)

અર્જુન કહે—હે સખા, તમે મને જાગ્રત કરી મારા ઉચિત ધર્મમાં પ્રવૃત્ત કરવા કળે કળે કેવી જહેમત ઉઠાવો છો, તે હુ બરોબર જોઉં છુ ને અર્થે જે યુક્તિપૂર્વક તમે મારી સાથે કામ લીધુ, તેની હુ કૃતજ્ઞતાપૂર્વક કદર કરુ છુ છેવ્લે હવે તમે આ સમબુદ્ધિની વાત કરી, તે હુ ન સમજ્યો નિત્યાનિત્ય વિવેક તમે કહ્યો એ તો ઠીક છે, એવા તત્ત્વ ટૂપણાને માનું ન માનુ એમાં મને કાંઈ મુસીબત નથી લાગતી, એ તો જેમ હશે તેમ ખરુ પરતુ પાપનું કરવું શું—કેમ વર્તુ જેથી પાપ ન લાગે, એવા કાર્યાકાર્ય પ્રશ્નની જ મારી મૂળ પંચાત છે તેમાં તમે પેલા તત્ત્વવિવેક અને સ્વધર્મને કહીને આગળ 'આ સમબુદ્ધિ ધારણ કરવાનું તને બતાવું છુ,' એમ કહ્યુ, તે મને બધ બેઠુ નહિ—કાંઈક નવું જ લાગે છે તેથી કૃપા કરીને એ વધારે વિશદ કરો

શ્રીકૃષ્ણ બોલ્યા—હે સખા, આ બુદ્ધિ વિષે હુ તને જરૂર વિશેષ વાત કરુ મૂળે જોતા, અત્યાર સુધી એ બુદ્ધિની જ વાત મેં તને કરી છે તેમા શરૂમા જે તત્ત્વ સિદ્ધાંતની જ્ઞાનબુદ્ધિ તને કહી, તે મુખ્યત્વે સાંખ્યજ્ઞાનનો વિષય હતો પછી જે કર્મ આચરવા માટેની સમતા-બુદ્ધિની વાત કહી, તેમાં મુખ્યત્વે યુક્ત કર્મનો વિષય હતો આ બીજો વિષય તને મહત્ત્વનો લાગ્યો તે બરોબર છે, કેમ કે, તે આપણા ઇહ લોક જીવનને સ્પર્શે છે, પહેલો સાંખ્યજ્ઞાનનો વિષય અનંત આકાશવત્ વિશાળ એવા આ વિશ્વ જીવનને સ્પર્શે છે હે સખા, આ બંને બે જુદા અને અલગ અલગ પદાર્થો નથી પણ વિચારમાં સરળ પડે તેટલા માટે તેમને જુદા પાડી બતાવુ છુ એટલું જ

અર્જુન કહે — હે પાર્થસારથિ, એ મને ગમે છે. પહેલો તત્ત્વ-બુદ્ધિવાળો વિષય જે હોય તે ભલે હોય; મારા કાર્યાકાર્ય કે પાપાપાપ પ્રશ્નમાં હું તેનો સંબંધ નથી જોઈ શકતો. બીજો જે કર્મ કરવા અંગેની બુદ્ધિનો વિષય કહો છો, તેણે મારામાં કુતૂહલ અને ઉત્કંઠા જગવ્યાં; કેમ કે, તે મારી અત્યારની દશાને બરોબર સ્પર્શી શકે છે.

શ્રીકૃષ્ણ બોલ્યા — હે અર્જુન, એ તારી વાતમાં તથ્ય છે. તત્ત્વ-દર્શી શાસ્ત્રજ્ઞોએ પણ, તેથી જ કરીને, બે ભાગમાં આ બુદ્ધિને વર્ણવી છે, બાકી તત્ત્વતઃ ને વસ્તુતાએ આ બુદ્ધિ એક જ પદાર્થ છે, કે જે હું તને બતાવી રહ્યો છું. છતાં, તું કહે છે તો ને તેમ તને સરળ સમજાય છે તો, તેવી ભાષામાં કહું કે, અત્યાર સુધી મેં જે બુદ્ધિ તને કહી, તેમાં મુખ્યતઃ તેનો સાખ્ય ભાગ મેં કહ્યો, તેનો બીજો ભાગ યોગ કહેવાય છે, જે તું સમજવા માગે છે, તે હવે તને કહુ એ સાંભળ (૩૯). અને તેમાં તું જે આશા ઉત્કંઠા બતાવે છે તે સ સ્થાને છે — સાચી છે. કેમ કે, આ યોગ બુદ્ધિ એવી કુશાગ્ર વસ્તુ છે કે, તે ધારણ કરીને કર્મ કરવામા આવે, તો કર્મનો બંધ કે લેપ જ નથી લાગતો : તે બુદ્ધિ જ એનો છેદ ઉડાવી દે છે ! (૩૯)

અર્જુન કહે — ઓહો ! હે વાસુદેવ, એવી એ વસ્તુ મને બતાવો; હું તે સાંભળવા આતુર બન્યો છું.

## ૧૮

# કર્મબંધ અને કર્મફલ

સંજય કહે—હે રાજા ધૃતરાષ્ટ્ર, શ્રીકૃષ્ણે પોતાના પ્રિય સખાના ચિત્તના સમાધાન માટે જે વાત માંડી, તેમાં એમણે શાસ્ત્ર અને આપ્તજનો વગેરેનાં લોકમાન્ય પ્રમાણવચનોનો છેદ ઉડાડીને કામ કરે એવા બુદ્ધિમત્ત્વનો મહિમા ગાયો, એ અદ્ભુત જ્ઞાનકથા હતી મહારાજ, સાંખ્ય અને યોગ નામે બે જુદી વિચારધારાઓ કે દર્શનશાસ્ત્રોની આપણને ખબર છે શ્રીકૃષ્ણે તો એમને વિષે એવી રીતની વાત કરી કે જાણે એ આખો શાસ્ત્રવિસ્તાર અને તેનો અગાધ જ્ઞાનરાશિ સારાયે અમુક ટૂંકી ચ સમજબુદ્ધિમાં જ સમાઈ જાય છે! વળી, ચતુર્થાશ્રમે પહોંચેલા સંન્યાસી સાધકો જેનો આશરો લે એમ આપણે માનીએ, તેવી એ ગહન ગભીર જ્ઞાનવસ્તુ શ્રીકૃષ્ણ અર્જુન જેવા ગૃહસ્થ ક્ષત્રિયવીરને યુદ્ધ જેવી પાપ કૃતિ કરવાને માટે તત્પર થવાને સારુ હવા લાગ્યા હતા! હે રાજા આથી કરીને મને પણ ભાર કુતૂહલ પેદા થયું કે, આ તે શી વસ્તુ હશે, કે જેવી તો કદી જાણી સાંભળી નથી!

હે રાજા મને તેમાં શાસ્ત્રવિદ્યાની દૃષ્ટિથી પણ રસ જાગ્યો પરંતુ અર્જુનને એમાં જુદી રીતે રસ હતો, એ રીતે કે, શ્રીકૃષ્ણ કહે છે તે વસ્તુથી જો પોતાની કૃપણ હૃદયદુર્બળતા ટળીને પછી પોતાની સ્વભાવ બુદ્ધિ સ્વસ્થ થાય તો સારુ બાકી એણે તત્ત્વદર્શનના ટૂંપણા વિષે તો ખાસ રુચિ કે જિજ્ઞાસાભાવ ન બતાવ્યા પરંતુ શ્રીકૃષ્ણે એમના પેલા બુદ્ધિમત્ત્વની ભારે તારીફ કરી તેનો મહિમા ગાયો કે, એ બુદ્ધિ વડે યુક્ત પુરુષ પોતાના કર્મબંધને હણી શકે છે, તે સાંભળીને અર્જુનને થયું કે, 'એ જ કદાચ મારા દરદનું અકસીર ઓસડ તો ન હોય?'

હે રાજા, અર્જુનની ઉત્કંઠા આ ખ્યાલથી તીવ્ર બની તેને પોતાના પ્રત્યક્ષ જીવન વ્યવસાયની ધર્મસંકટ દશાની પડી હતી, અને એથી એના ચિત્તમા અમુક ઉત્કટતા ભરેલી ચિંતા જાગી હતી આથી કરીને શ્રીકૃષ્ણ પોતાની વાત આગળ ચલાવે ત્યા જ વચ્ચે તેણે પૂછ્યુ —

૧

અર્જુન કહે — હે વાસુદેવ, તમે આગળ ચાલો તે પહેલા વચ્ચે એક વાત જરા પૂછી લઉં? હે સખા, મારી પીડા પાપના બંધની છે, હુ તેની હાનિનો ઉપાય ઝખુ છુ ત્યારે તમે કર્મનો બંધ હણાશે, એમ કેમ કહો છો? પાપની વાત તેમા આવશે?

શ્રીકૃષ્ણ બોલ્યા — હે પાર્થ, તે ભલો સવાલ પૂછ્યો 'પાપબંધ'ને બદલે 'કર્મબંધ' એવો શબ્દપ્રયોગ મે કર્યો, તે તે ઠીક પકડયો તે મે સાભિપ્રાય કર્યો છે હે સખા, એ તારી સમજ ઠીક છે કે, કર્મ અને પાપ પુણ્ય વચ્ચે ફરક છે કર્મનુ ફળ પાપ કે પુણ્ય રૂપે હોય — સુખ કે દુ ખ રૂપે હોય, લાભ કે અલાભ રૂપે હોય પણ તુ એ વિચાર કે, આપણે જે કોઈ કર્મ કરીએ, તેનુ ફળ જે કાંઈ થતુ હોય, તે તો અચૂક થાય જ, કર્મને ફળતુ કે તેનુ ફળ મળતુ રોકવાની કોઈ જ યુક્તિ કે ઉપાય નથી તેથી તેમ નીપજતા ફળનો નાશ સભવે નહીં તેથી જ લોકમા સૌ સમજે છે અને કહવત રૂપે બોલે છે કે, કરીએ તેવુ ભરીએ, વાવીએ તેવુ લણીએ, વગેરે કોઈ કર્મ કરીએ તેનુ ફળ આ સૃષ્ટિના વ્યવનાયક્રમ મુજબ જે થઈ ઘટે, તેને નીપજતુ કેમે કરીને રોકાય એમ નથી હે સખા, કોઈ કામ કરીએ તે વડે કાઈ ફળે નહિ તો ગેઈ કામ જ આપણે શા અર્થે કરીએ વારુ? કોઈ વસ્તુ કરીએ તેની ફલશ્રુતિ ન હોવ, તો એનો અર્થ જ શો? એટલે મે ફલનો બંધ નહિ, પણ કર્મનો બંધ કહ્યો કેમ કે, તેના ફલની જે પ્રાપ્તિ ઘટે તે તો થાય જ થાય

અર્જુન કહે — હે અચ્યુત, આ મારા ખ્યાલમા આવ્યુ તો પછી તમે જે બુદ્ધિ કહો છો, તે વસ્તુ કર્મના પાપપુણ્યને રોકે એવી છે,

એમ તમે સૂચવો છો? એ તો કર્મના ફળને જ રોકવા જેવું જ ને? અને ફળને રોકવું એ તો તમે અનભ્ભવ છે કહો છો!

શ્રીકૃષ્ણ બોલ્યા — હે સખા, આ તારી શંકા પણ સ્થાને છે કર્મ કરતાં પાપ પુણ્ય થાય, એ એક પ્રકારનું ફળ જરૂર છે અને જો કર્મના ફળને બંધ ન કરી શકાતું હોય, તો પાપ કેમ જ રોકાઈ શકે, એ તારો તર્ક, આમ જોતાં, અતૂટ છે પરતુ અહીં તારે ફળના સ્વરૂપ વિષે બુદ્ધિ ઊતરવાની જરૂર છે

૨

હે કૌંતેય, કર્મનાં ફળ સ્થૂલ અને સૂક્ષ્મ પણ હોય છે, અને તેય પાછા વિવિધ કારણસર અવનવાં રૂપે નીપજે છે દાખલા તરીકે, આ યુદ્ધ-કર્મ જ નું જો એનું સ્થૂલ ફળ અનેકના મરણ અને જાત જાતની ખુવારી અને ખરચા વગેરે થશે જ જો યુદ્ધ થાય તો એ બધુ થતું રોકી શકાય ખરુ? નહિ જ ને? અને એમ બધું નીપજે તેને અંતે જો હારજીત થાય, એ પણ અવશ્ય જ ને? પરતુ તે કોની અને એમાંથી લાભ અલાભ કે પાપ પુણ્ય કે સુખ દુ ખ ઇ૦ જેવા ભાવોનું જે ફળ નીપજે, તે પણ અચૂક જ ને? પરતુ તે ફળ તો મુંડે મુંડે ને માનવે માનવે જુદુ જુદુ સભવે ને? કારણ કે, આવા ફળનો પ્રકાર સૂક્ષ્મ મનોગત છે જેવી જેની સમજબુદ્ધિ કે દૃષ્ટિ-સૃષ્ટિ તેવી તેની ભાવના હોય છે, તે વડે રગાઈને આવું ફળ જેને તેને તેનુ પોતાનુ અગત જ જાણે હોય એમ, પ્રતીત થાય ને? તેથી જ જગતમા એવું બને છે કે, કોઈને એક વસ્તુ ખોળ લાગે તે બીજાને ગોળ જેવી ભાવે અને એમ દરેક કર્મફળને વિષે પ્રત્યક્ષ પરાક્ષ ક સ્થૂલ સૂક્ષ્મ અથવા વસ્તુગત કે ભાવગત, કે જડ રૂપે યા ચેતન રૂપે — એવા બે પ્રકાર વિચાર કરવો પડે છે

કર્મના બાહ્ય સ્થૂલ પરિણામ રૂપે જે ફળ થાય, એ તો રા ણિત ગણિતાયર સમાન હોય છે, જેમ કે, યુદ્ધ થશે તેમા અનેક જીવોનો વધ થશે, વગેરે પરતુ તેમા તેના આંતર સૂક્ષ્મ પરિણામ રૂપે જે ફળ થાય,

તે ભાવાભાવ રૂપે હોઈને સર્વસમાન એક નથી હોતું. જેવી જેની ફળ વિષે ઇષ્ટાનિષ્ટતાની સમજબુદ્ધિ કે ચિત્તસ્થિતિ, તેવું તેનું રૂપ થાય છે.

હે સખા, વ્યવહારમાં આવી ' ઇષ્ટાનિષ્ટોપપત્તિ ' — સારું માઠું ફળ લાગવાની ચિત્તપ્રક્રિયા તો થયા જ કરે છે. આમ દરેકના અંતઃકરણમાં થતુ આ જે આંતર ફળ છે, તે જોઈને તેના ક્ષેત્રમાં આપણી ઇષ્ટાનિષ્ટ-બુદ્ધિ કામ કરે છે,— આપણાં જ્ઞાનાજ્ઞાનનો પ્રભાવ પડે છે. તેથી પાપ-પુણ્ય સુખદુઃખ ઇ૦ મનોભાવ રૂપે દ્વંદ્વનું મનોરાજ્ય જન્મે છે.

હે સખા, કર્મના ફળ પરત્વે આ પ્રકાર- કે લક્ષણ-ભેદ તારા લક્ષમાં આવ્યો ને? તે ભેદને ધ્યાનમાં રાખીને મેં ' ફલબંધ ' કે ' પાપ-બંધ 'ને બદલે ' કર્મબંધ ' શબ્દ વાપરીને તને પેલી સમબુદ્ધિનો મહિમા કહ્યો.

અર્જુન કહે — હે વાસુદેવ, તમે મને એમ કહો છો કે,— કર્મનુ સ્થૂલ ફળ અચૂક થાય છે, પણ તે જોઈને દરેકના ચિત્તક્ષેત્રમાં — તે ફળની પ્રતીતિમાંથી જે ભાવો જાગે, તે જુદા જુદા હોય છે. જેવું જેનુ વ્યક્તિત્વ કે સત્ત્વ યા સ્વભાવ, તેવુ તેના અંતરમાં આ સૂક્ષ્મ ફળ દેખાશે હે સખા, એ વાત તો સાચી છે. અને એથી જ દુઃખ સુખ, હર્ષશોક, કે પાપપુણ્યના ભાવો થાય છે.

શ્રીકૃષ્ણ બોલ્યા — અને એમાં જે અરુચિકર, અપ્રીતિકર ભાવો હોય — એટલે કે, દુઃખ શોક-પાપ વગેરે,— તેમના બાધનમાંથી મુક્તિ જ તું ચાહે છે ને? હે સખા, હવે તું એ વિચાર કર કે, એ ભાવોની જન્મભૂમિ કઈ? માનવ ચિત્ત જ ને? આપણે કર્મ કરીએ તેનું પેલું સ્થૂલ સર્વગત ને અચૂક ફળ બીજ પેઠે રોપાય, તેમાથી જ આ સૂક્ષ્મ ભાવો રૂપી પાક પેદા થાય છે ને? હે સખા, જીવોનાં અનંત કર્મોનાં સ્થૂળ ફળ રૂપે નિરંતર પેદા થયા કરતાં આવાં બીજો આ સંસારમાં નિત્ય વેરાયા જ કરે છે. એનો નાશ ન સંભવે. એ બીજો સાથે સંગ થતાં આપણી ચિત્તભૂમિમાં વેરાઈને તે ઊગે, અને તેનો આધાર જે કે જેવી ભૂમિ તે ઉપર રહે ને? એટલે મેં તેને કહ્યું કે, અમુક એવો

એક બુદ્ધિયોગ છે, જે સાધીએ તો કર્માનાં આમ વેરાતાં બીજ જાણે અબીજ જેવાં — શેકાઈ ગયેલાં બીજ જેમ ઊગે નહીં તેવાં — થઈ જાય છે; અથવા ઊસરમાં પડેલાં બીજ જેમ વ્યર્થ નીવડે તેવું બને છે. આ વસ્તુને વર્ણવવાને માટે મેં તને કહ્યું કે, એ બુદ્ધિ વડે કર્મનિ બંધ લણાઈ શકે છે. કર્મ થાય, તેનું સ્થૂળ ફલ પણ નીપજે જ; પરંતુ પાપપુણ્ય-સુખદુઃખાદિ ભાવો રૂપી તેનું સૂક્ષ્મ ફળ એવી બુદ્ધિવાળા ચિત્તવૃક્ષને જાણે બેસે જ નહિ!

અર્જુન કહે — હે વાસુદેવ, તમારો 'કર્મબંધ' શબ્દપ્રયોગ સાભિપ્રાય છે, એમ મને કાંઈક દેખાય છે. પરંતુ જે બુદ્ધિસત્ત્વની વસ્તુ તમે કહો છો, એ તો હતી તેવી ને તેવી જ ગૂઢ અગમ્ય છે. મારી જ બુદ્ધિનો દાખલો લઈને, તેની તુલનામાં, એ તમારી વિલક્ષણ બુદ્ધિ-વસ્તુ ના કહો?

અચૂક કાયદો જાણ કે, જેવો જેટલો જેનો બુદ્ધિયોગ, તેવો તેટલો તેને શાંતિ, સુખ ઇ૦ લાભ થશે

અર્જુન કહે – હે અચ્યુત, મેં એ સમજીને જ વચ્ચે ચોખવટ કરી કે, મને તો 'પાપ-બંધ' હણાય,–'પાપમુક્તિ' મળે, એ ખપે છે તમે 'કર્મબંધ' કહો છો, તેથી કશી સમજફેર તો નથી થતો ને? અને તમે મને સમજાવ્યું કે, ના, 'પાપબંધ' બદલે 'કર્મબંધ' શબ્દ નમ સાભિપ્રાય વાપર્યો છે

શ્રીકૃષ્ણ બોલ્યા – હે કૌંતેય, તે એટલા માટે કે, કોઈ કર્મ કરીએ તેનું ફળ અગળ છે – કાંઈ ને કાંઈ તેમાથી નીપજે જ તેથી એનો નાશ તો સંભવે નહીં અને એનો નાશ કોઈ ઇચ્છે પણ ખરું? કારણ કે, અમુક તમુક ફળ થશે એ જોઈને તો લોકો તદનુસાર કર્મ કરવા પ્રેરાય છે એટલે ફળપ્રાપ્તિ થાય એ તો સૌને ગમે ફલપ્રાપ્તિનો બંધ તો કોઈ કેમ જ ચાહે? કુદરતી ક્રમે કર્મનાં ફળ તો બેસશે જ

અર્જુન કહે – હે સખા આ તો બરાબર પણ કર્મ ફળના બે ભાગ તમે પાડી બતાવ્યા — ૧ સ્થૂળ ફળ અગળ છે, પરંતુ ૨ એનો સૂક્ષ્મ અંશ એવો છે કે જે દુખકર કે પાપરૂપ લાગીને પીડે હે વાસુદેવ આ ટળી શકે એમ તમે સૂચવતા લાગો છો મને એ ખપે છે મારી અત્યારની દશામા એવું કાંઈક બને તો કરવા જેવું મને લાગ્યું અને મે તમને વીનવ્યા કે, મારા દાખલો જ લઈને આ મને સમજાવો તો સારુ

શ્રીકૃષ્ણ બોલ્યા – આ સૂક્ષ્મ ફળનું મત્ર આપણી ચિત્તશુદ્ધિ કે અંતકરણ છે, એ તો ખરુ ને? મનુષ્ય કર્મ કરવા નીકળે છે, એટલે કે, જેવી પ્રણાલીથી – જે પ્રકારના સંકલ્પથી એ કર્મ કરવાનો સમારંભ આદરે છે, તે અનુસાર આ સૂક્ષ્મ ફળ નીપજે છે, જેવા આ પગલા ચિત્તવ્યાપાર કે વ્યવસાયબુદ્ધિ તેના જ સીધા પરિણામ રૂપે એ સૂક્ષ્મ ફળ-અંશ આવે જ છે એટલે કે, એક અર્થમાં તો આ સૂક્ષ્મ ફળ પણ અટળ કહેવાય દા૦ ત૦, તે યુદ્ધે ચડવાનો સંકલ્પ કર્યો, તે મુજબ

અહીં કુરુક્ષેત્રમાં તું આવ્યો; અને આવીને યુદ્ધક્ષેત્રનું દૃશ્ય જોતાંવેંત, તારી બુદ્ધિ તેના વધરૂપી સ્થૂલ પરિણામને કલ્પી, તેમાંથી તેના સૂક્ષ્મ પરિણામ રૂપે પાપ જોતાં જ તને સ્મશાનવૈરાગ્ય પેઠે જ, માન કે, યુદ્ધવૈરાગ્ય આવી ગયો, અને તેની મારી તારી બુદ્ધિ થંભી ગઈ. આ પરિણામ તારી જ ચિત્તબુદ્ધિનો સૂક્ષ્મ વિકાર છે ને? તને એમ થયું, (બીજાને ન થયું કે બીજું થયું,) એને જ તું હરવા માગે છે ને? હવે જો કે, જેવી તારી ચિત્તભૂમિ, તેવું જ આ સૂક્ષ્મ ફળ, અચૂક આવ્યું છે ને? તેં એમાં યુદ્ધકર્મ વાવ્યું, તેમાંથી જ એ અવશ્ય નીપજતું તને દેખાયું ને?

હે સખા, એમ સૂક્ષ્મ ફળ પણ મનુષ્યોના ચિત્તદેશે આ સંસારમાં અટળ છે: તેથી જ આ લોકનો પાપ-પુણ્ય—સુખદુઃખ—હર્ષશોક વગેરે ખેલ ચાલે છે.

અને તને એની પીડા ન થાય, એ જ તારો મુદ્દો છે ને? અને એ ઠીક છે. હું જે કહું છું તે એ જ કે, એને માટે અકસીર ઉપાય એક જ છે, અને તે બુદ્ધિયોગ છે; કારણ કે, આ પીડા ચિત્તની છે; એનો ઇલાજ બુદ્ધિની તદનુરૂપ વ્યવસ્થિતતા વગર બને નહીં. આવી જે વ્યવસ્થિતિ છે તે જો સાધીએ તો કર્મના વિપાક રૂપે આ જે સૂક્ષ્મ પીડા રૂપી લેપ લાગ્યા કરે છે, તે ન લાગે હે અર્જુન, કર્મનુ બધન જો લાગે છે, તો તેનું કારણ અહીં રહે છે તેથી મેં 'કર્મબંધ' નો ઘાત કહ્યો. હે પાર્થ, એને ફલનો ઘાત તારે કહેવો હોય તોય ભલે, પણ ખરેખર તો એ કર્મનો એવો ઘાત છે કે, તેના વડે આ સૂક્ષ્મ ફળ રૂપ પીડાનો પાક કે કચરો ગળાઈ જઈને, આ વિશ્વના ક્રમાનુસાર કર્મ પોતાનું નિર્મળ સ્થૂલ ફળ જે હોય તે આપ્યા કરે છે. કર્મોને—તેના સૂક્ષ્મ અંશોને આમ ગાળી કાઢી આપતી તે બુદ્ધિરૂપી ગળણી મનુષ્યે પોતાના વ્યવસાય પરત્વે મેળવવી કે પ્રયોજવી જોઈએ. તે ગળણીમાં ગાળીને કર્મ કરવાની કુશળતા પ્રાપ્ત કરવાની છે. આ ગળણીને હું બુદ્ધિયોગ કહું છું.

## ૨૦

# કર્મબંધ અને સંન્યાસ

સંજય કહે — હે મહારાજ, અર્જુને કર્મબંધ અને પાપબંધ વિષે ચોખવટ પૂછી, જવાબમાં એને માનવનું કર્મ તથા તેની બુદ્ધિ વચ્ચે જે એક ઝીણો અતૂટ અવિચ્છેદ સંબંધ રહેલો છે, તે શ્રીકૃષ્ણે બતાવ્યો આમ છતાં, અર્જુનને જોઈતું સમાધાન થયું નહોતું તેથી, શ્રીકૃષ્ણ હવે આગળ શી વાત ઉપાડે છે તે સાંભળવા આતુર હતો અને ત્રાહિત છતાં, હે ધૃતરાષ્ટ્ર, મારી આતુરતા પણ એવી જ હતી

૧

શ્રીકૃષ્ણ બોલ્યા — હે સખા, હું જે વ્યાપક બુદ્ધિયોગની વાત તને કહેવા ચાહું છું તેનો વિચાર 'સાંખ્ય' અને 'યોગ' એવા બે વાચકોની મદદથી બે વિભાગમાં કરાતો આવ્યો છે ૧ સાંખ્યબુદ્ધિ, ૨ યોગબુદ્ધિ એ બંને ભેગી વણાઈને બુદ્ધિયોગ બને છે એટલે તેનું આ વિભાગીકરણ ખરેખરી જુદાઈ ભરેલી દ્વૈતતા નથી, તે જુદાઈ, બહુ બહુ તો દ્વિદળના દાણા જેવી, દેખવામાત્ર કે કહેવામાત્ર છે અથવા એમ માન કે, સમજવાને માટે સવડ પડે તેટલા સારુ યોજાતી શાસ્ત્રીય પૃથક્કરણ શૈલીની તર્કપદ્ધતિ પૂરતી જ એ યુક્તિ છે પણ એ બેના ભેદ અભેદને વિષેનો વિશેષ કે સવિસ્તર વિચાર અહીં અત્યારે ન કરીએ પરંતુ એ બુદ્ધિયોગ વસ્તુ તું તારા ઉદાહરણમાં ઘટાવીને વર્ણવવાને માટે મને કહે છે, તો ભલે હું તેમ કરું

હે અર્જુન, તારો દાખલો પણ ઓછો અટપટો નથી, એ અટપટા પણું સ્પષ્ટ કરવા માટે જ તો મારે આ બુદ્ધિયોગની વાત કરવી પડે

છે એમા હુ કેવળ તત્ત્વની પોથીપંડિતાઈ નથી કરતો. પરતુ, આ તારી સામે ઊભેલા યુદ્ધવ્યવસાયનો જ દાખલો હોઈને, તને તે વળગેલી વાત છે, તેથી તેના સંદર્ભમાં એ બુદ્ધિયોગ તને બતાવું.—

હે સખા, આ તારી ઝંઝટ તને આ યુદ્ધ પ્રકરણ પરથી જ વળગી ને? એમાં તું ત્રણ રીતે ભાગ ભજવી શકે

૧ તું લડવાને તત્પર થાય, કે જેમ તુ આવ્યો હતો પણ તને એના ફળ રૂપે લાગ્યું કે, આથી તો સ્વજન ગુરુજન આદિનો વધ કર્યાનુ પાપ ચોટે! તારા યુદ્ધકર્મના આવા ફળના ખ્યાલથી તું લડવામાથી થોભી ગયો ને? અથવા, —

૨. તું ન લડવાનો નિર્ણય કરે, કે જેમ મોટાભાઈ હલધરે કર્યો યાત્રાધર્મ અગીકાર કરીને તે ચાલ્યા ગયા આ રસ્તાથી યુદ્ધ પરત્વે અકર્મતા અથવા કર્મત્યાગ સધાયા માનીએ, તોપણ તેનું પણ ફળ તો આવે ને? જેમ કે, તેથી જ તે એમાય પાપ ફળ ભાળ્યુ એ રીતનું કે, માતા, પત્ની, વડીલ ભાઈ, આદિનો અનાદર થાય અને તુ કહેવા લાગ્યો કે, હુ ગૂચાઈ ગયો છુ એની મતલબ એ કે, તું આ બીજો માર્ગ નથી લઈ શકતો, અને નથી પહેલો પણ લઈ શકતો

૩ તો પછી ત્રીજો માર્ગ રહે છે—આપઘાત કરી મરણશરણ થવાનો અથવા સન્યાસ ધરી કર્મત્યાગ, અક્રિયતા કે કર્મઘાતનો રસ્તો લેવાનો સ્થૂળ રૂપે જોતા, આ માર્ગથી આ જન્મે આવેલા ધર્મસંકટ માથી છટકનારી મળી રહે ખરી, પણ તેમાથી જીવનસિદ્ધિ વિષે શું? આ જગતમા અવતરીને કામ કરતા ચિત્તપ્રસાદપૂર્વક જીવનસિદ્ધિ કે સાર્થકતા અનુભવવી જોઈએ ને? દેહના ભૌતિક આપઘાત પેઠે જ પુનર્જન્મી જીવાત્માનો આધ્યાત્મિક આપઘાત પણ સભવે, તે પણ ન થવો જોઈએ ને? હે અર્જુન, આ ત્રીજા માર્ગ વિષે તું શુ કહે વારુ?

અર્જુન કહે—હે માધવ, આ તો તમે અઘરો કોયડો મને પૂછયો. આપઘાત કરવાની કાયરતા તો હુ ન જ કરુ, એમ મારી સ્પષ્ટ મતિ છે રહ્યો ભિક્ષાધર્મી સન્યાસ માર્ગ ગુરુજનવધના દુ ખાવેશમા

આવી જઈને મે એ માર્ગ કહી નાખેલો ખરો, પણ તે કોની જેમ? દરદથી પીડાતો માણસ, તેની અતિપીડાથી કટાળી મરણ માગતી વાણી કાઢે, એવું જ કાંઈક મારુ પણ એ બોલવાનુ હતુ આ તમે પૂછો છો તે પરથી હુ અતર્મુખ બનીને જોઉં છુ કે, ભિક્ષાધર્મ ગ્રહણનું મારુ એ વિધાન શોક વિષાદની ગ્લાનિના આવેશથી ભરેલું હતુ પરંતુ હે માધવ, તમે હવે પૂછો છો તો હુ કહુ કે, મને મનમા એમ ખરુ કે, જો આ યુદ્ધના પાપમાથી છૂટવાનો રસ્તો ભિક્ષાનો સંન્યાસધર્મ હોય, તો તે પણ ગ્રહણ કરવા તૈયાર થાઉં અને તમારે શરણે આવીને એ જ તમને પૂછુ છુ કે વર્ણધર્મ ત્યજીને સન્યાસધર્મ લઉં તો કનુ? આપઘાત પેઠે આવો સંન્યાસ તો પાપ ર્મ નથી ને? પણ તે દ્વારા મને પાપમુક્તતાની સિદ્ધિ મળે કે નહીં?

શ્રીકૃષ્ણ કહે — હે સખા, એ જ હુ તને વિચારવાને માટ કહુ છુ તુ એમ માને છે ને કે, સન્યાસધર્મ જો તું સ્વીકાર, તો ક્ષત્રિય તરીકેની તારી શાસ્ત્રોક્ત વર્ણધર્મની ફરજ રહે નહિ, શાસ્ત્ર અનુસાર, તુ અક્રિય બની શકે — એટલે ક, યુદ્ધકર્મ ત્યજી શક હે મિત્ર અવા કશાક ખ્યાલથી જ તું સન્યાસનો ત્રીજો માર્ગ કલ્પે છે ને?

અર્જુન કહે — હે કેશવ, મ ત્યારે વિચાર કર્યા જ નથી અતિ પીડાતા દરદી પેઠે જ મે એ ખ્યાલ દુ ખાવેશથી કરલો પણ ખ ખર જો પાપહાનિની સિદ્ધિને માટે એ પગલુ લેવુ જોઈએ કહો, તા તે માટે તૈયાર છુ

શ્રીકૃષ્ણ બોલ્યા — હે પરતપ, પાપમુક્તિ સાધવાને માટ તુ ગમે તે કરવા તૈયાર છે, એવી તારી ધર્મવીરતા અને આ મજાગૃતિ મને અજાણી નથી સંન્યાસ લેવાથી આ સિદ્ધિ મળે ક નહીં, એમ તેથી તું પૂછે છે પણ, ખરુ જોતા, એ વિધાન તે કહ્યુ ત્યાર તો તે ન લડવાને માટેની યુક્તિ રૂપે જ એ કહી નાખ્યું હતું ને? પણ એથી તું એ તો નથી જ સમજતો ને ક, તે વડ પાપમુક્તિની સિદ્ધિ તને વરશ? તને એવું શકય લાગે છે?

અર્જુન કહે — હે કૃષ્ણ, એમ તો ન કહી શકું. એમ હોત તો હું આ રણક્ષેત્રને છોડીને ચાલવા જ માંડત ને? અરે, કદાચ આટલે આવત જ કઈ રીતે? તેથી તો ઉપરના ત્રણેય રસ્તાથી ગૂંચવાયેલો તમારે શરણે આવીને પૂછું છું.

૨

શ્રીકૃષ્ણ બોલ્યા — હે સખા, હવે હું કહું તે સાંભળ : સંન્યાસ વસ્તુ ધર્મશાસ્ત્રોમાં વર્ણવી છે ખરી. આપઘાત પેઠે તે પાપ ન ગણાય. છતાં, એ વિષે વધુ વિચાર હમણાં ન કરીએ. પણ પહેલું તને પૂછું કે, તું સંન્યાસ લે એ વસ્તુ પોતે પણ એક કર્મ તો થયું ને? એ કર્મનું પ્રત્યક્ષ ફળ પણ શું આવે તે તેં જોયું વિચાર્યું ન હોય, તો અત્યારે એમ કરવા હું તને સૂચવું છું

અર્જુન કહે — હે કેશવ, તમે મને ઠીક આંટીમાં લીધો! સારાંશે, મારે મન સંન્યાસ એટલે ન લડવું એટલું જ છે. અને એમાંથી સિદ્ધિ થાય ન થાય એવું કાંઈ મને સૂઝયું જ નથી તમે પૂછો છો તો તે વિષે કહું કે, ન લડવામાં પાપફળ આવે તેમ એનાથી પણ આવે, એમ મારે કબૂલ કરવું જોઈએ. તમે મને જે આ ધ્યાનમાં લાવવા માગતા હો, તો તે મને સમજાય છે. એટલામાત્રે પાપમુક્ત દશાની સિદ્ધિનો અનુભવ મને ભાગ્યે થાય.

શ્રીકૃષ્ણ બોલ્યા — અર્જુન, આ તારો તર્ક ઠીક છે કે, તારે માટે સંન્યાસ એ ત્રીજો માર્ગ નથી, પણ ન લડવાના અકર્મના બીજા માર્ગનો જ એ પર્યાય છે. તેથી જ તું સન્યાસ ગ્રહણ નથી કરી શકતો,— તેમ જ તું લડી પણ નથી શકતા

અર્જુન કહે — હે વાસુદેવ, હું કેવળ તર્ક જ નથી કહેતો. પાપ ને કર્મબંધનો ઘાત સંન્યાસ વડે થાય કે કેમ? — એ શંકા મને જાગી તે મેં પૂછી. સંન્યાસ લઉં તો યુદ્ધાદિ કર્મો આપોઆપ છૂટે કે નહીં? અને તેથી પાપ લાગતું મટે?

શ્રીકૃષ્ણ બોલ્યા — હે સખા, શાસ્ત્રો સન્યાસધર્મમા પૂર્વાશ્રમોના બધા સંસારી કર્મનો ત્યાગ વિહિત કહે છે એમ ખરુ પરંતુ એવા કર્મ ત્યાગ કે કર્માઘાત માત્રથી જ કર્મબંધ આપમેળે દૂર થાય એવું નથી મોટાભાઈ બલરામ વ્યવહાર ત્યજીને યાત્રાધર્મે ગયા, તેથી કાંઈ ઓછા તે પ્રસન્ન ચિત્તે ગયા છે! અને તને લાગે છે કે, તું અરણ્યમાં જાય તો તારા મનનો ઉદ્વેગ અને વિષાદ વગેરે મટીને તું નિષ્કર્મ નિષ્પાપ પણાનો અનુભવ કરી શકે?

અર્જુન કહે — હા તો નથી કહી શકતો મને મારી પાપભીરુતાની શોકવિષાદ દશામાથી રસ્તો જ નથી મળતો, એ ટૂંકમાં મારી દશા છે

શ્રીકૃષ્ણ બોલ્યા — હે સખા, તારો દાખલો બતાવે છે કે, એ રસ્તો કેવળ બુદ્ધિયોગમા છે હે પાર્થ, આ બુદ્ધિયોગ એવી પરમ વસ્તુ છે કે, તે વડે કર્મમાત્રના બંધનો છેદ ઊડી જાય છે (૨ ૩૯) તે સમજવાથી સંન્યાસની તારી વાત પણ ભેગાભેગી એમાથી આપોઆપ સમજાઈ રહેશ કેમ કે તે વિના સંન્યાસનો સાચો અર્થ પણ સધે નહિ

અર્જુન કહે — હે વાસુદેવ જે તે વાત કે વિચાર પરથી અને તમે મને તમારી આ ચમત્કારી બુદ્ધિયોગ વસ્તુ પર જ લાવો છો મારો દાખલો નર્યાનિય તમે મારા લક્ષમાં એ જ આણ્યુ! હે મિત્ર મને એ વિષે બરોબર માંડીને હવે કહો

## ૨૧
# શોક અને પાપ
## ૧

શ્રીકૃષ્ણ બોલ્યા — હે અર્જુન, તારો દાખલો જરા આગળ લંબાવીને તેની બીજી એક વધુ બાજુ તારા લક્ષમાં લાવું: તું યાદ કર કે, તેં પહેલી ફરિયાદ ઊંડા શોકની કરી; તેથી મેં તેના નિવારણ માટે તને, તત્ત્વદર્શીઓ આ વિશાળ દૃશ્ય જગત જોઈ તપાસીને અસ્તિત્વ-માત્રને વિષે જે સદસદ્વિવેક કહે છે, તે વર્ણવ્યો. તત્ત્વદર્શીઓ આ ચરાચર સૃષ્ટિમાત્રની છણાવટ કરીને, તેના સતત પરિવર્તનશીલ ધર્મને ધ્યાન પર લાવે છે. તેમ કરીને, ઇંદ્રિયગમ્ય એવી એ સારી સ્થૂળ ગતિમાન — પરિવર્તી દૃશ્યની અપેક્ષાએ, એક સ્થાણુ સ્થિરનિશ્ચલ ધર્મ ધરાવતો એવો આત્મ-પદાર્થ એકમેવ સત્તારૂપે છે, તે તરફ તારું ધ્યાન મેં ખેંચ્યું. હે સખા, આમ કરીને મેં તને કહ્યું કે, "तस्मादेव विदित्वैनम् न अनुशोचितुमर्हसि।" (૨ ૨૫) માટે તારે મરણનો શોક કરવો ન ઘટે.

અર્જુન કહે — હે માધવ, એ મને બરાબર યાદ છે. અને તેથી તો મારો શોક નિર્મૂળ ન થયો તોય હળવો થઈ ગયો: હું મરણથી શોક કરવાની વ્યર્થતા સમજ્યો. એમાં હું આત્મ-પદાર્થ ન માનું ને દૃશ્ય અનાત્મ એવો આ સંસાર પદાર્થ, કે જે દેખું છું એટલે તો માનવો પડે ને માનું, તોપણ એનું સદાપરિવર્તધર્મી લક્ષણ તો કબૂલ કરવું પડે ને? એટલે કે, જે બનવાકાળ હોય તે બને જ; જન્મ-મરણના પલટા થયા જ કરવાના; એનો અર્થ કે, પુનર્જન્મ થયા કરે, એમેય આપોઆપ એમાં આવી ગયું, તે માનવું જ પડે પણ મારું દુઃખ તો

બીજુ છે ને? કે, આ યુદ્ધકર્મ કરુ કે ન કરુ, તોય જે પાપ થાય, એનો ઉપાય શો? અતરની એ પાપબુદ્ધિ કાળજાને એવી કોરી ખાય છે કે, એના મ્મ્બળાટે મને નિર્વીર્ય અને કૃપણ બનાવી મૂકયો છે!

શ્રીકૃષ્ણ બોલ્યા — હે કૌંતેય, આ તારુ જીવલગ પાપ દુઃખ કેવુ ભયકર છે! પાછો મે એનો ઘા તાજો કરાવ્યો! બાકી, તે કહ્યુ તે ઠીક છે કે, તારો શોક તો નરમ પડયો, પણ અતરમા જ બેઠેલી તીણી પેલી શોકવિષાદજનક પાપબુદ્ધિ સતાવ્યા જ કરે છે મારે તને આ બે વસ્તુ — તારા શોક અને તારી પાપબુદ્ધિ, એ લક્ષમા આણવા જ તારો દાખલો લંબાવવા પડયો કારણ કે એ દ્વારા તને મારી બુદ્ધિયોગની વાત વળી વધારે વિશદ થઈ શક એમ છે

૨

અર્જુન કહે — હે માધવ, મને શોકે સમૂળો ઢીલો કરી દીધો, એ તો હકીકત છે એના પર તમે તમારી આત્મવાદી વાતનો મલમપટ્ટો કર્યો, તેથી ફેર પડયો, પણ હે યાદવમણિ એમ માનો કે, શોકના એ ધામાથી પાપ દ્રવવા જ કરે છે એટલે શોક અને પાપ બે નોખાં તો ખરા, છતા એકમેકમા મળીને કામ કરતા લાગે છે, એમ નહિ? નહિ તો શોકઘા નરવો ન થાય?

શ્રીકૃષ્ણ બોલ્યા — હે સખા, તે ઠીક કહ્યુ તારા શોક અને પાપબુદ્ધિ પણ, સાખ્ય અને યોગ વિષે મે કહ્યુ તેની પેઠે, નોખા છતાં (દ્વિદળના દાણા પેઠે) એકદળ જેવા છે છતાં, તારી મનોદશા વર્ણવવાને માટે તે બેને નોખાં ગણાવ્યા, એ પણ સપ્રમાણ કે તર્કયુક્ત છે, એમ ખરુ

અર્જુન કહે — હે માધવ, એ પરથી તો મને તમારા બુદ્ધિયોગના સાખ્ય અને યોગ એવા બે ભાગ વિષે જ વધુ સમજ પડી! મારી શોકબુદ્ધિ અને પાપબુદ્ધિને તો હુ જુદી અને છતાં જોડાયેલી જોઉં છું તેમ જ સાખ્ય યોગ વિષે તમે કહો તો હુ કલ્પી શકુ છુ કે, એ બે વચ્ચે જુદાઈ અને જોડાણ બેઉ, એક તર્કરૂપેય, સંભવી તો શકે

શ્રીકૃષ્ણ બોલ્યા — હે કૌંતેય, એમાં એથી પણ વધુ મર્મ ગહેલો છે. તારી શોકબુદ્ધિ પર શો ઇલાજ લાગુ પડ્યો વારુ? મુખ્યત્વે કરીને, પેલો તત્ત્વદર્શી સદસદ્વિવેક જ ને? હે સખા, એ તને મેં જે કહ્યું એ સારાંશે તો બુદ્ધિયોગ જ કહેલો (૨,૧૧ ૩૮); પરંતુ એમાં મુખ્યત્વે મેં તને બુદ્ધિયોગનો સાંખ્યદર્શી વિભાગ ખાસ આગળ કરીને કહ્યો હતો (૨,૧૧ થી ૩૦). તેથી એની અસર તારી શોકબુદ્ધિ પર પડી, પણ તારી પાપબુદ્ધિ પર ન પડી;— એ તો ખડી જ રહી!

હે સખા, એનું કારણ છે: પાપબુદ્ધિ લાગે છે ધર્મભંગ થવાના ભાનમાંથી; જ્યારે શોકકારણ પ્રાય: સત્ય વસ્તુસ્થિતિ વિષેના જ્ઞાનના મોહ કે અણસમજ યા ગેરસમજથી,— જેમાંથી આગળ જઈને કાર્યક્ષેત્રે ધર્મભંગ પણ થવા પામે છે, તેથી તે પેદા થાય છે. હે સખા, આથી કરીને, શોક પર સાંખ્યબુદ્ધિ કે સાંખ્યજ્ઞાનની સીધી અસર છે; પાપભય ઉપર અસર ધર્મબુદ્ધિ કે ધર્મતત્ત્વના આકલનની પડે છે. તેથી તારા શોકના નિકાલ સાથે પાપબુદ્ધિની આ તારી બીજી બલાનો અકસીર ઇલાજ બુદ્ધિયોગનો બીજો ભાગ યોગ-બુદ્ધિ છે;— કે જે સત્ય ધર્મતત્ત્વ સમજાવે છે. એ વડે તારુ પાપબંધ-દુ:ખ સીધુ બેસી જશે; અને તેની સાથે રહ્યોસહ્યો તારો શોક પણ શમી જઈને તારા સમગ્ર પ્રશ્નનો ઉકેલ આવતાં તું સ્વસ્થ થશે — તારો ચિત્તપ્રસાદ પાછો સધાશે.

હે સખા, આમ તારી શોકબુદ્ધિ અને પાપબુદ્ધિનો જ ઇલાજ અનુક્રમે પેલી બે બુદ્ધિ પણ છે — સાંખ્યબુદ્ધિ અને યોગબુદ્ધિ. અને શોક તથા પાપને સમગ્રપણે કૃત્સ્ન કે એક જુએ, તો તેનો ઇલાજ આ બે બુદ્ધિનો સમગ્ર કે કૃત્સ્ન એવો એક બુદ્ધિયોગ છે. હે મિત્ર, તેમાંની પહેલીનો નિર્દેશ વિશેષ રૂપે હું કરી ગયો; હવે બીજીને વિશેષ રૂપે હાથ ધરવા માગું છું. (૨,૩૯)

૩

હે અર્જુન, યોગબુદ્ધિની આ બીજી બાબત પણ મેં તને તારા 'સ્વધર્મ' તરફ ધ્યાન ખેંચીને સામાન્ય ઇશારા પૂરતી તો કહેલી; પણ

તેના તત્ત્વદર્શનને કહેલુ નહિ તેથી કદાચ તને એ ખ્યાલમાં ન આવ્યુ બાકી મે એનો ઇશારો કરવા જ તને કહે્ુ કે, તારો સ્વધર્મ તુ વિચાર (૨,૩૧), અને તે અંગેનાં ફળરૂપે થતા સુખદુ ખ, લાભાલાભ જયાજય વગેરેને સરખા માનીને તુ તારો સ્વધર્મ પાળ, તો તને પાપ નહિ લાગે (૩૮) કર્મફળ વિષેની આવી સમતા એ જ આ યોગબુદ્ધિ નો મર્મ છે પણ તને તે એટલુ સ્પષ્ટ ન થયું ને તે એ વિષે વિશદતા માગી, તો મારે હવે તને એ વિષે માંડીને કહેવું જોઈશે

અર્જુન કહે – હે વાસુદેવ, હુ ઊંડા રસપૂર્વક સાંભળું છુ એટલુ કહુ તથા મને તમારી બુદ્ધિયોગની વાત કેવી ઝીણી અને ઊંડી હશે એમ તો થાય છે પણ હે માધવ, તત્ત્વદર્શીઓના સદસદ્વિવેક બાબતમાં હુ બેપરવાઈથી કે બેધ્યાન બનીને ચાલ્યો, એ સાચી ટીકા છે—એ તમે ખરુ કહો છો શોકની વ્યગ્રતા સમજવા માટે, એમાં ન માનુ તોપણ ચાલે, એમ મે જોયુ, એટલે એમા મારુ ધ્યાન નથી ગયુ પણ હવે તમે એમ કહો છો કે, મારે એ પરત્વે ઊંડા ઊતરવું પડશે નહિ તો, પાપબુદ્ધિનો છે ન ઊઠી શકે એમ તમે કહો છો? જો એમ હોય તો તે સાંભળ્યે જ છૂટકો પણ તમારે ધીરજથી મારી જોડે કામ લેવું પડશે કેમ કે, તમે સદસદ્વિવેકના તત્ત્વદર્શી સિદ્ધાંત વગેરે બાબત જે કહો છો, એમા મારી ચાંચ ડૂબી નથી

શ્રીકૃષ્ણ બોલ્યા – હે સ્પષ્ટદર્શી મિત્ર, તે ઠીક કહ્યુ તત્ત્વદર્શી ઓના સદસદ્વિવેક વિષે કહ્યા વિના તારા દુ ખનો ઉપાય નથી અથી તેને તત્ત્વનું દૂષણ માનીને તુ ન ચાલે, એમ જાગ્રત કરવા પૂરતુ મે કહ્યુ બાકી તુ જે સમજી ન શકે, કે પ્રસ્તુત ન જુએ ને તેમાં મ ઝારી ન કરે, એ તો કુદરતી છે

## ૨૨
# સ્થિતિ અને ગતિ
### ૧

**અર્જુન** બોલ્યો – હે કેશવ, તમે આત્મવાદ સમજવાની જરૂર બતાવી, તો એ વિષે હવે મને કહો તમે જે કહ્યું તે પરથી મારા લક્ષમાં આવ્યું કે, મારી શોકગ્લાનિ દૂર કરવાને માટે હું આત્મવાદના તત્ત્વ વિષે ઉપેક્ષા કરીને ચાલી શકયો, કેમ કે, અનામ છતાં પ્રત્યક્ષ ન ઈંદ્રિયગમ્ય એવા આ દૃશ્યમાં રહેલી પરિવર્તનશીલતા અને ભાવ પદાર્થોની ક્ષણભંગુરતાની નિત્યતા હું પ્રત્યક્ષ જોઈ શકતો હતો, તેની તુલનામાં આત્મપદની વસ્તુ તો તદ્દન અવ્યક્ત જ ને? તેથી અની અંદર ન જતાં, જે પરિવર્તનશીલતાનું દૃશ્ય ક હકીકતી તરફ હું તેને પકડીને હું ચાલ્યો, અને તે પરથી પણ હું અટલું તો પામી ગયો કે, પરિવર્તનશીલતાના એ નિત્ય મુજબ અવશ્ય બનવાકાળ જેવી જન્મમરણ ઇ૦ની ગતિ વિષે શોક ન હોય હવે તમે મને એમ કહો છો કે મારા શોકનિવારણ અંગે તો એમ સાભળ્યું પણ પાપનિવારણ અંગે એમ નહીં ચાલે! તે વિષયમાં શું કોઇ અવ્યક્ત આત્મપદ જેવા નિત્ય તત્ત્વનો મર્મ પામીને જ આગળ જઈ શકાય, એમ તમે કહો છો? દૃશ્ય ભાવોની પેલી ક્ષણભંગુરતાની પેઠ, આ બીજા ક્ષેત્રમાં, તેને મળતા કે તેના જેવા ઇંદ્રિયગમ્ય કોઈ વ્યક્ત પ્રત્યક્ષ આધારે વિચારીને આગળ નહીં સમજી શકાય એટલે કે પાપનિવારણનો રસ્તો નહીં જડે એમ તમે કહો છો? હે શ્રીકૃષ્ણ, એમ હોય તો, હું ને તમારુ સ્યાદ્‌ સ્થિર સત્તાનું સત્યતત્ત્વ સાભળવા તૈયાર છું એ શું પેલી આત્મતત્ત્વની જ વાત છે કે બીજું કંઈ?

શ્રીકૃષ્ણ બોલ્યા — તો આમ, છે તો એ જ પેલા આત્મ અને વ્યાપક એવા આત્મતત્ત્વના સિદ્ધાંતની જ વાત, પરંતુ જેમ એક જ એવી બુદ્ધિને બે ભાગમાં તને વર્ણવી, તેમ જ એક જ એવા એ આત્મપદાર્થના વિચારને પણ તદનુરૂપ બે ભાગમાં જ જોવો ઠીક પડશે એટલે, તું પૂછે છે એનો તર્કશુદ્ધ જવાબ જો આપવો હોય તો કહું કે, હા અને ના! હે કુરુનંદન, હા એથી કરીને કે, આત્મતત્ત્વની જ વાતના પેટામાં તેના ઉપસિદ્ધાન્ત પેઠે કે તેના પર્યાય પેઠે જ આ બીજી વાત આવી જાય છે, અને ના એથી કરીને કે, આત્મ પદનો વિચાર આ સમગ્ર મહત્ દૃશ્યને અનુલક્ષીને આપણે કર્યો, કે જેમાં આપણા માનવલોકનો — આ પૃથ્વીનો વિચાર તેના પેટામાં આવી ગયો પરંતુ, આ લોકનો વિચાર 'દૃશ્ય' ઉપરને બદલે 'કાર્ય' કે કર્મસૃષ્ટિ રૂપે કરીએ, તો આપણી આ કર્મસૃષ્ટિમાં ચાલતો જે વ્યવહાર કે વ્યવસાય છે, તેને અનુલક્ષીને અને તદનુસાર પરિભાષામાં કરવો ઠીક થાય તેથી કરીને એ આત્મ પદની પરિભાષાથી જુદો પડે એમ લાગે ખરું એટલે તને મેં કહ્યું કે, આ હવે જે તને બુદ્ધિયોગની વાત કરું છું, તે મૂળે તો આત્મતત્ત્વની જ આગળ વાત છે, તેમ છતાં તું તેને નવી નથી એમ પણ માને — નવી વાત છે એમ સમજે, તોપણ વાંધો નથી

અર્જુન કહે — હે સખા, અહીં પણ પેલી તમારી સાંખ્ય અને યોગની સમજના દ્વિદળવાદ જેવું કાંઈક સૂચવતા લાગો છો!

શ્રીકૃષ્ણ બોલ્યા! — હે કૌંતેય, એ તેં ઠીક કહ્યું સાંખ્યદૃષ્ટિ આ મહત્ દૃશ્યની અપાર ભાવ-સૃષ્ટિની વિશેષતાઓને નિહાળીને તેમાં રહેલ પરમાર્થ વસ્તુનો વિવેક કરવા, આ બધા ભાવો અને અર્થોને ચકાસીને છણણી ને તારવણી કરે છે, અને એવી નિર્દોષ ન્યાયબુદ્ધિથી જોતાં તે વિષે જે મૂળ પાયાગત લક્ષણો અને સત્ત્વો હાથ લાગે છે, તેમની ગણના કરીને બતાવે છે હે સખા, આમ તત્ત્વદર્શીઓ આ દૃશ્ય જગતમાં સદસદ્વિવેકનું કામ કરે છે ને તેમાં તેઓ જગતની પરિવર્તનશીલતા છતાં અચલ અમર અખંડ આત્મતત્ત્વને લહે છે અને તેને

વ્યાખ્યાત કરી બતાવે છે હે સખા, તારી પાપશકા મહત્ એવા આ દૃશ્ય વિચાર સાથે સીધી સબધી નથી, તે જન્મે છે આ સમારમા સતત ચાલતા ક્રિયા કર્મના શુભાશુભ ફલવિચારમાથી એનો સીધો સબધ આ લોકમા ચાલતા આપણાં કૃત્યોના વિચારની જોડે છે

અને હે અર્જુન, આપણા આવા સતત ચાલતા કૃત્યો વિષેના વિચારમાં પણ એક પ્રકારનો સદસદ્વિવેક તો રહે ખરો ને? પણ આ વિવેક પદાર્થો વિષેના પેલા 'છે નથી' કે 'અસ્તિ નાસ્તિ' ભાવને વિષેના વિવેક કરતા જુદો છે એમા સદસત્ કે શુભાશુભ કાર્યાકાર્ય પરત્વે વિવેક કરવાનો આવે અને હે સખા,—સારા-નરસા એવા આ કાર્યાકાર્ય વિચારમાથી જ પાપ પુણ્ય ભાવ જાગે છે ને? સત્કર્મ કે અસત્કર્મ હોય, સત્કૃત કે દુષ્કૃત હોય,—એ આધારે જ પાપપુણ્ય આપણે માનીએ છીએ ને? એટલે, અહીં સદસત્ કર્મ વિવેક કરવો પડે છે—કે જેમ પેલો સદગદ્ વસ્તુ કે ચરમ પદાર્થનો વિવેક હતો

અને વસ્તુ કે પદાર્થના આ વિવેકનો પરમ સિદ્ધાન્ત એ આત્મ પદ, તેને અલગ નામ આપવુ હોય તો જ્ઞાન કે વેદ પરત્વ મુખ્યત્વે હોઈને 'વેદાન્ત' તેને કહેવાય, તેમ જ પેલા સદસત્ કર્મ કે કૃત પદાર્થના વિવેકના ચરમ સિદ્ધાતને (કૃત પરત્વે મુખ્યત્વે હોઈને) 'કૃતાન્ત' કહેવાય હે અર્જુન, તેથી કરીને, આપણી કાર્ય સૃષ્ટિમા એટલે કે, જીવનના કર્મક્ષેત્રે આ કૃતાન્ત શો છે એવા પ્રશ્ન, આ બીજા વિવેક પરત્વે આવે. અને એનો જવાબ તત્ત્વ દર્શીઓ બુદ્ધિયોગની યાગશાખાની પરિભાષામા વિચારીને નિરૂપે છે, તેથી તે જુદો પડે અટલુ ખરુ પરતુ મૂળે તો તે એક જ પરમ સદસદ્વિવેક વિષેનો ભાગ જ છે, કે જેને સમજવાની સવડને ખાતર તત્ત્વદર્શીઓ બે ભાગમા રજૂ કરે છે

આથી કરીને મે તને કહ્યુ કે, આત્મતત્ત્વ જેવા સિદ્ધાતનું દર્શન નરી પડિતાઈ નથી—જીવનવ્યવસ્થામાં તે જરૂરી છે

અર્જુન કહે—હે અચ્યુત, તમે આ દૃશ્ય જગત પરત્વે બે ભાગમાં ફોડ પાડીને કહ્યુ, તે મારા ધ્યાનમા આવ્યું આ દૃશ્ય ઓવે

મહત્ પદાર્થ એક સ્થિતિ કે હયાતી છે, જેમા અસંખ્ય પદાર્થો, ભૂત ભાવો, તથા જીવો ઇ૦ જોવા મળે છે એમ છતાં, આ બધા પદાર્થો પરિવર્તધર્મી છે એટલે ગતિ જેવું પણ જોઈએ જ છીએ, બલ્કે તેથી જ જગત આપણને જોવા મળે છે આ પ્રકારે આ પ્રત્યક્ષ ઇન્દ્રિયગમ્ય મહત્ દૃશ્યને બે રીતે સમજવુ પડે ખરુ — અમુક સ્થિતિ કે હયાતી યા અસ્તિત્વ રૂપે, કે જેમાં પરિવર્ત રૂપે ગતિ પણ દેખાય છે એમ 'અસ્તિ' ત્વ સાથે 'ભાતિ'ત્વનુ દૃશ્યત્વ પણ છે, કે જે ગતિને કારણે વ્યક્ત થાય છે

શ્રીકૃષ્ણ બોલ્યા — હે મિત્ર, તે આ સ્થિતિ ગતિ દ્વંદ્વ ઠીક પકડ્યુ તે વિશે એક બીજી બાબત હવે તારા લક્ષમાં તરત આવી શકશે — આ ગતિ તું કાળની વહનગતિથી જ પામે છે ને? કાળ પ્રવાહમા વહેતા પદાર્થોના રૂપ કે સ્થાનમાં પરિવર્તન થયા કરે છે, તેથી જ તેમને દેખે છે ને?

અર્જુન કહે — હાસ્તો એમ સૃષ્ટિમાં ગતિશીલતા અને પરિવર્ત શીલતા છે, તેથી તો જગત છે, ને તેમા આપણ જીવનવ્યવસાય કે પુરુષાર્થ કરીએ છીએ

૨

શ્રીકૃષ્ણ કહે — અર્જુન, આ તે ઠીક કહ્યુ હવે તું મને એ કહે કે, આ જીવનવ્યવસાય એટલે જન્મ અને મરણના બે ખૂંટા વચ્ચેની જીવનદોરી ને? પણ જન્મ પૂર્વે કે મરણ પછીનુ શુ? તે કાળ પરત્વેની ગતિનુ શુ?

અર્જુન કહે — હે કૃષ્ણ, એ તો તમે મને કહી ગયા કે જન્મ ને મરણ નિશ્ચિત અપરિહાર્ય છે (૨૨૭), અને ભૂતમાત્ર તેના આયુષની જીવનદોરીના માપમાં વ્યક્ત હોય જન્મ પૂર્વે અને પછી તો અવ્યક્ત જ હોય, વચલા વ્યક્ત મધ્યના પ્રત્યક્ષ જીવનનો જ હિસ્સો પંચાતનો છે (૨૨૮) એથી તો મરણનો શોક વ્યર્થ છે, એમ હુ કળી ગયો એ કે, અવ્યક્ત એવા આદિ અને અંત વિષે ગતિ જોવા જ મળતી નથી, પછી તેનો તો સવાલ જ ક્યા રહ્યો?

શ્રીકૃષ્ણ બોલ્યા — કૌંતેય, તેં બરોબર મુદ્દો પકડયો. મારે એ વસ્તુ તારા લક્ષમાં આણવી છે કે, અનંત અપાર એવાં આદિ-અંત એ બે વચ્ચેના ગાળાને આપણે જાણીએ જોઈએ છીએ; એ ટૂંકડા ગાળા બહારના કાળને વિષેનો વિચાર કલ્પનાબુદ્ધિ વડે કરીએ છીએ. એમ એક અનંત એવા મહાકાળ વિષે પણ બે ભાગ પડે છે — એક, ઇહલોકમા પ્રતીત થતો પ્રત્યક્ષ કે વ્યક્તરૂપી જીવનકાળ; બીજો, એક ચિરંતન કાળસાગરમાંથી તેટલુ બિંદુ બાદ જતાં રહેતો એ નો એ જ અનંત મહા કાળસાગર, કે જે જન્મ મરણના બે ખૂંટથી — અરે, તે પૂરતો કે તેથી જ,— પ્રતીત થાય છે. હે અર્જુન, આ ભેદ પણ તને (તારા શોક-પાપ પેઠે) અવગત થાય છે ને?

અર્જુન કહે — હે કૃષ્ણ, એ તો ઉઘાડો છે. અરે, એ તો આ જગતમા જન્મીને ઝઘડો છે! જેમ કે, સ્વજન ગુરુજન વિષે જન્મ-મરણના કારણે હુ શોકગ્રસ્ત બન્યો, અને જીવનના પુરુષાર્થનો જે આયુષગાળો, તેમા જતા મને પાપભય અને દુ:ખાદિ સતાવે છે ।

શ્રીકૃષ્ણ બોલ્યા — હે સખા એમાથી હુ તને હવે એ બતાવવા ચાહુ છુ કે, પેલા અવ્યક્ત અનત કાળ પરત્વે તને મરણદુ:ખ લાગ્યુ, અને વ્યક્ત જીવનકાળ પરત્વે તને પાપશોક લાગે છે,— જેમાથી બચવાનો તારો પ્રશ્ન છે — એમ જ ને? એટલુ કે, પેલો જે દ્વંદ્વ તું જોતો આવ્યો છે — બુદ્ધિ પરત્વે સાખ્ય અને યોગનો — તારા ભાવો પરત્વે શોક અને પાપનો — આ મહત્ દ્રવ્ય પરત્વે સ્થિતિ અને ગતિનો, અથવા તો નક્કી બનવા કાળ એવી મરણ સ્થિતિ અને આયુષ દરમિયાન સતત પરિણમતી રહેતી એવી જીવન ગતિ,— આમ જે આપણી ચર્ચા-વિચારણા બે ભાગમાં નોખી પડે છે, તેને જ મળતી આ કાળ-પુરુષ વિષેની પણ દ્વંદ્વદશા તુ જુએ છે ને? એક પ્રત્યક્ષ પ્રસ્તુત એવો જીવનની ચંચાતનો શતાવધિ વર્ષ-કાળ, બીજો, તે જતાં રહેતો અનત અવ્યક્ત ચિરંતન કાળપુરુષ,— કે જે જન્મ કે મરણ દ્વારા આપણને પ્રત્યક્ષ પ્રસ્તુત બને છે હે સખા, એમાંથી હવે તું એ જો કે, સાંખ્ય-

બુદ્ધિવાળો ભાગ જે મે કહ્યો, તેનો નીધો સંબંધ,— પેલાં મે બતાવ્યાં તે શોક, કે મરણ, કે સ્થિતિ, કે જીવનગાળાનાં વર્ષો જતાં જે અવ્યક્ત અનંતકાળ છે,— તે બધાં પરત્વે છે, અને હવે મારે તને જે સમજાવવી છે તે યોગબુદ્ધિનો સંબંધ,— જીવનકાળમાં દેખાતા પેલાં, પાપ, કે દુખ, કે કર્મો વડે પ્રતીત થતી ગતિ, ઇ૦ જે બીજાં દ્વદ્વ-સમૂહ રહ્યાં — તે બધા પરત્વે છે

૩

અર્જુન કહે— હે કૃપણ, તમે સાંખ્ય અને યોગ એવો જે વિભાગ કર્યો તેમાં આ તો ગંભીર ઝીણો તફાવત રહેલો દેખાય છે! એ તમે કહો [, તેનુ રહસ્ય હવે મને વધારે ઊંડુ જણાય છે તો હવે મને કહો કે, જેવી રીતે તમે સાંખ્ય વિભાગે જે આત્મતત્ત્વ કહ્યુ, તેને મળતું કાંઈક યોગવિભાગે મૂકી તેને મળતું અટળ અમર અજર તત્ત્વ તમે મારા ધ્યાન પર લાવવા માગો છો? એમ હોય તો તે શુ એ ન્હો, જેમ કે, જીવનવ્યવસાયમાં કર્મો પરિવર્તનશીલ તો છે, પરંતુ તે જ પીડાની વસ્તુ બને છે— તેમાથી સુખદુ ખ, હર્ષશોક, પાપપુણ્ય આદિ દ્વદ્વો પેદા થઈને જીવને પીડયા કરે છે

શ્રીકૃષ્ણ બોલ્યા— હે કુશાગ્રબુદ્ધિ અર્જુન તે ઠીક પૂછ્યુ એ જ મારે હવેની વાતમાં તને બતાવવું છે મે આત્મવાદ વિષેની તારી ઉપેક્ષા તરફ ધ્યાન દોરીને કહેલું કે, હવે તે ઉપેક્ષા તારે દૂર કરવી પડશે કારણ કે, જીવનકાળના વ્યવસાય પરત્વે જે પાપબુદ્ધિ તને પીડે છે તેનું નિવારણ કરવા આ જે જીવનમાં સતત ગતિમાન જે વ્યવસાય છે, તેનો આત્મા કે સત્ય ન્યાય યા સનાતન કાયદા પકડ્યા વિના નહીં ચાલે હે સખા, જેમ પદાર્થોનો સદસદવિવેક કરીને તેમને પરત્વે આત્મતત્ત્વ નામે પરમાર્થ વસ્તુની દૃઢ ક અચલ અમર અજર-સ્થાણુ સત્તા કે સત્યના જોવા મળે છે, તેમ જ જીવોનાં કર્માકર્મના કાર્યોનો પણ સદસદ્વિવેક કરીને તેમને પરત્વે તેવી જ દૃઢ અચલ અમર સ્થિર-સ્થાણુ એવી તત્ત્વ વસ્તુ સમજવી જ પડે તો જ પહેલામાં જેમ તે દ્વારા

શોક-નિવારણ સધે, તેમ આ બીજા તથ્ય કે સત્તા સત્યત્વ દ્વારા પાપ-નિવારણ સધે છે. હે સખા, આ બીજું કામ યોગબુદ્ધિ કરે છે. એમ સાંખ્ય અને યોગ એકસમાન કામ દેતાં છતાં, બે વિભાગમાં વહેંચીને હું તને તેની વાત કરું છું

હે સખા, જેવી રીતે અનેક અનંત પદાર્થોમાં કે તેના વિવિધ રૂપે એક પરમાર્થ રહેલો છે,—જેને તત્ત્વદર્શીઓ આત્મપદાર્થ કહે છે; એમ જ આ જગતનો વ્યવસાય છે, તેમાં અનેક અનંત જીવોની અનંત અને નાનાવિધ ક્રિયાઓ કે ક્રિયાર્થો તું જુએ છે, તે બધામાં કે તેવા વિવિધ કાર્યરૂપે એક પરમક્રિયાર્થ રહેલો છે, એમ તું જાણ. હે સખા, એ પરમક્રિયાર્થ વસ્તુ (પેલા આત્મતત્ત્વ રૂપી પરમાર્થ પેઠે) દૃઢ છે, સત્ય છે, સતત સનાતન છે એ પરમકાર્યાર્થને સમજ્યા વિના તારી પાપબુદ્ધિનો ઘાત નહીં સંભવે હે સખા, હું જે યોગ કહું છું, તે આ પરમક્રિયાર્થને નિરૂપે છે – તે એનું ભાન કરાવે છે.

હે કુરુનંદન, આ પરમક્રિયાર્થ અને પેલો આત્મ રૂપી પરમપદાર્થ એ બેઉ પણ (સાંખ્ય યોગ પેઠે) જુદા ગણતા છતા,— દ્વિદળના એક જ દાણા પેઠે,— એક જ ઢાલની બે બાજુ છે, તે એક જ પરમ સત્યનાં બે વાચકો છે. એક છે અસ્તિત્વની સત્તા કે સ્થિતિનું વાચક, બીજું છે દૃશ્ય સંસારની ચલ ગતિત્વ કે 'ભાતિ'ત્વનું ક્રિયા ગતિનું વાચક. હે સખા, આ બીજું વાચક પણ આત્મતત્ત્વ જેવા જ ગુણ ધર્મધારી પરમ તત્ત્વનું વાચક છે.

# ૨૩

# કૃતાન્ત અને સિદ્ધાન્ત

## ૧

### બે મહાકાળ-સાગર

અર્જુન કહે — હે પરમ જીવન સખા, હું જોઉં છું કે, તમે મને જ્ઞાન સમજના ઊંડાં પાણીમાં લઈ ચાલ્યા છો મને તેની ભીતિ નથી, કેમ કે જ્ઞાનસાગરના મહા તરવૈયા તમે હાજર છો એટલે "ફિકર નહીં મુઝે તરનનકી" તમે મને વાત કરી, એમાં હું કેટલે આવ્યો છું તે કહી જાઉં, પછી મને આગળ દોરો.

હે મહાન્તારક, તમે એક બાજુ અનંત ભૂતકાળ અને બીજી બાજુએ એવો અનંત ભવિષ્યકાળ, એમ બે મહા કાલ સાગરો કહ્યા પહેલાનો કાંઠો જન્મથી અને બીજાનો કાંઠો મરણથી દેખાય છે, એ પણ સર્વ જ્ઞાત હકીકત છે અને એક કાંઠેથી નીકળીને બીજા એ નિરવધિ મહા સાગરમાં મળી જતા એક વહેણ કે સામુદ્રધુનીની સહુ ઇલકોનું આપણું મર્યાદિત જીવન છે એ ઝરણાના એક રમ્ય સરોવર સમા એ વચલા ભાગમા આપણે તરીએ ફરીએ — વિહરીએ છીએ

હે માધવ, આ પૃથ્વી અને તેની ચામેર વ્યાપેલા વિશ્વનું આ ચિત્ર તમે મારી કલ્પનામા મૂક્યું તે મે જોયું એનું 'અગિન'ત્વ મારા ધ્યાન કે અનુમાનમાં બેસે છે પરતુ જેમ મને પેલા બે નિરવધિ મહાસાગરની કહી જેવો આ ઇહલોક અને તેનું જીવન ગમ્ય છે, તેમ પેલા બે સાગર નથી એ બે કાલસાગરમા શું થતું હશે કે ચાલતુંચાલતું હશે, યા કાંઈ હશે તો તે શું હશે, — એ કાંઈ જ દેખાતું નથી જોકે, એમ તો આ 'ભ્રાંતિ' કે ભવ સાગરમા પણ બધું નથી જ જણાતું

જેમ કે, કાંઈ કરીએ તેનું ફળ કયાં જણાય છે? ભૂત અને ભાવી કાળ જેવું સાવ અંધારું નથી લાગતું, એટલો ફરક ખરો. પણ એ નાનોસૂનો નથી. જેમ કે, હે કેશવ, અંધારાથી બાળક બીએ તેમ, આ ઇહલોક-જીવનમાં મારો પાપભય એથી જ હશે ને?

શ્રીકૃષ્ણ બોલ્યા — હે કૌંતેય, તેં ઠીક ટૂંકમાં તારી સમજ કહી આપી એમાં એક વસ્તુ તને યાદ કરાવુ ભૂત-ભાવીના બે કાલસાગરો સાવ અજાણ્યા ન કહેવાય; કેમ કે, એ અનંતતામા એવા જ અનંત જીવો પુનર્જન્મ દ્વારા પોતાની કર્મયાત્રા અનતકાળ ચલાવે છે, એમ તો ખરું ને? તું જે અસ્તિત્વે રૂપે સ્થિર પદાર્થો (નામરૂપ દ્વારા) જુએ છે, તેમનું પરિવર્ત-કાર્ય જ ભાતિત્વ છે ને? એટલે કે, પદાર્થો જોડે ક્રિયાર્થો પણ સમવાય-સબધે ચાલે છે, તેથી તેઓ પણ (દ્વિદળની પેલી ઉપમા પેઠે) એકસાથે જ ભાતિત્વ પામીને જણાય છે ને? મેં જ્યારે તને પરમ આત્મ પદાર્થ વર્ણવ્યો, ત્યારે પુનર્જન્મ તેની સાથે જ અને તે દ્વારા જ સ્થિર સ્થાણુ અસ્તિત્વ તરીકે રહેલો સમજાવ્યો હતો ને?

અર્જુન બોલ્યો — હે કેશવ, હા, એ મારી ચરતચૂક હતી. નર્યું અસ્તિત્વ જ અલગ પાડીને મેં વાત કરી, તે અધૂરી ગણાય અસ્તિત્વના કારણે જ, — અરે, એનું જ રૂપ ભાતિત્વ તરીકે જણાય છે, એ બેમા એટલી બધી અવિચ્છિન્નતા છે, એમ ખરુ એટલે તમે જે પેલી દ્વિદળ-એકતા જ્યાં ત્યા છણી દેખાડો છો, તેવું જ આ પણ એનુ એક વધુ દૃષ્ટાંત થયું!

## ૨
## બે પ્રકૃતિ

શ્રીકૃષ્ણ બોલ્યા — હે અર્જુન, હજી બીજો એક એવો જ રમૂજી દ્વિદળ-એકતાનો દાખલો જો તને કહુ તુ જે આ વિશાળ સર્વ પદાર્થોને સમાવીને પથરાયેલું સચરાચર મહત્ પ્રકૃતિ-બ્રહ્મ જુએ છે, તેમાં બે મોટા વિભાગ છે — ૧. ચર કે જીવ પ્રકૃતિ, અને ૨. અચર કે અજીવ પ્રકૃતિ. આ પણ એવું જ દ્વિદળ એક જોડુ કહેવાય ને?

અર્જુન કહે — હે મિત્ર, આ જોડકુ મારા ધ્યાનમા નહું આવે છે પણ એ બે તો મને નોખાં લાગે છે સમવાય રૂપે એમનુ દ્વિદળ એકત્વ મને સ્પષ્ટ નથી સમજાતું ચર તે ચર — જીવનુ ચેતન, અને અચર તો અચર — નિર્જીવ જડ જ ને? બે નોખાં જ નહિ?

શ્રીકૃષ્ણ બોલ્યા — અરે! એ બે વચ્ચે તો હર ઘડીનો નિત્ય સંબંધ રહેલો છે! આ જડ અચર સ્થૂલ જે જગ તું જુએ છે, એ જ સર્વ જીવોના ભોગાર્થે — તેમના ઇંદ્રિયાર્થ રૂપે છે ને? આપણો આ જગતનો સંસાર વ્યવહાર જ એ બેના સમવાય માર્ગના ફળરૂપે નીપજે છે ને? અર, એ જડ અચરને જ અન્ન રૂપે ખાઈને આપણો દેહ ઘડાય છે ને? અને જડ દેહ અને તે ધરીને જ દેહધારી બનતો ચેતન જીવ, એ બેનો દેહ દહી ભાવે સમવાય તો તું તરત, દાખલા રૂપે, પામી શકે છે ને? વિશાળ બ્રહ્મમાં જીવોની જે ગતિ તું જુએ છે, તે જન્મ મરણના નિયત ખેલ વડે નીપજતાં દેહ દેહાંતરથી જ બને છે ને? અને આપણે જીવો જે કર્મો કરીએ છીએ, તે ક્રિયામાં પણ હરક્ષણ કર્તા અને કર્મના સમવાય રૂપે જ જીવ અને અજીવ વચ્ચે એકસૂત્રતા છે ને? જે સતત *ક્રિયાશીલતા કે ગતિમય પરિવર્તનશીલતા જગતમાં* કે આ એક પ્રકૃતિ-બ્રહ્મમા તુ જુએ છે તેમાથી જડ અને ચેતનના સમવાય રૂપે દ્વિદળ એકતા હવે તને દેખાય છે?

અર્જુન કહે — હે સખા, એ તો અટલી બધી નિકટની ઉઘાડી છે કે, તેથી જ તો મારા લક્ષમા ન આવી હોય? દીવા તળે અંધારુ!

૩

### કૃત્સ્ન કે બ્રહ્મ-કર્મ

શ્રીકૃષ્ણ બોલ્યા — હે કૌંતેય, આ વિષયમા હજી આગળ એક વસ્તુ તું લક્ષમા લે જુદા જુદા જડ ભૂત પદાર્થો અને તે પરત્વે પોતપોતાનાં કર્મ રૂપે જીવોના વિવિધ ક્રિયાર્થો, એ બધાની પેઠે જ તેમની એક સાકાર સમગ્રના તરીકે કૃત્સ્ન પ્રકૃતિ-બ્રહ્મ રૂપી એક પદાર્થ પણ ગણાય ને? એને જ આ વિશાળ કાલ બ્રહ્મમા પ્રતીત થતું એક સમગ્ર 'બ્રહ્મ' કર્મ કહેવાય

ને? એટલે હે સખા, સ્થિતિ રૂપે તુ જે આ સચરાચર સૃષ્ટિ કે પ્રકૃતિ-બ્રહ્મ જુએ છે, તે પણ, મહાકાલની ગતિ રૂપે, એક કાર્ય કે ક્રિયાર્થ તો ખરો ને? એટલે કે, તે પોતે જ એ બ્રહ્મમાંથી નીપજતું કે પ્રતીત થતુ કર્મ થયુ ને? હે પાડવ, આ જ એક કૃત્સ્ન 'બ્રહ્મકર્મ' કહેવાય છે, તું તારાં કલ્પનાચક્ષુ વડે આ જો. હે સખા, એક જે પ્રકૃતિ-બ્રહ્મ સ્થિત છે, તેના સમોવડિયા સમુ, ગતિમત્ રૂપે દેખાતું, આ સમસ્ત જગત કે બ્રહ્મ કર્મ રૂપી ક્રિયાર્થ છે, તે પણ (પેલા પરમ આત્મ પદાર્થ પેઠે) એક પરમ ક્રિયાર્થ ખરો કે નહીં?

અર્જુન કહે—હે સખા, એ મારાં તર્કચક્ષુથી જોઈને કબૂલ કરું છું. પણ એ બધુ બતાવીને તમે મને શુ કહેવા માગો છો? નર્યા શબ્દોની જાળ જેવું તો એ નથી રચાતું? મારી પાપભયની દશાને એમાં શો સબંધ આવે છે?

શ્રીકૃષ્ણ બોલ્યા—હે સખા, અધીરો ન થા. મેં તને સ્થિતિના સારરૂપે 'સિદ્ધાંત' પેઠે ક્રિયા કે ગતિના સારરૂપે 'કૃતાન્ત'ની વાત કરી હતી, તે યાદ કર તત્ત્વદર્શીઓ જેમ પદાર્થો વિષે, તેમ જ આપણા કર્મના ક્રિયાર્થો વિષે પણ સદસદ્વિવેક કરે છે આ ક્રિયાર્થોનો કૃતાન્ત તે આ બ્રહ્મકર્મ છે. આપણાં કર્મોનો સદસદ્વિવેક એ મહત્ બ્રહ્મકર્મને આધારે પેદા થાય છે.

અને હે સખા, પાપ-પુણ્યનો ભાવ કર્મોના સદસદ્-ભાવની સાથે જડાયેલો છે ને? આપણાં કર્મોમા સત્કૃત શુ અને અસત્કૃત કે દુષ્કૃત શું, એનો ન્યાય કે કસોટી આ એકમાત્ર મૂળ સત્ એવા બ્રહ્મકર્મને આધીન રહેલો છે.

હે સખા, આપણે યોગબુદ્ધિની ચર્ચા કરીએ છીએ ને? તેમા આ ચર્ચા ચાલે છે ને? એ બુદ્ધિ વડે કર્મનો બંધ હણાય છે, એમ મેં તને કહેલુ. એ શી રીતે બને તે તું જો :- હે સખા, આ યોગબુદ્ધિ સત્ એવા આ વિશાળ બ્રહ્મરૂપી 'બ્રહ્મકર્મ'ને કૃતાન્ત તરીકે સમજે છે. જેમ સાંખ્યબુદ્ધિ પદાર્થોના સિદ્ધાંતરૂપે સત્ એવો પરમ-આત્મ-પદાર્થ

બનાવે છે, તેમ જીવોના ક્રિયાયોના કર્મ સિદ્ધાન્ત કે કૃતાન્ત રૂપે યો બુદ્ધિ 'બ્રહ્મકર્મ' એક મહત્ સત્કર્મ કલ્પીને ધ્યાનમાં લેવાનું રહે છે

હે સખા, આ બ્રહ્મ કર્મ જ પરમ ધર્મતત્ત્વાર્થ રૂપે પણ છે અને એની વિશેષતા કે મહત્તા એ છે કે, તેના અભિક્રમનો નાશ જ નથી સભવતો, અને તેમા પ્રત્યવાય કે વિઘ્ન ક્રમાદિની રુકાવટ પણ નથી સભવતી એ પરમ સત્કર્મ છે એની ગતિ સતત સનાતન અને અપ્રતિહત છે જીવોના કર્મો એવા નથી – તેમનો પ્રારભ કરો, તો એ અભિક્રમનો નાશ પણ થાય તે કરી જ ન શકાય એવુ બને, અથવા તો શરૂ કરી શકાય તો તેમા પ્રત્યવાય નડે અને રોકાય ને આગળ ન ચાલે, એટલે કે, ધાર્યું પરિણામ ન આવે, – આવે તે અણધાર્યું, અધૂરુ, અવનવુ, કે ઊલટુ પણ હોઈ શકે હે સખા, એની તુલનામા તુ જો કે, આ સત્ સતત સનાતન એવુ બ્રહ્મકર્મ એવુ છે કે, ન તેમાં અભિક્રમનાશ સભવે છે, કે ન તેમાં કોઈ પ્રત્યવાય શક્ય છે (૨ ૪૦) એ કર્મ છે જ, અને બીજા એની કસોટીએ છેજ્જ્યી થયા કરે છે એ કર્મ સત્ છે, બીજા વિવિધ કર્મો, તેની કસોટીએ સત અસત્ કે સદસદ્ એવાં ત્રિવિધ રૂપે જીવોને નસીબે રહેલા છે હે સખા પાપ પુણ્યનો તાત્ત્વિક વિચાર કરતાં આ તરફનો પ્રથમ વિચાર કરવો જરૂરી છે તથી કરીને મે તને થોડુક તત્ત્વવિષયક પીંજણ કરાવ્યું હતુ ઉપર તેનો ભાવાર્થ તારા પ્રશ્નના સંબધમા લાગુ પડે છે, તે કઈ રીતે, એ તને સમજાય છે ને? કાર્યાકાર્યનો પ્રશ્ન એટલે ધર્માધર્મ કે સત-અસત કાર્યનો જ પ્રશ્ન ને? એનો વિવેક સમજીએ તો જ પાપપુણ્યનો એટલે કે, કર્મબધનો છેદ ઉડાડતી એવી જે પેલી યાગબુદ્ધિ છે, તે લક્ષમાં આવી શકે, તેથી મે અભિક્રમ-નાશ અને પ્રત્યવાયનો ઉલ્લેખ કર્યો, કે જે જીવોનો પોતાના કર્મા વિષનો સતત અનુભવ છે, અને તેની તુલનામા તે બે દોષોથી રહિત એવુ પરમ સત્કર્મ આ જગત સસારરૂપી બ્રહ્મકર્મ છે, એમ તને બતાવ્યુ

## ૨૪

# કર્મ અને ધર્મ

અર્જુન કહે — હે માધવ, તમે જે શબ્દો કહ્યા તે સપ્રયોજન છે, એ મારા લક્ષમાં આવ્યું 'વેદાંત' પેઠે 'કૃતાન્ત' જેવું પણ સમજવાનું છે, અને તે આ દૃશ્ય સૃષ્ટિરૂપી બ્રહ્મકર્મ છે, એમ તમે કહ્યું હે સખા, આ વ્યક્ત એવા સમગ્ર પરિવર્તનશીલ દૃશ્યમા સ્થિર ભાવે આત્મ-પદાર્થ છે, એ વેદાંત છે, તેમ જ આ સતત ક્રિયાશીલ એવા જગતમા બ્રહ્મકર્મ ચિરતન ભાવે ચાલે છે, એ કૃતાન્ત છે. એમ તમે કહો છો ને? પરતુ એને મારા પાપ પ્રશ્ન જોડે શો સબધ છે?

શ્રીકૃષ્ણ બોલ્યા — હે અર્જુન તે મરણનો શોક આગળ કર્યો. તેને દૂર કરવા માટે મે તને કહ્યુ કે, પત્ય તો આત્મા છે — તે અજર અમર છે એ વખતેય તે મને પૂછેલુ કે, 'પણ મારા યુદ્ધ વિષેના પાપભાવનુ શુ?' એટલે મે તને એ ભાવના કારણરૂપ આપણા ક્રિયા કર્મ છે, તે વિષેની સમજબુદ્ધિની વાત કાઢી અને એમ બે રીતે મેં કરેલી વાતને શાસ્ત્રીય પરિભાષામા મૂકી તને કહ્યુ કે, પહેલી રીત સાંખ્યબુદ્ધિની હતી, આ બીજી રીત યોગબુદ્ધિની છે

અર્જુન કહે — હે સખા, એ તો તમે મારુ શરૂ કર્યું, મારો સવાલ એને જ સ્પર્શે છે પણ, એમા તમે આત્માના વેદાંત પેઠે મને ક્રિયા કર્મનો જે કૃતાન્ત કહ્યો કે, એક પરમ ક્રિયાર્થ કે પરમ કૃત્સ્ન કર્મ જેવુ એક બ્રહ્મકર્મ એ છે, તેમાં શું પ્રયોજન છે? આત્મા પેઠે એ જે કાંઈ હશે, તે ભલે હો, પણ આપણા સસારનાં અનેકવિધ સારાનરસા કર્મો, તેનું પાપપુણ્ય, એનુ સુખદુઃખ — એ બધાને આ કૃતાન્ત જોડે શી લેવાદેવા છે, કે જેથી તમે મને એ કહ્યુ?

કાઈ સારસાર વિવેકની વાત નથી—તે તો હયાતી કે સત્તા યા પરમ સ્થિતિ જ પૂરતી વાત છે ને?

શ્રીકૃષ્ણ બોલ્યા—અહો, તે તો ભારે ઝીણી વાતનો ફેર જોઈ કાઢયો! હે મિત્ર, તને ખબર છે કે, સત્ શબ્દના બે અર્થ છે—સત્ એટલે છે તે—હયાત, અને સત્ એટલે શુભ કે સારુ—સાધુ એમ બેઉ અર્થમાં સત્ શબ્દ વાપરીએ છીએ ને? એટલે સદસદ્વિવેકના પણ બે અર્થ થયા—૧ હયાત-નાહયાતનો વિવેક, ૨ શુભાશુભ કે સારા નરસાનો વિવેક પહેલો છે સત્યનો સ્થિતિ-વાચક વિવેક, અને બીજો છે સત્યનો ગતિ વાચક વિવેક

હે સખા, હવે એમ જો કે, પહેલો વિવેક પદાર્થોના જીવનમરણ રૂપી ક્ષરભાવમા અક્ષર અમર અચલ આત્મતત્ત્વને કહે છે, તેમ જ બીજો વિવેક ક્રિયાર્થોના કે કર્મોના સદ્ભાવ કે સાધુભાવ પરત્વે કહે છે કે, એક એવું બ્રહ્મકર્મ છે, કે જે છે—નિતાન્ત સત્કર્મ છે ને નરદમ સાધુકર્મ છે, એને વિષે નાશ કે પ્રત્યવાય નથી, તેમ જ એને વિષે સારાનરસા પણું પણ નથી સંભવતુ, કેમ કે, તેની બહાર કે તેના વિના બીજું કઈ જ કર્મ નથી, તો પછી એને વિષે શુભાશુભનો સવાલ જ ન સંભવે પરમ આત્મ તત્ત્વ એવા અક્ષરમાંથી બ્રહ્મરૂપે દેખાતું જે જગત રૂપી બ્રહ્મકર્મ છે, તે જ એક સનાતન છે ને સતત ચાલે છે અને જો કાંઈ શુભ-સાધુ હોય તોપણ તે એ જ એક કર્મ છે—કેમ કે, બીજુ તો કોઈ કર્મ જ હયાત નથી

એટલે, હે સખા, સદસદ્વિવેકની પેલી કસોટી—બન્ને અર્થમાં નું વિચાર—नासतो विद्यते भाव नाभावो विद्यते सतः। જે નથી તે નથી ને જે છે તે છે, તેમ જ જો એ જ બ્રહ્મકર્મ છે અને અન્ય કર્મ જ નથી, તો જે કર્મ છે તે જ શુભ કે સારુ છે, ને જે નથી તેનું સારાનરસાપણું જ ન સંભવ.

હે સખા, આમ હોવાથી જ ધર્માધર્મવિવેક અંગે કહેવું પડે કે, બ્રહ્મકર્મ જ એક પરમધર્મ છે, તેને વિષે નરદમ સારાપણું જ હોવું

છે: ત્યાં પાપભાવ નથી કે પુણ્યભાવ પણ નથી; પરંતુ તેના વડે પાપ કે પુણ્યભાવ સંભવે છે. એટલે કે, એ પરમધર્મને અનુસરતું આપણું કર્મ તે સત્કર્મ કે ધર્મ – તે પુણ્યકાર્ય; તેને નહિ અનુસરતું – અવળું જતું આપણું કર્મ તે અસત્કર્મ કે અધર્મ – તે પાપકાર્ય.

આથી હે અર્જુન, કાર્યાકાર્યવિવેકની કસોટી મળે છે: આ જે પરમધર્મ રૂપી બ્રહ્મકર્મ છે, તે ધર્મ છે, તેનું અલ્પ સેવન કરવાથી મહાન એવા પાપ કે કર્મબંધના ભયમાંથી બચી જવાય છે (૨,૪૦)

અને હે મિત્ર, આ બ્રહ્મકર્મને પામવાને માટેની જે બુદ્ધિ, તે યોગબુદ્ધિ છે, તે વડે તું તારો કર્મબંધ કે પાપભય હરી શકશે હે સખા, મેં વેદાંતની સાંખ્યબુદ્ધિની, જોડિયાં બાળક પેઠે સહવર્તી એવી યોગબુદ્ધિ જે જુદી કહી (૨, ૩૯), તેનું પ્રયોજન હવે તને સ્પષ્ટ થાય છે?

અર્જુન બોલ્યો – હે ગોવિંદ, પણ તેથી સ્પષ્ટ જ સ્પષ્ટ નથી થતું. છતાં, એટલું કહી શકું કે, તમે મારી શંકા કે પ્રશ્ન વિષે જ ચર્ચા કરો છો, એ મને સમજાયું પણ આ એક બ્રહ્મકર્મ રૂપે કૃતાન્તની વાત તો મનમાં વળી નવા કોયડાને જન્મ આપે છે!

શ્રીકૃષ્ણ બોલ્યા – હે સખા, સુખે તું એ મને પૂછતો રહે હું એનું સમાધાન કરીશ

# ૨૫
# વિવિધતા અને એકતા

**અ**ર્જુન બોલ્યો – હે માધવ, તમે મોટી વસ્તુ કહેવા માંડી છે. શરૂમાં તરત તે મારા ખ્યાલમાં નહીં આવી, તેથી મેં જે કહી નાખ્યું, તે માટે ક્ષમા કરજો. આ વિશાળ સૃષ્ટિ કે પ્રકૃતિ પોતે એક સમગ્ર ક્રિયાર્થ કે કૃત્સ્ન મહા-કર્મ કહેવાય, એ તમે મારા ધ્યાનમાં આણ્યું, એ મેં જોયું. આ બધાને 'બ્રહ્મ' કહો, તો તેના આ મહા કર્મને 'બ્રહ્મ-કર્મ' કહી શકાય; અને તે એક આ બ્રહ્મલોકરૂપે રહેલું છે, એમ થયું

તમે બીજું એ મને સમજાવ્યુ કે, જેમ બ્રહ્મ એક પરમ પદાર્થ છે ને બીજું બધું તેમાં રહેલું છે, તેમ જ આ બ્રહ્મકર્મ એક પરમ ક્રિયાર્થ છે, અને બીજું કાંઈ તેનું સમોવડિયું કે સહવર્તી છે નહિ, અને સંભવે પણ નહિ, એ તે પરથી સીધું ફલિત થાય.

હે સખા, અહીં હવે જે મને મૂંઝવે છે તે વસ્તુ કહું:—એક બ્રહ્મ છતાં, તેમાં વિચરતા નાનાવિધ ચરાચર પદાર્થો તો છે ને? તેવી જ રીતે, હે કૃષ્ણ, એક કૃત્સ્ન બ્રહ્મકર્મને પરમેક કર્મ કે એકમેવ વ્યાપક ક્રિયાર્થ રૂપે જોતાં છતાં, સંસારના જીવો અનેકવિધ કર્મો કરે છે, તે પણ ખરાં ને?

શ્રીકૃષ્ણ બોલ્યા – હાસ્તો. આ ભવ-સાગર રૂપી સંસારમાં એ તો ઉઘાડી હકીકત જ છે એવી અનેકવિધ અનંતતા જોઈને તો તત્ત્વ દર્શીઓ બધાને વ્યાપીને — પોતામાં સમાવીને ફેલાયેલા એવા, તથા બ્રહ્મ, બ્રહ્મકર્મ, બ્રહ્મલોક શબ્દો વડે ઉલ્લેખાતા એક પરમ ભાવ દર્શી તત્ત્વ તરફ ધ્યાન દોરે છે, જેથી કરીને એ અનેક અનંત પદાર્થો ક્રિયાર્થો-ઇંદ્રિયાર્થો વિષેની

આપણી દૃષ્ટિ-સમજ સાચી બને; એટલે જેને પરિણામે, આપણાં કર્મો દ્વારા પુરુષાર્થ કરવા વિષે ગમ પડે.

અર્જુન કહે—તેમાંથી મારી મૂંઝવણ એ છે કે, એક કૃત્સ્ન બ્રહ્મકર્મ અને અનંત જીવોનાં અપાર ને સતત થયા જ કરતાં નાના-વિધ કર્મો—આ બે વચ્ચે કાંઈ સંબંધ કે મેળ હશે કે નહીં? એમ ન હોય તો બ્રહ્મ, બ્રહ્મકર્મ ઇ૦ જાણ્યું તોય શું અને ન જાણ્યું માન્યું તોય શું?

શ્રીકૃષ્ણ એ સાંભળી જરાક હસીને બોલ્યા—હે કૌંતેય, એ બે વચ્ચે બરોબર પાકો સંબંધ—અતૂટ મેળ રહેલો છે, એ બધાને વ્યાપીને એક પરમ બ્રહ્મકર્મ અંગાંગીભાવથી રહે | છે, એમ તત્ત્વદર્શીઓ તેથી જ કહે છે ને? હે સખા, જીવોનાં અસંખ્ય નાનાવિધ કર્મોની પરંપરા, કાળની ક્ષણો વહે છે તેના પ્રવાહ જોડે, વહ્યા જ કરે છે, આમ એક બનતો તેમનો પ્રવાહ જ આ બ્રહ્મકર્મ રૂપે વહે છે. સાગર અને મોજ ની જેમ એક બ્રહ્મકર્મ અને અનેક જીવકર્મો વચ્ચે એકરૂપતાનો સંબંધ રહેલો છે. એટલે, હે કૌંતેય, જ્યારે તેં આ મહાન યુદ્ધકર્મ જોઈને તેમાં સમાયેલા તારા કર્મ અંગે પાપ ઇ૦ વિષયક પ્રશ્ન ઉઠાવ્યો, ત્યારે મેં, આ સમગ્ર વિરાટને વિષે તને કહ્યુ કે, કૃતાન્ત રૂપે બ્રહ્મકર્મ નામે પરમ કર્મ પદાર્થ છે, તે જો અને તેની વ્યાખ્યામાં તારા યદૃચ્છા-પ્રાપ્ત યુદ્ધ કર્મને સમજ

અર્જુન કહે—હે સખા, એથી મને મારા વિચાર દુરસ્ત કરવામાં મદદ જ મળી છે, ને વધુ સમજવા આ પૂછુ છુ હે કૃષ્ણ, તમે બ્રહ્મકર્મ અને નાનાવિધ જીવકર્મો વચ્ચે અતૂટ સબંધ કહો છો, પણ તેવું દેખાતું નથી! એમાં મેળ હોય એવુ કયા છે? તેને બદલે જ્યાં ત્યાં તેનો અભાવ—અશાંતિ ને કલેશ કલહ જ હું તો જોઉં છુ જેમ કે, આ મારી સામેનો યુદ્ધપ્રસંગ જ જુઓ! એના કલેશ, દુ ખ અને શોક, પાપભય વગેરે બલાઓ જ મને સતાવે છે ને?

શ્રીકૃષ્ણ બોલ્યા – તે ઠીક કહ્યું મૂળે એ જ તારો પ્રશ્ન છે તેનો જ (આ યુદ્ધનો) દાખલો લઉં હે સખા, આ યુદ્ધ રૂપી મહા એક વ્યવસાય છે, તેમા અનેક વસ્તુ અને વ્યક્તિ – ઘોડા, હાથી ઇ૦ પશુઓ સહિત ધનુષબાણ ઇ૦ જડ સામગ્રી, અને તે બધી લઈને આવેલા ચેતન યોદ્ધાઓ વગેરે સૌ – એકઠા થયાં છે, તેમ થયેલો એમનો જુમલો જ આ યુદ્ધ-વ્યવસાય નથી ને? એમનો ખડકલો કે ઢગલો તો યુદ્ધ નથી ને? યુદ્ધ કાર્ય જેને કહેવાય તેના ઘટકો કે જરૂરિયાતો, બહુ બહુ તો, તેમને તું કહ, પરંતુ તેમનો સરવાળો તો યુદ્ધકાર્ય નહિ જ ને?

અર્જુન કહે – હે કૃષ્ણ, એ તો ઉઘાડું છે ઉપરાંત એમાં એવું કાંઈક છે, કે જેને લઈને તે એક સમૂહ કાર્ય બને છે

શ્રીકૃષ્ણ બોલ્યા – એ કાંઈક તે શું? એ બધી સામાન અને તેને વાપરનારા યોદ્ધાઓ ભેગા મળીને ઐક્યવ્યવસાયાત્મક વ્યવસ્થિતિ પેદા કરે છે, તેથી જ તે કાર્ય બને છે ને? હે સખા, આ જે વ્યવસાયાત્મિક બુદ્ધિતત્ત્વ છે, તે બધામાં – યુદ્ધમાં ઊતરેલા જીવો તેમ જ તેમનો સરસામાન, સ્થળ કાળ ઇ૦ સર્વ સમસ્તમાં એકસૂત્રતા અર્પીને વ્યવસ્થિતિ આણે છે કે નહીં? અનેક વિવિધ વસ્તુઓ ને વ્યક્તિઓ – તેમનાં નાનાવિધ કર્મો દ્વારા ઐક્યવ્યવસાય બનીને, – આ યુદ્ધ વ્યવસાય નીપજ્યો છે ને? એનો અર્થ, તેમાં આપોઆપ તે સમવાય કે તેઓમાં બધાનો અમુક મેળ થયો કે નહીં?

હે સખા, એ જ હવે [ ] આ સમગ્ર લોકના, – કે ત્રણ લોક કહેવા હોય તો, – આ ત્રિલોકના બનેલા ને તે સમસ્ત એકસમૂહને આવરીને રહેલા આ એક વિશાળ વ્યાપક કૃત્સ્ન બ્રહ્મલોક તરફ જો જે એ છે – એની જ ચાલતી આ સતત નૂતન ચાલુ [ ] સનાતન બ્રહ્મકર્મ છે ને? એટલે કે આ બ્રહ્મલોક, આ યુદ્ધની જ પેરે એક કૃત્સ્ન વ્યવસ્થિત બનીને જેવા મહાનું બ્રહ્મકર્મ છે, એમ ખરું ને? એમાં જીવો અને પદાર્થમાત્ર – ચરાચર સર્વ પદાર્થો – ક્રિયાઓ – ઇંદ્રિયાર્થો કે ભૂતમાત્રનાં કુલ કર્મોનો સમવાય બનીને જ એક પરમ બ્રહ્મકર્મ

આ ઊભું છે ને? હે સખા, ભૂતમાત્ર જે પોતપોતાના વ્યવસાયો કરે છે, તે નિરનિરાળા નથી લાગતા? છતાં, તે બધા જ મહા-વ્યવસાયવત્ બનીને બ્રહ્મકર્મ રૂપે દેખાય છે ને? એ કયાં કેવળ ઢગલો કે માત્ર સરવાળો જ છે? હે અર્જુન, એનો અર્થ એ કે, એ બધામાં પોતપોતાના ગુણધર્મો વડે અમુક સ્વતંત્ર અલગ વ્યક્તિત્વ કે હેસિયત જોવા મળે છે. તેમ છતાં, તેમાં દરેકમાં, નદી-નાવ-સંજોગ પેઠે, સંબદ્ધ બની એકસૂત્રતાના મેળમાં આવવું – એમ થઈને તેમનું એકતંત્ર વ્યવસ્થિત માળખું બનવું – એક સમગ્ર સર્વગ્રાહી બ્રહ્મકર્મ જે છે તેમાં મળી જવું, – એવો વ્યવસ્થાજનક એકત્વ-ઉત્પાદક ગુણ પણ બધામાં જ અનુસ્યૂત છે એમ નહીં? હે સખા, આ ગુણ-તત્ત્વ ભૂતમાત્રમાં રહેલું છે. હે મિત્ર તેથી જ આ એક બ્રહ્મત્વ જેવો પરમ-પદાર્થ માનવો શકય બને છે: એમ જ જાણ કે, આ બ્રહ્મકર્મ એટલે જ એ ગુણતત્ત્વનું કર્મ – બ્રહ્મનું જ 'ગુણકર્મ' છે. હે અર્જુન, આ ગુણતત્ત્વ પેલા બ્રહ્મ-પદાર્થનો જ ગુણ – તેનું જ કાર્ય કે સતાન છે, એમ કહે તોય વાંધો નહીં. એથી જ બધાં ભૂતોનો કેવળ સરવાળો નહિ, પણ એક મહા ગુણાકાર થાય છે – પરમ ગુણકર્મ બને છે. અર્જુન, આ વાત તારા લક્ષમાં બેસે છે ને? એટલે, અપાર અલગતા અને વિવિધતા છતાં, તે બધું વણાઈને એકાકાર બની શકે છે; એમ તેમાં મેળ છે.

અર્જુન કહે – હે માધવ, આ બધું એક માળખા જેવું તંત્રબદ્ધ તો લાગે છે. પરંતુ, તેના કરતાં પહેલી ને તરત સામે દેખાતી વસ્તુ તો આ વિવિધતા,– અરે, તેમાં પરસ્પર વિરોધિતા ને વિસંવાદિતા, પણ! – એ તો ઉઘાડી છે; અને મારી મૂંઝવણ ત્યાંથી પેદા થાય છે. તમે યુદ્ધનો દાખલો કહ્યો, તે એક વ્યવસાય ખરો. પરંતુ કયાં સામેવાળા દુર્બુદ્ધિ દુર્યોધનાદિ અને કયાં અમે? કયાં ભીષ્માદિ ગુરુજનો અને કયાં બધા ઇતરજનો? તથા, હે ગોપાલ, આ એક યુદ્ધમાં પણ કેટકેટલા જુદા જુદા તફાઓ ને ટોળીઓ ને વર્ગ વિભાગો છે! હે સખા, મારી મૂંઝવણ વ્યક્ત રૂપે જે આ પ્રત્યક્ષ હકીકત જણાય છે, તેમાંથી છે. બાકી તમે એ બધાને પરોવીને એકસૂત્ર કરતું કાંઈક સૂક્ષ્મ બ્રહ્મ-સત્ત્વ

ગુણ કે તત્ત્વકહો, તો તેને મારા કલ્પનાચક્ષુથી ભલે માનું, પણ તેથી મૂંઝવણ દૂર નથી થતી

શ્રીકૃષ્ણ બોલ્યા – હે કૌંતેય, અનંત જીવોનાં પોતપોતાનાંય નિર નિરાળાં ગુણકર્મો છે જેમ કે, તું આ યુદ્ધમાં જે રીતે છે, તે તારા ગુણકર્મના આધારે, યુધિષ્ઠિર તેમના, અને હું મારા એમ જ દુર્યોધન, ભીષ્માદિ સૌ કોઈ પોતપોતાના ગુણકર્મ મુજબ જરૂર છે અને એ જોઈએ તો વિવિધતા જ નહીં, પ્રતિવાદિતા, વિરોધિતા, પ્રતિદ્વંદ્વ ઇ૦ ભરપૂર જોવા મળે પણ એ બધું છતાં, – અરે, પોતપોતાના અલગ અલગ ગુણકર્મોને જ કારણે જે ઘમસાણ જેવું જામે છે, એને જ પ્રતાપે, – તે બધું વણાઈને એક વધુ મોટુ એકત્રિત એક મહા ગુણકર્મ પણ નીપજે છે કે નહીં? પ્રતિસ્પર્ધી કે વિસંવાદી લાગતા અનેક અનંતરૂપ ગુણકર્મો પાછાં એક મહા ગુણકર્મના ઘટક જેવા બનીને, – જેમ રેસાઓ રેંટિયાના વળે સૂતર બને ને તે પાછા વણાઈને વસ્ત્ર બને, એવી એક મહા ગુણ પ્રક્રિયાના કારણે, – એક નવું વ્યક્ત રૂપ પામે છે ને? હે અર્જુન, આ યુદ્ધના જુદાં જુદાં પાત્રો ભણી જોઈને તું તેમને, એમના અલગ અલગ ગુણકર્મને કારણે, અલગ અલગ જોઈને મૂંઝાય છે, પરંતુ, તેઓ પણ, એથી ચડિયાતા કે વ્યાપક કાર્ય કારણભાવને આધારે ફૂલગૂંથણી થઈને, તે બધા મળીને એક નવા જ સ્વતંત્ર ગુણકર્મ રૂપ વિશાળ યુદ્ધવ્યવસાય આ બન્યો, તે તું કેમ નથી જોતો?

અર્જુન કહે – હે શ્રીકૃષ્ણ, એ તો હું કબૂલ કરું છું કે, આ યુદ્ધ એક મોટુ વ્યવસાયકર્મ છે, તેમ જ આ બ્રહ્મલોક પણ એક બ્રહ્મકર્મ મારે કલ્પવું જોઈએ તેમ જ, એક નવો વિચાર તમે રજૂ કર્યો તે પણ મારા ખ્યાલમાં હવે આવે છે કે, ભૂતમાત્ર કે પદાર્થોના ખડકલો કે તેમનો સરવાળો જ આ વિરાટ વિશ્વ કે બ્રહ્મલોક નથી, દરેકની પોતાની હેસિયતની જુદાઈ ઉપરાંત, એક એવો ગુણ તેઓમાં – દરેકમાં તેની સાથે જ રહેલો છે, કે જેને લઈને તેઓ એક પરમ ગુણ

કાર જેવું મહા ગુણકર્મ બને છે. હે મખા, આ બધા દૃશ્યમાં વસ્ત્ર પેઠે વણાટ-ગુણની ઓતપ્રોતતા રહેલી છે, એવી કાંઈક વસ્તુ તમે જે કહી, તે ભવ્ય કાવ્યદૃષ્ટિ છે. તેથી મારે કબૂલ કરવું જોઈએ કે, જુદા જુદા ઇંદ્રિયાર્થો કે પદાર્થ-માત્રમાં જુદાઈની સાથે જ, દોરડી કે ધાગાના રેસાઓ પેઠે, પરસ્પર ગુણાઈ વણાઈને એક નવીન ગુણકર્મ બનવાનો ઓતપ્રોત-ધર્મ પણ સંતાયેલો રહે છે એટલે, આને કારણે, એ બધી અપાર વિવિધતા અને અને અનંત અનેક-રૂપતામાં પરસ્પર-મેળ ખાવાનું સંગ-તત્ત્વ કે એકગુણ બનવાનો ધર્મ પણ છે, એમ મારે કબૂલવું જોઈએ. પરંતુ, એથી મારા પાપભયનિવારણની ખીચડી રંધાતી નથી!

સંજય કહે—હે ધૃતરાષ્ટ્ર, આમ કહીને અર્જુન ગભીર મુદ્રાથી ચિંતનમાં પડી ગયો નિરનિરાળા કર્મો કે ક્રિયાર્થો, તેઓમાં રહેલા કોઈ ગૂ॰ ગુણધર્મથી વણાઈને એક બની, એમને સૌને વ્યાપીને પોતામાં સમાવી લઈને રહેલું વડુ ગુણકર્મ બને છે—એ જે એક પ્રક્રિયા જગતમા જણાય છે, તે વિચારથી અર્જુન ચિંતનમાં પડી ગયો હતો આ લોકમાં ગતિ રૂપે દેખાતું બધું જીવનચક્ર કે આખું બ્રહ્મકર્મ કોઈક અજબ યંત્ર-કાર્ય જેવી એકરૂપતા, એકતંત્રતા, એક વ્યવસ્થિતિ પામે છે, એ વસ્તુ અર્જુનને માટે વિચાર-પ્રેરક બની હતી પરંતુ તેના પાપભય સાથે આને શી લેવા દેવા, એ તેને સમજાયુ નહીં

## ૨૬

# બ્રહ્મકર્મ : બ્રહ્મજીવન

અર્જુન કહે — હે માધવ, મને બુદ્ધિયોગ સમજાવવા તમે ઠીક પરિશ્રમ લીધો તેને માટે હુ તમારો કૃતજ્ઞ છુ તેમા તમે 'સાખ્યબુદ્ધિ' વર્ણવી, તેથી મને ખાસ નહીં લાગે, પરતુ 'યોગબુદ્ધિ' તમે કહી, તેમા મને રસ પડયો છે હે સખા, તમે સાંખ્ય બુદ્ધિથી મને વેદાંતરૂપ આત્મપદાર્થ વર્ણવીને કહ્યો, પણ યોગબુદ્ધિથી મને આ દૃશ્ય પ્રકૃતિ કે સૃષ્ટિના જીવોનાં કર્મો લક્ષમા આણીને કૃતાન્ત કહ્યુ, તે મને વધાર પ્રત્યક્ષ કે ગોચર હોઈને મજાનુ લાગ્યુ મારી પીડા પણ એ જ મે રની ખરી ને?

હે સખા, હુ ગૂચવાયેલો જીવ તો છુ જ, તેમા તમારી વાણીથી કાઈક શમ-શાંતિ જેવી સરળતા મળે છે, છતા મદ ગતિએ ચાલી શકુ તે તમે ક્ષમા કરજો આંગળી પકડીને બાળકને માતા ચલાવે, તેમ તમે કરો

શ્રીકૃષ્ણે મિત્રના હેતથી તેને કહ્યુ, ' હે કૌંતેય, તુ નિશ્ચિન્ત મને તારે જે કહેવુ હોય તે કહે તુ મારો અપ્રતિમ મિત્ર છે "

અર્જુન કહે — હે મારા આજીવન સખા, તમારા આજન્મ ઋણી છુ તમે આ દૃશ્ય સંસાર કે સૃષ્ટિની વિવિધતા અને તેમા સતત ચાલતી પ્રક્રિયા ઈ૦ લક્ષમાં આણીને, તે બધામા આધારભૂમિ જેવુ અકતત્ત્વ જેવુ સમજવુ જોઈએ એમ કહ્યુ, અને તે બ્રહ્મ છે એવું સમજાવ્યું એ મને ગળે ઊતર્યું આ સમસ્ત સંસાર ક નમગ્ર સૃષ્ટિ તેથી જ એક મહાલોક કે સર્વલોક છે, એટલે કે, તે આ બ્રહ્મલોક છે, કે જ્યાં વિવિધતાનો પૂરપૂરો વ્યાપ એકરસ બની જતો હોય એમ, અકત્વ પામતો કહી શકાય હે સખા, સંસારની ગતિની અપેક્ષાએ તમે સાંખ્ય

બુદ્ધિનું સ્થિર-સ્થાણુ પરમ આત્મતત્ત્વ કહ્યુ, તે યાદ કરી હુ મારા મનમા, આ તમે જે બ્રહ્મ કહ્યુ, તેની જોડે એને સરખાવતો હતો

હે માધવ, આત્માને આ જગતથી સાવ કોરો, નિરાળો કે નોખો અલિપ્ત તમે વર્ણવી બતાવ્યો, તેના કરતા આ બ્રહ્મલોકનુ બ્રહ્મત્વ મને વધુ રોચક લાગ્યુ અને ગતિ રૂપે તેમા જે જીવનતત્ત્વ દેખાય છે, તેને જ આ લોકનુ એક મહાકર્મ રૂપી બ્રહ્મકર્મ કહીને સમજુ, તો તેમા મને વાંધો નથી લાગતો

હે સખા, આમ, આ સૃષ્ટિના ભવસાગરની ગતિને અનુલક્ષીને તેના સર્વગ્રાહી બ્રહ્મત્વ દ્વારા મને તમે વાત સમજાવી, તેથી મને ઠીક સમાધાન મળ્યુ

પરંતુ, હે પરમ મિત્ર, મારા મનમા ગૂચ એ જાગી કે, આ બ્રહ્મરૂપી એકત્વ અને તેમા અનેકાનેક પદાર્થોની વિચરતી રહેલી વિવિધતા,– એમની વચ્ચે મેળ કઈ રીતે છે? કેવો છે? હે સખા, એક મોટો આકાશ પટારો હોય ને તેમા બધુ જ વિશ્વ માઈ જાય, એવું આ હશે? કેમ કે, તદ્દન સરળ બુદ્ધિથી એવી કલ્પના ઊઠે તેથી મે તમને એ સવાલ પૂછ્યો બે વચ્ચેનો મેળ – તેનુ સ્વરૂપ જો ખ્યાલમા આવે, તો સારુ એના જવાબમા તમે એક નવી જ વાત કાઢી, અથવા કહો કે,– તમને તો નવી ક્યાથી જ હોય! – મને નવી લાગી, તેનો સદર્ભ-અનુબધ મારા ધ્યાનમા ન આવ્યો

તમે એમ કહ્યુ કે, આ બ્રહ્મમા – આ બ્રહ્મલોકના પદાર્થમાત્રમાં એકમેકમા મળીને ચાલવાનો એક મૂળ ગુણધર્મ કે સમાન લક્ષણ જેવું અનુસ્યૂત રહે્યુ છે એનો અર્થ તો એ કે, આ જે બ્રહ્મપદાર્થ છે, તેમાં જ એવો ગુણ છે કે, પદાર્થો બધા જુદા જુદા જોતાં દેખાતા છતા, તેઓ એવા એકબીજાના સગમાં મળી મળીને ચાલવા બધાયા છે કે, જાણે તેમનું એક જ વિશાળ બ્રહ્મ ક્રિયા કર્મ ચાલતુ હોય! હે મહાજ્ઞાની મિત્ર, બ્રહ્મમાં આવો ગુણ રહેલો છે એમ તમે મને કહો છો?

શ્રીકૃષ્ણ બોલ્યા – હે અર્જુન, તેં ઠીક કહ્યું. બ્રહ્મમાં આવો ગુણ તેની પ્રકૃતિ રૂપે જ રહે છે. પદાર્થમાત્રમાં એ બ્રહ્મ-ગુણ છે તેને જ કારણે પરસ્પર સંગમાં આવવાનો ગુણ-સંબંધ ધર્મ પેદા થાય છે, જેને લઈને આ લોક છે.

અરે, એટલે લાંબે શા માટે જવું! આ મેળ સમજવાને બીજી ઉપમા તને કહું: હે સખા, આ હાથ કે જીભ હું હલાવું છું, તે શરીર-કર્મને જ તું છણીને વિચાર શરીરના કેટકેટલા કોશાણુઓની ભાત ભાતની જીવન ક્રિયાઓ સમન્વિત બનીને એક સંકલ્પ કાર્ય રૂપે પ્રગટતી એ હલનક્રિયા સંભવે છે! છતાં, હે પાર્થ, એ દરેક કોશાણુ પણ સજીવ અણુ ખરો ને? તેમના ગુણધર્મો એકરૂપ નથી, પરંતુ મળીને એક બનવાની ક્ષમતાનો ગુણ તે બધા ધરાવે છે ને? હે સખા, આ ગુણ- કે લક્ષણ- ધર્મ પેલા બ્રહ્મગુણ કાર્યનો અંશ છે, એમ જો.

અને એ ઉપરથી, હવે તું આ વિશ્વને જો; તે પણ એવા જ ન્યાયે, સમસ્ત એકસમવાય રૂપ છે જાણ. યથા પિંડે તથા બ્રહ્માંડે તેથી જ કહેવાયું છે

અર્જુન કહે– હે સખા, આ વાત તમે કહો છો તે મને સમજાય છે; એટલે કે, મારી કલ્પનામાં બેસે છે

શ્રીકૃષ્ણ બોલ્યા – આમ જે અનંત વિવિધતાનું સંકલન, – તેમાં રહેલા ગુણકાર્યને લઈને, – આ અખિલ બ્રહ્માંડ રૂપી બ્રહ્મ કર્મનો એક સર્વગ્રાહી વ્યવસાય આ બ્રહ્મલોક થયો ખરો ને? અથવા એમ કહો કે, આ બ્રહ્મલોક રૂપી જે એક પરમ બ્રહ્મ જીવનનો વ્યવસાય આ છે, તેમાં એક સર્વ-સંયોજક – સર્વગ્રાહી — સર્વમાં વ્યાપીને પોતાની એક-ક્ષમતાના ગુણબળ વડે કામ કરતું – વ્યવસાયાત્મિક બુદ્ધિતત્ત્વ કે એક પરમ સંકલ્પ રૂપ વસ્તુ રહેલું છે, એવા નિદાન પર આવવું પડે ને? કારણ કે, હે અર્જુન, આ બ્રહ્મકર્મ કે આ બ્રહ્મજીવન કાંઈ નર્યું ખડકાઈ ગયેલું અધ્ધરનાલ અંધેર અરાજક તો નથી જ. કેમ કે, તે જ છે અને તેનું જ ચલણ છે, એ તો સ્વતઃ સિદ્ધ જોઈએ છીએ એટલે, તે બ્રહ્મ-

કર્મમાં—તેના આવા સનાતન જીવનધર્મમાં નાશ કે કશો પ્રત્યવાય સંભવતો નથી, એમ મેં તને કહ્યું. કેમ કે, એ વિના કાંઈ છે જ નહીં; પછી કયું કર્મ કયા કર્મનો નાશ કે કાંઈ કરે? હે સખા, એવા અપ્રતિહત બ્રહ્મ કર્મ-ધર્મમાં એક-વ્યવસાયાત્મિકા બુદ્ધિ રહેલી છે; અને તે એક છે, સત્યસંકલ્પ છે; તેનો નિર્ણય જે હોય, તે કદી ન ફળે કે ન સધે, એવું બને જ નહિ; તે સ્વયંસિદ્ધ સ્વત સિદ્ધ કે પ્રકૃતિસિદ્ધ જ છે હે સખા, અનંત જીવોની અનેક બુદ્ધિઓ અને અનેકવિધ એમનાં તદનુસારી કર્મો, તેઓમાં જ અંતર્ગત સમાયેલી એક વિરલ યોગશક્તિ કે સયોજન ગુણને લઈને એક પરમવ્યવસાય બને છે. હે સખા, એ યોગમાં જે બુદ્ધિ છે તે યોગબુદ્ધિ છે—તેથી વિવિધતા ને એકતાનો યોગ કે મેળ બને છે. એ મહા ચમત્કારી યોગ જ આ બ્રહ્મજીવન છે.

હે અર્જુન, કૃતાન્ત વિચારના પરમ રહસ્યરૂપ આવી યોગબુદ્ધિ છે, તે હું તને સમજાવવા ચાહું છુ. હે સખા, જાત જાતના વેદ કે જ્ઞાન વિજ્ઞાન સંભારમાંથી તત્ત્વદર્શીઓ જેમ તેમના વેદાંત તરીકે આત્મ તત્ત્વ કે પરમ અક્ષર-અમર રૂપ એકત્વ જુએ છે, તેમ જ જાત જાતના અનંત જીવોનાં કૃતાકૃતના સભારમાથી તત્ત્વદર્શીઓ તેમના ચરમ સત્ત્વ કે તત્ત્વ રૂપે એક એવી આ યોગબુદ્ધિ રહેલી બતાવે છે.

તેં કર્મ અને પાપ વિષે વાત કાઢી, તેથી મારે તને આ વિશ્વના એક બુદ્ધિયોગના સાંખ્ય અંશ ઉપરાત તેના આ યોગ અશ વર્ણવવાનો થયો છે. કેમ કે, કર્મ, પાપ, બંધ, ઈ૦ જે તારી મૂંઝવણ છે, તેનુ સાચું સ્વરૂપ આ વિચાર કરતા પામી શકાય છે; અને તો જ જેમ અગ્નિકણ આખા ઓઘલા ને ઓઘલા ને બધુ જ બાળીને ભસ્મીભૂત કરે છે, તેમ જ આ બુદ્ધિયોગનું દર્શન કર્મ, પાપ, બધ ઈ૦નાં જાળાને વાળીઝૂડીને કે બાળીજાળીને સાફ કરી, એક કૃતાન્તરૂપ એવા સાક્ષાત્ આ બ્રહ્મજીવનને બતાવે છે.

હે સખા, યોગબુદ્ધિની વસ્તુ આવો મહામંત્ર છે, તેમ તું જાણ.

૨૭

# બ્રહ્મકર્મ અને બ્રહ્મકર્મસમાધિ

૧

અર્જુન કહે – હે માધવ, તમારી પ્રાસાદિક વાણીથી મારા મનની ગૂંચ ઓછી થાય છે. મારા પાપભય, દુઃખ, શોકાદિનું કારણ મારી સમજબુદ્ધિની ક્યાંક ખામીમાંથી નીપજે છે, એમ કેમ તમે કહો છો, એ મારા ધ્યાનમાં આવે છે. આ મારી સમજબુદ્ધિને દુરસ્ત કરવા માટે તમે મને દિવ્ય ચમત્કારી લાગતી અમુક બુદ્ધિરૂપી 'બુદ્ધિયોગ' કહો છો, તેમાં મને રસ પડે છે.

અને હે સખા, એ મુજબ તમે આ બ્રહ્મલોકનું એક સનાતન બ્રહ્મજીવન છે, જેના નાનાવિધ અંશો કે ઘટકો પેઠે સર્વ જીવોના કર્મો ચાલે છે, અને એ સમસ્ત કર્મ-સંભાર એકગુણ બનીને બ્રહ્મજીવનનું કૃત્સ્ન બ્રહ્મકર્મ આ સૃષ્ટિ કે બ્રહ્માંડ છે, એમ તમે કહો છો, તે દર્શન મને વિચાર કરવામાં મદદ કરે એવી તર્કભાષામાં છે. તેથી હું રસપૂર્વક અત્યારે તમારી વાત સાંભળું છું.

એના ન્યાયે સ્વયં ચાલતું રહે, એથી બીજી કલ્પના જ એને વિષે ન સંભવે; એ એની પ્રકૃતિ કે નિયત ગુણધર્મ જ ગણાય.

હે સખા, બ્રહ્મજીવનના આ ક્રમ કે ન્યાય બાબતમાં આગળ તમે કહ્યું કે, એ વ્યવસાયની નિયામક એવી એક બુદ્ધિ છે; એ બ્રહ્મબુદ્ધિ અનુસાર આ બ્રહ્મલોક કે બ્રહ્મજીવન ચાલે છે. (૨, ૪૧)

હે વાસુદેવ, આ એક પરમ બુદ્ધિ તમે કહો છો, તે બ્રહ્મને વિષે ભલે હો; પણ એના જીવનના ઘટકો રૂપ અનંત અને વિવિધ જીવાત્માઓ છે, તેમની નાનાવિધ બુદ્ધિઓ ને તદનુસાર કરાતાં રહેતાં એમનાં ભલભલાં ધર્મકર્મો — એ બધાં વિષે શું?

હે સખા, મારો દાખલો કહું. મારી બુદ્ધિ એવી છે કે, તે તો પ્રત્યવાયથી અત્યારે પછડાઈ કે ખોટકાઈ પડી છે, બ્રહ્મબુદ્ધિનું તો એમ ન બને ને? તો મારા અંગે એવું બને એનો અર્થ સમજવો?

૨

શ્રીકૃષ્ણ બોલ્યા — હે પરંતપ, તેં ઠીક કહ્યું બ્રહ્મજીવનના નાના વિધ અંશો સમા અસંખ્ય સત્ત્વો કે જીવો છે, તેઓની કર્મ કે ક્રિયા-ગતિનું નિયમન કઈ બુદ્ધિ કરતી હશે? બ્રહ્મ બુદ્ધિ જ એક છે, તો પછી આ બધી જીવ-સૃષ્ટિમા પ્રવર્તતી જુદી જુદી બુદ્ધિઓ વિષે શું સમજવું? — હે સખા, હે કુશાગ્રબુદ્ધિ મિત્ર, તારી શંકા આ પ્રકારની જ છે ને? હે સખા, એમા જ તારા મૂળ પ્રશ્નનો તોડ સંતાયેલો છે અને તે હવે તને ફરી વિસ્તાર કરીને કહું. તે કાંઈક માંડીને કહેવું પડે એવું લાગે છે

હે અર્જુન, આ બ્રહ્મને વિષે રહેલી બ્રહ્મબુદ્ધિ, એ આ સમગ્ર બ્રહ્મજીવનમા સૂક્ષ્મ સંચાલક કે નિયામકરૂપે રહેલી ચિત્-શક્તિ કે ચેતનાનું લક્ષણ છે, એમ તો ખરું ને? અને આ વિશ્વનાં સર્વ ભૂતોમા કે વિવિધ દેહોમાં કામ કરતી ચેતનાશક્તિ, તેને આ મહા બ્રહ્મચેતનાના જ વિવિધ ચિદંશો માનવા રહ્યા એ ચિદંશોના જોરે જ સર્વ જીવોની બુદ્ધિ કામ કરે છે, એટલે કે, તદનુસાર ક્રિયાકર્મો તેને સૂઝે છે. અથવા

તો તે વડે સૌ પોતપોતાનો ધર્માધર્મ- કે કાર્યાકાર્ય- વિચારવિવેક કરે છે. આથી કરીને, હે પરંતપ, એક મહા બ્રહ્મબુદ્ધિ કે એક મહા બ્રહ્મજીવન-ધર્મ, જે અપ્રતિહત અવિનાશી છે, તેમાં અનેક નાનાવિધ બુદ્ધિ-ધર્મો જોવા મળે છે, એ તારું નિરીક્ષણ સાચું છે (૨, ૪૧). એથી તો આ અનેકવિધ અનેક જાતિના જીવો તેમના પોતપોતાના ગુણધર્મો મુજબ વર્તે છે. પોતપોતાના ચિદંશમાં જેવું પ્રત્યય-જ્ઞાન સંભવે કે પ્રેરણાબુદ્ધિ થાય છે, તે પ્રમાણે તેઓ ચાલે છે. અને એ બધાના વ્યવહારો કે એવા અનેકોના વ્યવસાયો એકમેકમાં વણાઈ ગુંથાઈને એક મહા બ્રહ્મકર્મ રૂપી આ વ્યવસાય તું જુએ છે. (૨, ૪૧)

૩

અર્જુન કહે—હે માધવ, આટલે સુધી તો મારી સમજબુદ્ધિ સરળ ચાલે છે. જે અસરળતા શરૂ થાય છે, તે અહીંથી આગળ જતાં; અને તે એ કારણે કે, જો બધાં ભૂતોની બુદ્ધિઓ પેલી એક મહા બ્રહ્મ-બુદ્ધિની અંદર છે, તો તેઓમાં પછી પ્રત્યવાય અને અકુળતા કે નાશ ઇ૦, પેલી બ્રહ્મબુદ્ધિથી વિધર્મી કે પ્રતિધર્મી કારણો જે દેખાય છે, તેનું શું? હે ગોપાળ, હે નંદનંદન, આ જે પીડા મને દેખાય છે, તે જ મને સતાવે છે. તો પછી બ્રહ્મબુદ્ધિ અને તે વડે ચાલતો એક બ્રહ્મધર્મ ઇ૦ કલ્પવામાં કે માનવામાં અર્થ શો? તેમાં પ્રત્યવાય, પાપ નાશ ઇ૦ હોય કે ન હોય તેથી મને શું? એટલે, આત્મા પેઠે, એ વસ્તુ પણ, અનેકતાના ભેદોના મારા પ્રત્યક્ષ અનુભવની આગળ, માનું તોય શું ને ન માનું તોય શું? આ વિશ્વમાં જીવોનું જે લોકજીવન ગુજરે છે, તેમાં બ્રહ્મજીવનધર્મનો અબાધ-અવિનાશ-અપ્રત્યવાય-નો ગુણ તો દેખાતો નથી!

શ્રીકૃષ્ણ બોલ્યા—હે કૌંતેય, તારી અધીરાઈની હું કદર કરું છું: નું ધીરજ રાખ. હું તને એ જ કારણો સમજાવવા માગું છું. તે અર્થે ટૂંકમાં સૂત્રવત્ મેં તને કહ્યું કે, "હું તને આ અંગે જે બુદ્ધિયોગ

કહ્યુ છુ, તેનો પૂર્વ ભાગ સાખ્યબુદ્ધિ છે અને તેનો ઉત્તર ભાગ યોગબુદ્ધિ છે, જેને તારે ધ્યાનમાં લેવી પડશે અને એ યોગબુદ્ધિ જ મેં તને અત્યારે કહેવા માંડી છે ને? (૨, ૩૯)

૪

હે સખા, બધા જીવો સરખા નથી; દરેકને પોતપોતાની બુદ્ધિ મુજબ પ્રત્યય કે જ્ઞાન થાય છે, અને તે અનુસાર તેઓ પોતાનાં કર્મો કરે છે; એ તો તું સ્વીકારે છે.

હવે તું જો કે, તેઓ બધા, તેમને આકાશવત્ આવરીને રહેલા બ્રહ્મ કે તેની એકાત્મિકા બ્રહ્મ બુદ્ધિમા સમાયા છતા, તેઓમાં ભેદ છે.

દા૦ ત૦, સૃષ્ટિના જીવોમા જે તિર્યગ્ યોનિ છે – એટલે કે, પશુ, પંખી, કીટ, વનસ્પતિ ઇ૦ છે, – તેઓ માનવયોનિથી જુદાં પડે છે, એ ખરું ને ? કેમ કે, તેઓની પ્રેરણાબુદ્ધિ સહજ પ્રકૃતિસિદ્ધ હોય છે : તેથી કરીને, તેઓ પ્રકૃતિલીન છે. તેથી, તેમનો પ્રત્યય પ્રકૃતિને અનુકૂલ સહેજે રહે છે તે માટે તેઓ બધા 'ભાત્ર પ્રત્યય' કહેવાય છે

એમની તુલનામા, હે સખા, આપણો મનુષ્ય-લોક એવો નથી; તે 'ભાવ પ્રત્યય' છે : જેવો જેવો પોતાનો ભાવ કે ભાવનાબુદ્ધિ, તેવો તેવો માનવને પ્રત્યય કે પ્રજ્ઞાન હોય છે

હે સખા, સાખ્યબુદ્ધિ સમજાવના તત્ત્વદર્શીઓ માત્ર આત્મા જ કહીને અટક્યા નથી તેઓ એમ પણ બતાવે છે કે, દરેક જણ પોતપોતાના અહભાવ કે અસ્મિતા-ભાવ મુજબ પ્રત્યયજ્ઞાન પામે છે. તેથી આ પ્રત્યયો વિચિત્રવિચિત્ર અને પરસ્પર વિરોધી બનતા હોઈને, આ સંસારનું – આ ભવ-સાગરનુ વિચિત્ર ગૂચવાયેલુ લાગતું જાળુ આપણને જણાય છે, અને એ જ જોઈને તુ સંતાપ કરીને મૂંઝાય છે ને ?

૫

અર્જુન કહે – હે સખા, આ યુદ્ધ જોઈને જાગેલી મારી મૂંઝવણ તમે બરોબર પકડી. એનો ઉપાય જો હોય તો તે હુ પૂછું છું.

શ્રીકૃષ્ણ બોલ્યા — એ ઉપાય જ યોગબુદ્ધિ છે, એમ હુ તને કહેવા સમજાવવા માગુ છુ તે બુદ્ધિ એમ કહે છે કે, જે મહા બ્રહ્મ વ્યવસાય છે, તેની જે એકાત્મિકા બુદ્ધિ છે, જે એકાગ્ર કે સમગ્ર ભવ ધર્મ ધરીને પોતે સહેજે અવિરત ચાલે છે, એ બુદ્ધિની સાથે — એ સમગ્ર ભવ ધર્મની સાથે, જો આપણી પોતપોતાની બુદ્ધિ એના યોગમાં સવાદી બનીને એકસૂરમા કે એકવાકયતામાં આવે, તો આ ગૂચવાડો ટળી જાય તો એ બ્રહ્મબુદ્ધિમાં અને માનવની કર્મ ધર્મ બુદ્ધિમાં સુમેળની એકતાનો અંગાંગિ ભાવ રહેલો છે તે સમજાય અહતા કે અસ્મિતાની આડથી ભાસતો ભેદ ટળી જાય

હે સખા, આમ બ્રહ્મકર્મ કે બુદ્ધિ જોડે આવા યોગમાં આવવુ, એને શાસ્ત્રકારો 'સમાધિ' કહે છે બ્રહ્મકર્મ જોડે આવી સમાધિ કે એકલીનતા થાય, તો ગૂંચવાડો દેખાતો મટી જાય ત્યારે જે દેખાય એ ધર્મનું સ્વરૂપ ગ્રહણ પણ આ ભવ-સૃષ્ટિમાં લાગતા ગૂંચવાડાના મહાન ભયમાથી બચાવી લે છે, (૨, ૪૦) એમ મે તને તેથી કહ્યુ

અર્જુન કહે — હે સખા, આથી મારા લક્ષમાં એમ આવ્યુ કે, યોગબુદ્ધિ તમે કહો છો તે ગૂંચવાડામાંથી ઉપાય છે બ્રહ્મબુદ્ધિ પેઠે આ યોગબુદ્ધિ પણ મોટી વિલક્ષણ વસ્તુ કહેવાય પરતુ, સાક્ષાત્ જોવા મળતી આ બહુશાખ અને અનંત એવી માનવબુદ્ધિઓ વિષે શુ સમજવુ? (૨, ૪૧) કેમ કે, પચાત કે પીડા તો એ છે ને?

## ૨૮
# એક ભવ–અનેક ભાવો

**અ**ર્જુન કહે – હે શ્રીકૃષ્ણ, જીવો આ ભવસંસાર રૂપી સાગર કે સૃષ્ટિમાં વિચરે છે, તેમાં તમે બે મોટા તફા પાડીને કહ્યું કે, મનુષ્યેતર જીવો 'ભવપ્રત્યય' છે; અને મનુષ્યો તેવા નહીં પણ 'ભાવ-પ્રત્યય' છે: એમ તમે ફોડ પાડયો,— જોકે બને આ ભવ-સૃષ્ટિમાં એકસમાન વસે છે અને વર્તે છે તેમ છતાં એનુ કારણ તમે એ બેના વર્તનમાં કે ક્રિયાકર્મમાં રહેલું કહો છો? એ બેમાં જે ચેતન ચિદંશ યા ચેતના શક્તિ છે, તે જ જુદી છે, એમ તો નથી કહેતા ને? એક મહાબ્રહ્મની ચેતનશક્તિ ને બ્રહ્મબુદ્ધિ જ એકરૂપ – એકસમાન બધે વ્યાપી છે, એમ તમારા કહેવામાંથી હું સમજ્યો, તે બરોબર? તો પછી એક જીવસમૂહ 'ભવ-પ્રત્યય' અને બીજો માનવ જીવસમૂહ 'ભાવ પ્રત્યય' શાથી બને છે? શુ એમના વર્તનમાં ફેર છે? અથવા શું પાપભય ઇ૦ પીડાઓ પહેલા મનુષ્યેતર જીવસંસારમાં નથી થતી અને માનવને એ થાય છે, એમ આ ફેર પરથી સમજવુ? મને આ પ્રત્યય-ભેદનું રહસ્ય વધુ સ્પષ્ટ કહો

શ્રીકૃષ્ણ બોલ્યા – હે સખા, તેં ઠીક પૂછયું. આમ તો સૌ કોઈ આ ભવસંસારને જુએ જ છે ને? પરંતુ તત્ત્વદર્શીઓ તે જોઈને એ વિષે ફોડવાર વર્ણન કરે છે – તેનું તર્કશુદ્ધ નિરૂપણ કરે છે, જેથી કરીને વિચારને મદદ મળે

હે સખા, આ ભવસંસાર કે આ સર્ગ યા સૃષ્ટિ જ પહેલી તપાસીએ. એને જ તત્ત્વદર્શીઓ, તેમની પરિભાષામાં, સનાતન બ્રહ્મ કહે છે; કે જેને આ સંસારના ક્ષરરૂપે સ્ફુરીને ચાલતું આપણે જોઈએ

છીએ સંચરણ કે સંસાર-ગતિની ભૂમિકા તપાસીને તેઓ કહે છે કે, સર્વને વ્યાપક એવું એક તત્ત્વ – એક સત્તા કે સત્ત્વ આ સનાતન બ્રહ્મ છે, કે જેની અંદર જીવમાત્રની ગતિ ગૂંથાઈ રહેલી છે

પણ, હે સખા, કેવળ ગતિ તો કેમ જ બુદ્ધિમા ઊતરી શકે? એવો પ્રશ્ન થાય જ છે કે, એ ગતિ કોની છે? શું ગતિમાન બને છે? શામાંથી એ સનાતન બ્રહ્મગતિ દેખાય છે? કઈ સ્થિતિની આડે કે તુલનામાં એ ગતિ ગતિરૂપે દેખાઈ શકે કે વર્ણવી શકાય? હે કૌંતેય, આમ વિવિધ બાજુથી જોતા, આવો એક જે તાત્ત્વિક મૂળ પ્રશ્ન ઊઠે, તેનો જવાબ તત્ત્વદર્શીઓએ આપ્યો છે કે, ક્ષર એવા તે એક સનાતન ગતિમાન બ્રહ્મપદાર્થને સ્થિતિ રૂપે જોઈએ તો અક્ષર એવો એ જ એક પરમ બ્રહ્મ પદાર્થ છે, કહો કે, 'સનાતન બ્રહ્મ'ની આ સર્વ ગતિ 'અક્ષર બ્રહ્મ' ની પરમ સ્થિતિની ભૂમિકામા પ્રતીત થાય છે અથવા એમ માનો કે, બ્રહ્મરૂપી એક મહા ઢાલ છે, જેની બે બાજુ છે – ગતિ ને સ્થિતિ અક્ષર સ્થિતિ રૂપે જુઓ તો અને ક્ષર ગતિ રૂપે જુઓ, તોપણ તે એક જ પરમ બ્રહ્મ છે, કે જેને આવી બે બાજુથી વર્ણવી શકાય

અને ચેતન-સત્ત્વની પરિભાષામા તપાસીને જો આ ઉપરના તત્ત્વ વિચારને તે પરિભાષામાં કહેવાય તો, એક બ્રહ્મ ચેતના સર્વમા – તે તે જુદા જુદા દેહોમાં, – તેમના ચિદંશ રૂપે ફેલાયેલી છે નરી દેહ દૃષ્ટિએ જોવા કે ગણવા બેસીએ તો, તેમના બધાના આ ચિદંશો, તે તે યોનિ મુજબ, ભાત ભાતના અનેક દેહો રૂપે ભાસે છે, એમ કહેવું પડે તેમ છતા એ બધા જ, – એમના મૂળ ચેતન લક્ષણ ધર્મથી જોતા, – એક એવી બ્રહ્મચેતનામાં જ લીન છે – ચિન્મય છે, એકરૂપ એકરસ એવી બ્રહ્મચિન્મયતા જ એ બધામા વ્યાપેલી છે – પ્રસરીને રહે છે

એથી આગળ જઈને જ્યા જીવોનુ જીવન અને તેમાં પ્રતીત થતું તેમનું ચિત્ત – બુદ્ધિસત્ત્વ જોવા જઈએ છીએ, ત્યા આવું એક મહત્ત્વ એમ ઝટ જણાતું નથી જીવોની ચિત્તશક્તિ કે બુદ્ધિસત્ત્વ સરખી રીતનાં

કે સરખા રૂપે હોતાં નથી લાગતાં. તેથી જ વર્તનમાં ચિત્રવિચિત્ર વિવિધતા દેખાય છે. પરંતુ, હે મિત્ર, એ તો તારા ધ્યાનમાં આવ્યું ને કે, આ સનાતન બ્રહ્મ અધ્ધરતાલ નથી; તેમાં એક-વ્યવસાયાત્મિક બુદ્ધિતત્ત્વ રહેલું છે. — એ સનાતન બ્રહ્મ પોતે જ એક બ્રહ્મબુદ્ધિ રૂપ કે તેનું કાર્ય જ છે, એમ પણ કહીએ તો વાંધો નહીં.

એટલે કે, આ ભવસંસાર કે સૃષ્ટિ યા સર્ગ જોઈએ છીએ, તેમાં એક પરમબુદ્ધિ રહેલી છે, જેની અંદર રહીને સર્વ જીવોનું બુદ્ધિકાર્ય,– એમનો જીવનવ્યવસાય અથવા તો એમનાં વિવિધ જીવનનાં જે તે ગુણ-કર્મો, — ચાલે છે.

પરંતુ, બધા ચિદંશો, અંતે, જેમ એક ચિન્મય ચેતના છે, તેમ જ બધી બુદ્ધિઓ એક-પરમ-બ્રહ્મબુદ્ધિ મય છે, એવુ ઝટ માની નથી શકાતું; કેમ કે, બાહ્ય વર્તન જોતાં તેમ જણાતુ નથી. હે કૌંતેય, એ જ તારા પ્રશ્નનુ બીજ છે ને? હે મિત્ર, એક-બ્રહ્મબુદ્ધિ-મયતા જેવુ નથી માની શકાતું, અને આપણા અહંભાવથી જુદાઈ માનીને વર્તીએ છીએ – એ રીતે થતા કર્મ-વ્યવસાયને કારણે જ, તેવી માનવબુદ્ધિમાં કર્મબંધ સંભવે છે; માનવ ચિત્તમા રહેલો આવો આદિગુણ અહકાર કે અસ્મિતાને કારણે તે પોતાની બુદ્ધિની અંદરની મૂળ બ્રહ્મબુદ્ધિમયતા જે છે, તે સમજી શકતો નથી: અહંકારનું પડળ તેની પર આવી જાય છે. એને લઈને જ તેને પાપબુદ્ધિનો અનુભવ થાય છે, કે જે વસ્તુ પેલી એક-વ્યવસાયાત્મિક બ્રહ્મબુદ્ધિ વિષે સંભવી શકતી નથી. કેમ કે, તે બુદ્ધિ તો પાપ-પુણ્યાદિ વિકારોથી અતીત એકમાત્ર હયાત છે

હે અર્જુન, ભવસર્ગમાં પડેલા જીવોની બાબતની આ હકીકત તારા ધ્યાનમાં લાવવાને માટે, જીવોના પ્રકારો તરફ ધ્યાન ખેંચીને તત્ત્વદર્શીઓએ તેઓમાં પાડી બતાવેલો એક બહોળો ભેદ, મેં તને કહ્યો કે, મનુષ્યેતર જીવો 'ભવપ્રત્યય' છે, એટલે કે, તેમની બુદ્ધિ પેલી મહા પરમ એક-બ્રહ્મ-કે-ભવ-બુદ્ધિનો જ પ્રત્યય સ્વતઃ તેમને છે; એક-બ્રહ્મ-બુદ્ધિમયતા તેમને સહજસિદ્ધ છે. તેમની બુદ્ધિઓ પેલી પરમ ભવ-

બુદ્ધિમાં લીન રહે છે, ને બે વચ્ચે જુદાઈનો ભાવ કુદરતી રીતે જ તેમનામાં જાગતો નથી, કે જેવો મનુષ્યયોનિને સંભવે છે તેથી જ તે જીવયોનિઓની ચિત્તબુદ્ધિ ના જરૂરતથી કામ કરે છે આ ભવ-સર્ગમાં પોતપોતાના કર્મધર્મ કે ગુણકર્મ વિચારવામા તેમને, માનવ ચિત્તની પેઠે, તર્કવિતર્કના કે સવિચાર-અવિચાર ના ઇંઠની ઘડભાગ કે ગડમથલ કરવાની આવતી નથી અરે તેમને ખબરે નથી હોતી કે, આવું કાંઈ કરી શકાય હે સખા, આમ આપણે મનુષ્યો તે બધી યોનિઓના બુદ્ધિસત્ત્વ વિષે વિચારી તેમને અંગે એવા નિર્ણય પર પહોચ્યા છીએ

હે સખા, હવે મનુષ્ય યોનિ વિષે જોતાં, આવો ભવપ્રત્યય મનુષ્યને સુલભ કે સહજ નથી, કે જેવો અન્ય તિર્યગ્ જીવોને છે તેથી તે જીવોને બ્રહ્મબુદ્ધિમયતા અથવા બ્રહ્મ-કર્મ-સમાધિ કુદરતી છે, તેમ મનુષ્યોને નથી તેથી કરીને એક એવા આ ભવકાર્યને વિષ જાત જાતના ભાવો તેના ચિત્તમાં પેદા થાય છે, જેમા પાપભાવ એક જબરો મોટો છે તેથી તેમને 'ભવપ્રત્યય'ને બદલે "ભાવપ્રત્યય' કહેવા ઘટે છે. અને તેમણે જો બ્રહ્મકર્મસમાધિ જેવી પરમબુદ્ધિમાં તન્મયતા અનુભવવી હોય, તો તેમણે તે અર્થે ભાવના બળ પૂર્વક પોતાની બુદ્ધિશક્તિ દ્વારા ઉપાય કરવો પડે છે તેમને માટે, આથી કરીને માનવો માટેનો આવો અનુભવ 'ઉપાયપ્રત્યય' છે એમ પણ કહવાય

હે સખા, આમ બ્રહ્મકર્મસમાધિની દૃષ્ટિએ તપાસતા, જીવોને વિષે 'ભવપ્રત્ય' અને 'ભાવપ્રત્યય' અમ બે પ્રકારા પાડીને તત્ત્વદર્શીઓ વાત કર છે

## ૨૯

# મૂઢ યોનિ વિ૦ મનુષ્ય યોનિ

અર્જુન કહે – હે વાસુદેવ, જીવોના બે પ્રકારો પ્રમાણે તેમનાં પ્રત્યય જ્ઞાન જુદા પડે છે, એ તમે કહ્યુ, તે મને વિચાર પ્રેરક લાગ્યુ હવે મને એ કહો કે, 'ભવ' અને 'ભાવ'ના ફેરથી એવુ તે શું થાય છે, કે જેથી આમ ભેદ જોવા મળે છે? જોકે પ્રાકૃત જનોની સાદી નજરે પણ નીચલી તિર્યગ્-યોનિઓ અને આપણી માનવ યોનિ વચ્ચે ફરક તો દેખાય જ છે હે સખા, એમા શુ તત્ત્વ રહેલુ હશે?

શ્રીકૃષ્ણ બોલ્યા – હે પાડવ, પ્રાકૃત ભાષામા અને તરત તને આનો જવાબ જો કહુ તો, તિર્યગ્ યોનિ પોતાના ભવનો ભવાડો ન કરી શકે, તે સહજભાવે ભવમા ભવ પ્રમાણે સુખે જીવે, તેથી તે 'પ્રકૃતિલીન' કહેવાય છે ત્યારે તેમની તુલનામાં મનુષ્યો તો ભવના ભવાડા જ જાણે કરી જાણતા ન હોય, એવો એમનો લોક ચાલે છે! તેઓ એમ કરી શકે છે, અને તિર્યગ્-યોનિ તેમ ન કરી શકે, એ ફરક ભવ અને ભાવ વચ્ચેના માત્રાભેદની પાછળ સંતાયો છે!

અર્જુન કહે – હે જનાર્દન, તમે અહીં પણ વિનોદ છોડતા નથી! તમારા કહેવાનો સાર સાફ શબ્દોમા મને કહો હે સખા, તમે શુ એમ કહો છો કે, પશુ પખી કીટ આદિ જીવોનુ જીવન આ ભવ-સર્ગના જીવનના ક્રમવિધિમાં જેમ ગોઠવાયું હોય, તેમ સરળ રીતે વહે છે? પરતુ મનુષ્યોનો જીવનવિધિ આ ભવના કે બ્રહ્મજીવનના ક્રમના અનુબંધમા બેસીને ચાલતો નથી, તેથી સરળ નથી હોતો?

શ્રીકૃષ્ણ બોલ્યા – હે મિત્ર, તે ઠીક કહ્યુ તે કહ્યુ એવું જ કાઈક બનીને રહે છે તેથી મે પ્રાકૃત ભાષામા કહ્યુ કે, સીધા મરજી પોતાના ભવમાથી માનવ જીવાત્મા ભવાડો કરી મૂકે છે!

અર્જુન કહે — હે માધવ, માનવ જીવાત્મામાં એવું શું જુદુ છે, કે જેથી આમ બને છે, કે તે એમ કરી શકે છે? પામર મનાતી તિર્યગ યોનિના જીવો જે કરી શકે, તે માનવ ન કરી શકે, એ | કેમ હોય?

શ્રીકૃષ્ણ બોલ્યા — હે સખા, ;માનવ જીવાત્મા કરી જ ન શકે એવો ઘડાયો છે, એમ ના માન તે પણ મૂઢ તિર્યગ્ યોનિઓ પેઠે પ્રકૃતિ કે ભવલીન બનીને બ્રહ્મકર્મસમાધિ માણી શકે છે ફેર એટલો જ છે કે, પેલા મૂઢ જીવોને તે સ્થિતિ સહજ ભવ સિદ્ધ છે, મનુષ્યે તે મેળવવાને માટે પુરુષાર્થ કરી 'ઉપાય પ્રત્યય' બનવુ પડે છે હે સખા, આ ફરક બે જીવ પ્રકારો વચ્ચે છે

અર્જુન કહે — હે જનાર્દન, એનો અર્થ શો? તિર્યગ્ યોનિઓને જે પ્રકૃતિસિદ્ધ છે, તે માનવ યોનિને માટે પ્રયત્ન સાધ્ય છે એમ જ તમે કહો છો ને? એવું શાથી બને છે?

શ્રીકૃષ્ણ બોલ્યા — હે કૌંતેય, તે ઠીક કહ્યુ, એ બે વચ્ચે આ જ ફેર છે મનુષ્યેતર સર્વ જીવો આ ભવ-સર્ગના એકરસ બ્રહ્મજીવનમા સહેજે વર્તે છે બ્રહ્મકર્મ જોડે રહી તેના બળે કે પ્રવાહમાં બ્રહ્મલીન રહીને બ્રહ્મચરણ કરવું એ તેમને સહજ પ્રકૃતિસિદ્ધ છે મનુષ્યો પણ, આમ વસ્તુતાએ કે તત્ત્વત જોતા તો, એકરસ એકપ્રવાહ બ્રહ્મજીવનમા જ વહે છે, પરંતુ તેઓ પેલા જીવો પેઠે મૂઢ યોનિ નહીં હોવાથી તે એમણે સમજવું પડે છે, ઉપાયે કરીને જ તેઓ, ભવપ્રત્યય જીવો પેઠે, બ્રહ્મકર્મસમાધિ અથવા બ્રહ્મચર્યાની પ્રતીતિ મેળવી શકે તેઓ પણ છે તો બ્રહ્મજીવનના જ એકમાત્ર સનાતન પ્રવાહમાં, તે કાંઈ તેની બહાર નથી, તેમ તેઓ કરી પણ કેમ જ શકે? ભૂત ભાવમાત્ર એમાં જ છે માનવ યોનિનો કોઈ જુદો કે ખાસ બીજો બ્રહ્મપ્રવાહ નથી આ બ્રહ્માંડમાં સૌ જીવમાત્રનુ એકસમાન આ સનાતન બ્રહ્મકર્મ કે બ્રહ્મજીવન છે તેમા જ સમસ્ત માનવ-લોક જીવન,— વ્યક્તિશ તેમ જ સમૂહત,— ગુજરે છે પરંતુ મનુષ્ય તેની યોનિની વિશેષ વિત્તશક્તિને લઈને, 'ભવ પ્રત્યય'ને બદલે 'ભાવ પ્રત્યય' છે એથી કરીને તે એક એવા

બ્રહ્મના પદાર્થોને પોતાના ભાવો રૂપે જાણે જુએ છે, સમજે છે, અને અનુભવે છે. આવી જે તેના ચિત્તની પ્રત્યય-બુદ્ધિ છે, તેથી કરીને એમ થાય છે. એથી તેને ભ્રમ સંભવે છે. હે અર્જુન, તિર્યગ્ કે ભવપ્રત્યય જીવો પેઠે પ્રકૃતિમૂઢ બુદ્ધિ તેની નથી, એ જ કારણે જીવોના બે પ્રકાર તત્ત્વદર્શીઓને પાડવા પડે છે આમ જોતાં, જીવમાત્ર આ પરમ બ્રહ્મમા ચિન્મય એકરૂપ જ છે, પરંતુ માનવ જીવ, તેના બુદ્ધિસત્ત્વ કે તેના વિલક્ષણ ચિત્તની ઉપાધિએ કરીને, બ્રહ્મનો અનુભવ સહજભાવે કરી શકતો નથી, તેને તે પોતાના ભાવોના ચશ્માંથી જોઈને ચાલે છે.

અર્જુન કહે — હે માધવ, એનો અર્થ એ કે, એના પોતાના જ વાકે મનુષ્ય જુદો પડે છે, એમ માનવુ ?

શ્રીકૃષ્ણ બોલ્યા — હે અર્જુન, સાચી વાત એમ જ છે તેથી તો મે કહ્યુ કે, હકીકતમા એક પરમ બ્રહ્મબુદ્ધિ આ બ્રહ્મ વ્યવસાયને ચલાવે છે, તેમ છતા માનવ લોકમા આપણે માનવોની બહુશાખ અનત બુદ્ધિઓ અને તદનુસાર પોતપોતાના જીવન વ્યવસાયો અલગ અલગ 'લોક' કે ભવો જેવા બનીને ચાલતા વિચરતા જોઈએ છીએ

અર્જુન કહે — હે ગોપાળ, મનુષ્યોની બુદ્ધિ બહુશાખ અને અનત છે, એ તો સાક્ષાત્ જોઈ શકાય છે પણ જો મનુષ્ય એવો જ ઘડાયો હોય, તો પછી એ કરે પણ શુ ? એમાથી એનો ઉગારો સભવે ખરો?

શ્રીકૃષ્ણ બોલ્યા — હે સખા, સભવે જ છે ! તેથી તો તું અત્યારે મને પૂછે છે ને હુ તને વાત કરુ છુ ને ? એનો ઉપાય કરવો પડે, એમ ખરુ, અને એવો ઉપાય છે તેને જ બુદ્ધિયોગ કહે છે, કારણ કે, માનવબુદ્ધિને બ્રહ્મબુદ્ધિના યોગમા આણવી, — તેમ અનુભવવુ, એ આ ઉપાયનો અર્થ કે મર્મ અથવા હેતુ છે મનુષ્ય સામાન્યત ભાવ-પ્રત્યય જ્ઞાની છે, તેવા એના જ્ઞાનને, એટલે કે, તેના ભાવોને સશુદ્ધ કરવા દ્વારા આ યોગ તેની પ્રજ્ઞાબુદ્ધિને વ્યવસ્થિત કરી એક બ્રહ્માકાર ચિન્મય કરે છે. હે મિત્ર, આ પ્રકારની જ્ઞાન-યોગ-વ્યવસ્થિતિ પ્રયત્ન-પૂર્વક થઈ શકે છે. એ કરવાને માટે જે કુશળતાની બુદ્ધિ છે, તેને જ યોગબુદ્ધિ કહું છુ, અને તે અત્યારે તને સમજાવુ છું

## ૩૦

# વ્યવસાય અને અવ્યવસાય

અર્જુન કહે – હે માધવ, તમે કહો છો એનો અર્થ, તો તો, એ પણ ખરો ને કે, મનુષ્યોના વ્યવસાયો પચરંગી હોવાના અને તેની પીંજ થવાની જ? તો પછી, તમે કહી તેવી એક વ્યવસાયાત્મિકા બુદ્ધિનો એક વ્યવસાય આ બ્રહ્મકર્મ છે, એનો અર્થ ન રહ્યો ને? હે વાસુદેવ, મને સમજાય તેવું કઠિન કહો. મારી મૂંઝવણ આ યુદ્ધવ્યવસાયમાંથી પેદા થઈ છે.

શ્રીકૃષ્ણ બોલ્યા — હે પરંતપ, જરૂર એ તને કહું અને તું વાંધો ન લે તો – પ્રાકૃત ભાષામાં તને કહું કે મનુષ્ય એમ ભવમાંથી ભવાડા જ કર્યા કરે છે, તેને જ મગની ભાષામાં પાછું કહું તો,— મનુષ્યો પોતપોતાનો વ્યવસાય તો અથાક ને તનતોડ કરે છે, છતાં વગર ધંધાના ધંધા જેવું – 'અવ્યાપારેષુ વ્યાપાર' જેવું મૂર્ખ વર્તન તેઓ કરે છે તેથી જ દુઃખ પાપ ક્લેશ, કલહ આદિ વિઘ્નો તે ઉગાવે છે. બાકી, આનંદ કે સુખશાંતિનો જ અનુભવ તેને સહજ છે, અને તેમ શક્ય પણ છે. પરંતુ એક સનાતન અને અવ્યગ્ર એવો જે બ્રહ્મ વ્યવસાય છે તેમાંથી પોતાની જ કામાર્થક અબુદ્ધિથી પ્રેરાઈને 'બાર ભૈયા ને ચૌદ ચોકા' જેવું કરીને તે જાતે દુઃખી થાય છે.

અર્જુન કહે — હે યાદવમણિ, મનુષ્ય તેના મનના વાંકે ભવાડા કરે છે એમ તમે કહો છો, એનો આ અર્થ થાય? એ વાંકથી જ તેનો (તત્ત્વતઃ જોતાં) સહજ સુખદ, અને આનંદમય હોવો જોઈતો વ્યવસાય તેને માટે અવ્યવસાયવત્ અફળ ને દુઃખદ થઈ રહે છે?

શ્રીકૃષ્ણ બોલ્યા – હે મિત્ર, તેં સાવ સાચું કહ્યું; મનુષ્ય માને છે કે, પોતે ભારે વ્યવસાય કરી રહેલ છે; તે દ્વારા પોતાનો કામાર્થ સાધવાને માટે બરોબર કલ્પેલા પોતાના ધર્મકર્મમાં લાગેલો છે. પરંતુ, વાસ્તવિક ને સત્ય એવી બ્રહ્મ દૃષ્ટિએ જોતાં, તેનો વ્યવસાય એક સત્ય સનાતન એવા બ્રહ્મવ્યવસાયનો જ અંશ છે; પણ તેને તે પોતાની ચિત્ત-બુદ્ધિ વ્યવસ્થા વડે ઉપાયપૂર્વક તે બ્રહ્મ વ્યવસાય જોડે સુસંગત ન કરે, તો તે અવ્યવસાયવત્ બની જઈ તેને જ એ દુઃખ ક્લેશાદિ રૂપે દાખવે છે; તેથી જ એનું ફળ પણ પોતે ધારેલું નથી મળતું, અને તેના ચિત્તનો પ્રસાદ પણ તે ખોઈ બેસે છે.

તેથી કરીને બહુશાખ અને અનંત એવી તેની એ બુદ્ધિ વ્યગ્ર રહે છે. આથી કરીને, હે અર્જુન, ખરેખર જોતાં, આવા મનુષ્યને અવ્યવસાયી કે ભૂલેલો અસમ્યગ્-વ્યવસાયી કહેવો જોઈએ. હે સખા, એવા અવ્યવસાયી મનુષ્યોની બુદ્ધિ અનંત અને બહુશાખ હોય છે, તેનું કારણ પણ આ જ છે: એક સત્ય એવા બ્રહ્મવ્યવસાયને ચૂકયા પછી, જીવોની અનંત અનેકતા પ્રમાણે, તેમની બુદ્ધિ અને તજ્જન્ય વ્યવસાયો પણ એવા જ હોય ને? એક સીધી લીટી ચૂકયા પછી બીજી વાંકીનો થાહ ન હોય એમ! એક સાચો અને અચળ વ્યવસાય-ધર્મ ચૂકનારો અનંતવિધ વ્યવસાયોમાં પડીને તે તે ધર્મો લઈ બેસે; પરંતુ પેલા એક-સત્ય-વ્યવસાયધર્મની પરિભાષામાં તે બધાને અધર્મ કે તેના જ બહુશાખ અનંત પરિવારરૂપ પરિણામો કહી શકીએ (૨-૪૧). હે સખા, માનવ જીવ-લોક આ પ્રકારની સ્થિતિનો આવિર્ભાવ છે.

અર્જુન કહે — હે મિત્ર, તમે કહો છો તેની કલ્પના આ પ્રત્યક્ષ યુદ્ધ વ્યવસાય ઉપરથી મને આવી શકે છે. અમે સૌ અંતરમાં જે રીતે વિચારી–સમજીને એમાં જોડાયા છીએ, તે ખરેખર બહુશાખ અને અનંત જ છે. પરંતુ, તમે આ સૃષ્ટિના બ્રહ્મકર્મને એક કહો છો તે મુજબ, આ યુદ્ધ-વ્યવસાય પોતે એક કર્મ કે ઘટનાની વસ્તુ તરીકે, એકબુદ્ધિ એક-વ્યવસાયાત્મિક છે, એમ માનવું?

શ્રીકૃષ્ણ કહે — હે અર્જુન, એમા તને શકા લાગે છે? આ યુદ્ધમા તારી ધર્મ કામાર્થબુદ્ધિ અને હેતુમત્તા કે ફલદૃષ્ટિ યા આશા વાસના દુર્યોધનની કે ભીષ્મની કે અશ્વત્થામાની કે કર્ણની કે તારા ભાઈઓની કે દ્રૌપદી કે કુતામાતા ઇ૦ ની, — અરે, સવની પોતપોતાની નિર નિરાળી છે જ, એ તો ખરુ ને? તેઓ બધા પોતપોતાના જુદા કર્મધર્માર્થ ધરાવતા છતા, — તે બધા દ્વારા કે તેમ બધુ છતા, — એક એવો આ યુદ્ધવ્યવસાય રૂપી નવા એક મહાન કાર્યાર્થ ભાવ પેદા થયો છે ને?

અર્જુન કહે — હા, એ તો ઉઘાડુ છે પરતુ એ નવો વ્યવસાય તો અમારી બુદ્ધિઓનુ જડ પરિણામ જ ને?

શ્રીકૃષ્ણ કહે — હે મિત્ર, તુ એને જડ કેમ કહે છે વારુ? તો એ એક વ્યવસાયની અદર જે સમવાયી સકિતનશક્તિ વ્યક્ત થઈ — તમે બધાએ ભાત ભાતની તમારી ધર્મકામાર્થબુદ્ધિઓ લડાવી તે બધાનો શબુમેળો છતા, — તે બધા વડે એક આ યુદ્ધરૂપી કાર્યાર્થ પેદા થઈ રહ્યો, તેમાં કશી ચેતનાબુદ્ધિ જ, ગુપ્ત છતા કામ કરતી નથી એમ તુ કેમ કહી શકે વારુ?

અર્જુન કહે — હે માધવ, આ ભવસૃષ્ટિની અદર એકસંકલન બુદ્ધિ છે — તે અમુક પોતાના સહજ ક્રમે ને કાયદાથી ચાલે છે, એમ તમે કહ્યુ, તે ત્યારે જોઈને મને પૂછો તો, મારે કબૂલ કરવુ પડે કે, આ યુદ્ધવ્યવસાયમાં પણ અમુક ક્રમ, કાયદા, કે સંકેત જેવા ન્યાય હશે કાર્ય રૂપે એ કાઈ આમ અકારણ કે અધ્ધરતાલ ટપકી પડ્યું છે, એમ ન જ કહેવાય. તેથી જ અમને ખબર નથી પડી શકતી કે, અમે જે ધાર્યું છે તેમ તેમાથી ફળ નીપજશે કે શું થશે — યુદ્ધમાં અમે જીતીશું કે હારીશું? પરતુ યુદ્ધને અતે કાંઈક ફળ તો આવશે જ, જે અમે નથી જાણી શકતા યુદ્ધદેવ પોતે જાણતા હોય તો ભલે!

શ્રીકૃષ્ણ કહે — હે સખા આ તે ઠીક કહ્યુ એ જ બતાવે છે કે, યુદ્ધકાર્ય પોતે અમુક પોતાના — તેમાં જ સંતાઈને ચાલ્યા કરતા સહજ ન્યાયે, — અથવા તો કહો કે, એમાં ગુઢ રહેલી એવી એકવ્યાપ

સાયાત્મિક બુદ્ધિ મુજબ ચાલશે. અને તેમાં ફેર નહિ પડે— તેમાં પ્રત્ય-વાય કે કશો વાંધો વિનાશ નહીં હોય; તે એના કાળક્રમે અચૂક ફળ પર પહોંચશે. તે વિષે એ વ્યવસાયરૂપી યુદ્ધ-પુરુષને કશી પીડા પંચાત કે ઉચાટ ઉજાગરો હશે જ નહીં; કેમ કે, જે થવાનું છે તે જ થયા કરે છે અને તેનું ફળ જે આવવાનું તે જ આવશે;— એમ જ એ યુદ્ધપુરુષ માનશે ને સ્વસ્થ રહી પોતાનો વ્યવસાય ચાલે છે તે ચલાવશે; —એમ તું કલ્પના કરી શકે છે?

અર્જુન કહે —હે વાસુદેવ, તમે બ્રહ્મકર્મ અને ભવસર્ગની ઉપમા યુદ્ધ વિષે ઘટાવીને, યુદ્ધ પણ અમારા કુલમાં બનેલો એક નાનકડો ભવાડો હોય તેમ સમજવા મને કહો છો? તો, ખરેખર, યુદ્ધ પણ કેવળ જડવ્યવસાય ન માની શકાય; તેને ભવસર્ગ અને બ્રહ્મની એક-વ્યવસાયાત્મિકા બુદ્ધિ ઇ૦ સમજવાના દૃષ્ટાંત રૂપે હું કલ્પી શકું છું. જીવોના અનેકવિધ અનંત વ્યવસાયો, તેઓમાંથી જ વણાઈ ગૂંથાઈને નાનાવિધ રૂપે સંગઠિત થતા રહેતા (આ યુદ્ધ જેવા) તેમના વધુ વ્યાપક એવા અનેક મોટા વ્યવહારો, અને છેવટે જોઈએ તો, એ બધાને આવરી કે સમાવી લેતો આ બ્રહ્માંડનો એક મહા ભવસર્ગ-વ્યવસાય, —એમ આ બધું હોય, એવી કલ્પના, હે કૃષ્ણ, તમારી કૃપાથી મને આવે છે પરંતુ એ એક ઘમસાણ જેવું તોસ્તાન જોઈને મારી મતિ મૂંઝાઈ જાય છે; અને એ ભવ્ય એવા ભવ-દૃશ્યને છાંડીને આ યુદ્ધ પર આવીને તે અટકે છે; પણ ત્યાં જ મને ગુરુવધ, કુલધર્મ-ભંગ, પાપ, ઇ૦ ભાવો જાગ્રત બનીને સતાવે છે. હે વાસુદેવ, આ તે કેવું દુઃખમય જગત છે, જેમાં મનુષ્યોએ દુઃખશોકાદિ ભોગવતા મરતા જ રહેવાનું!

## ૩૧

# ક્રિયાવાદ અને વેદવાદ

શ્રીકૃષ્ણ બોલ્યા – હે અર્જુન, આ જગતના સ્થિતિ અને ગતિનું સ્વરૂપ જોઈ તું પાછો તારા પુણ્ય વિષાદમાં ગરક થઈ ગયો! વાતચીતમાંથી આ જગતનું ચિત્ર તારી કલ્પનામાં કાંઈક આવ્યું, તેને પરિણામે પાછું તને એમ થઈ આવ્યું! હે સખા, આ જગતમા જન્મીને જીવો પોતાની જેવી સમજ શ્રધ્ધા બુદ્ધિ તે મુજબ જ પોતાના વ્યવસાય ધધા કરે છે અમુક ધધા કરે છે અને અમુક છાડે છે સંકલ્પપૂર્વક આમ તેમની કરવાની કે ન પણ કરવાની એવી ઉભયરૂપ વ્યવગાયાવ્ય વસાય પ્રવૃત્તિ ચા યા જ કરે છે તેમાં તેમને પ્રેરણા,– એમની જેવી કામાર્થબુદ્ધિ કે આશા ઇચ્છા વાસના, તેની ઇષ્ટાનિષ્ટતા મુજબ,– તેમાથી મળતી હોય છે હે મિત્ર, હુ અશોકાદિનું બીજ કારણ આ સ્થાને લવાયુ છે, એ તારા ધ્યાનમા આવ્યુ?

અર્જુન કહે–હે માધવ, એ તમે મને કહ્યુ તે મે લક્ષમા લીધુ, તેમાંથી જ મને વિષાદનો અધકાર પાછો સતેજ થઈને દેખાયો માનવ જીવાત્માને માટે એમાંથી તરણોપાય છે, એમ તમે કહ્યુ, તેથી જ મને ધૈર્ય છે, અને તે સમજવા હુ આતુર બન્યો છું

શ્રીકૃષ્ણ બોલ્યા – હે મિત્ર, તે ઉપાય બુદ્ધિયોગ છે, જેના બે અંશમાંથી એક યોગ પરત્વેનો વિચાર હુ તને અત્યાર કહુ છુ તુ એ તો જુએ છે કે, જગતમા જીવોનો વ્યવસાય બે ભાગમા સમજવો પડે એક તો એનો સ્થૂલ ભાગ – તેની વિવિધ ક્રિયાઓ. બીજો તેનો સૂક્ષ્મ માનસ ભાગ – તેનો પ્રેરક ફલહેતુ કે કામાર્થ,– કે જેની પ્રેરણાથી જીવો

ત્મા કર્મને માટે સંકલ્પ સમારંભ વગેરે કરે છે હે સખા, વિવિધ ક્રિયાઓ તો જડ પરિણામો કે પેલા કામાર્થ હેતુ કારણનું કાર્ય છે. આ હેતુકારણ પરત્વેની બુદ્ધિ યા તો સમ્યગ્ વ્યવસિત કે પછી અસમ્યગ – અવ્યવસિત હોય છે તેથી જે ગૂંચવાડો પેદા થાય છે, એ સમજાવવા મેં પ્રયત્ન કર્યો, અને તને કહ્યુ કે, એ ગૂંચવાડાને બરોબર સમજ વડે સરખો કરી શકાય. આમ કરી શકે એવી સમજબુદ્ધિ જેવી વસ્તુ છે, તેને જ હું બુદ્ધિયોગ કહુ છુ અને તે બુદ્ધિ મેળવવી જોઈએ, તો આ પ્રશ્ન ઊકલી જાય

અર્જુન કહે – હે પરમ કૃપાળુ મિત્ર, તમે મને ક્રિયાઓના અંતિમ રહસ્ય રૂપ એવુ કૃતાન્ત અને જ્ઞાન બુદ્ધિના અંતિમ રહસ્ય રૂપ એવું વેદાંત એમ બે ભાગ પાડીને કહ્યું, એ આ સમજ પરત્વે હતું?

શ્રીકૃષ્ણ બોલ્યા – હે કુશાગ્રબુદ્ધિ અર્જુન, બહુ ઉચિત પરિભાષામાં, આપણી ચર્ચાનો સાર તેં ઠીક કહ્યો એ પરત્વે અહીંયા હવે તને એક વિશેષ હકીકત કહુ તો યોગબુદ્ધિની આપણી આ ચર્ચાનો મર્મ તને કદાચ વધારે લક્ષમા આવશે.

હે સખા, જે કૃતાન્ત અને વેદાંત મેં તને કહ્યા, તે પણ અનેક બહુશાખ એવા (૨,૪૨) વિવિધ ક્રિયાવાદો અને તદનુરૂપ નાનાવિધ વેદવાદોના તારતમ્ય રૂપ છે એ વિવિધ ક્રિયાવાદો વિષે જ્ઞાનબુદ્ધિ કે સમજ રજૂ કરતા વેદવાદો પણ, – મનુષ્યોની બહુશાખ અનંત બુદ્ધિઓ પેઠે જ, તદનુરૂપ અનંત છે. અને હે સખા, વેદશાસ્ત્રોમા તેમને વિષે પણ પાર વિનાનું વિવેચનાદિ મળે છે

અર્જુન કહે – તો એ મને કહો, – જો એમાંથી મને વિશેષ કાંઈ ચોખવટ મળે એમ હોય તો

શ્રીકૃષ્ણ બોલ્યા – હે અર્જુન, આવા વેદવાદીઓએ પણ પોતાની એક આગવી બુદ્ધિ કે ફિલસૂફી બનાવેલી છે. અને તેઓ તે વિષે એવો દાવો કરે છે કે, 'આ જ છે અને બીજું કાંઈ નથી!' હે સખા, તેઓ

મનુષ્યની કામાર્થબુદ્ધિનું સત્ય સ્વીકારીને કહે છે, 'તેમા દોષ નથી, માત્ર તેનું અનુશીલન શાસ્ત્રવિધિવત્ કરવું જોઈએ! તો તેવા કર્મનું પુણ્યફળ મળે, જેમાથી સ્વર્ગ મળે, તેમ જ આ લોકમા યથેચ્છ ભોગ અને ઐશ્વર્ય માણવાના મળે ' આમ, ભોગૈશ્વર્યની પ્રાપ્તિને આ વેદવાદીઓ શ્રેય સમજાવે છે, અને તે ભોગૈશ્વર્ય મેળવવાં અને તેમને સંભાળતા રહેવું, તે અર્થે તેઓ જીવનનો પોતાનો યોગક્ષેમ વ્યવસાય કરવા તત્પર રહે છે તે અર્થે તેઓ અથાક ક્રિયાઓ કરતા રહે છે, તેમના ઈષ્ટ ફળ ચાખતા ને વધુ ઝખતા રહે છે, અને એમ જન્મોજન્મ કર્મોનું અનુશીલન કર્યા કરે છે, તેમા તેમનો હેતુ પોતાનાં ભોગૈશ્વર્ય સાધવા એ બન્યો રહે છે હે સખા, આવા વેદવાદરત લોકો છે, તેઓએ તે વિષે બુદ્ધિ લડાવીને પોતાનું એક શાસ્ત્ર જ વિચાર્યું છે, તેને આધારે વિચારપૂર્વક કામાત્મક બનીને, ભોગૈશ્વર્યમાં તેઓ આસક્ત રહે છે, અને સ્વર્ગને પરમ ગતિ માને છે, અને બહુ જ રૂપાળી વાણીથી દાવો કરે છે 'આ ખરુ છે ને બીજું કઈ નહિ '

હે સખા, આવો ક્રિયાવાદ અને આવો જ્ઞાનવાદ કે વેદવાદ પણ કહેવાતો છે અને એમા રત રહેના વિચારકો પણ થતા છે હે મિત્ર, જગતમા જે કામાર્થ વ્યવહારને જોઈને તુ વિષાદી બની ગયો છે, તે તથી તેઓ તો ઊલટા રાજી રહે છે અને તેમા મસ્ત રહે છે! (૨,૪૨ ૪૩)

અર્જુન કહે – હે કેશવ, એમાં એ શી રીતે રાજી રહેતા હશે વારુ? અને એમની એ ફિલસૂફીના વેતવાદો ભૂલ ભરેલા છે એમ તમે કહો છો? એ કઈ રીતે તે મને કહો.

શ્રીકૃષ્ણ બોલ્યા – હે મિત્ર, તેમના રાજીપાનું કારણ એમની ભોગૈશ્વર્ય આસક્તિ છે તેની તૃપ્તિ અર્થે તેઓ મથ્યા રહે છે તેમાં તેમને સુખદુઃખ તો થાય છે તેથી તેઓ શાસ્ત્રોક્ત પાપકર્મોને છાંડવા અને પુણ્યકર્મોને ગ્રહવા ઇચ્છે છે અને પુણ્યના ફળરૂપે ભોગ અને ઐશ્વર્યના ધામ નામે સ્વર્ગ મળે, એવી શ્રેયબુદ્ધિ ધરીને ચાલે છે હે સખા, આ

જગતમાં મનુષ્યો આમ ધર્મશાસ્ત્ર પ્રમાણે વર્તીને, તેના પુણ્યના પ્રતાપે મળતાં સુખ-ભોગાદિના ફળને ચાહતા, પોતાનો જીવનવ્યવસાય ચલાવે છે. પરંતુ, હે મિત્ર, જેમ મેં જીવોના અનંત બહુશાખ વ્યવસાયને અવ્યવસાય કહ્યો, તેમ આ વેદવાદીઓની આવી વિપશ્ચિતિ કે વિચાર-બુદ્ધિ ખરેખર અવિચારબુદ્ધિ જ છે; હે સખા, એમ કહેનારા લોકો અવિપિશ્ચિત કે અવિચારી છે.

અર્જુન કહે – હે માધવ, એ તમે શી રીતે કહો છો વારુ? પાપ છાંડી પુણ્યકર્મો કરે અને એનાં ફળ માણવા વાજબી ઇચ્છા કરે, એમાં અબુદ્ધિ કે અવિપશ્ચિતતા ક્યાં આવી?

શ્રીકૃષ્ણ બોલ્યા – તો તું એમ કેમ નથી કરતો, ભાઈ? મેં તને શરૂમાં જ એ તો કહ્યું હતુ કે, 'લડવુ એ તારો શાસ્ત્રોક્ત ધર્મ છે; તેથી તને પુણ્ય થશે; જીતીશ તો રાજ્યસુખનાં ભોગૈશ્વર્ય મળશે, અને મરીશ તો સ્વર્ગે જશે.' પણ, હે સખા, એમ થઈ નથી શકતું, એવી તારી લાચારી તેં બતાવી, કારણ કે, હે મિત્ર, તુ ભોગૈશ્વર્યાસક્ત નથી; પાપ પુણ્યના કર્મબંધનમાંથી છુટાય તો જ સુખ થાય, એમ તને લાગે છે, ખરું ને? તારે વિષે આ મેં ઠીક કહ્યું ને?

અર્જુન કહે – હે કૃષ્ણ, તમે મને ઠીક મારી જ વાતથી જકડીને મારા જ પ્રશ્નનો રદિયો આપી દીધો! મારા લક્ષમાં આવ્યું કે, હું પેલા કામાત્મક ને સ્વર્ગપર એવા વેદવાદીઓ પેઠે તત્ત્વત: ભોગૈશ્વર્યાર્થી નથી; હું દુ:ખકર્મના બંધમાંથી છૂટવા ચાહતો શ્રેયાર્થી છું, એમ તમે જ આ આપણી વાતચીત દ્વારા, મારા પર કૃપા કરીને, મારી સમજ વિશદ કરી છે. યુદ્ધકર્મ મારો ધર્મ હોઈને તેથી પુણ્ય થશે, એમ માનું તો તેથી પણ મારી ગૂંચ નથી ઊકલતી, એ સ્થિતિ છે. પેલો સ્વર્ગ-પરાયણ ભોગૈશ્વર્યાસક્તિનો વેદવાદ મને રુચતો નથી.

શ્રીકૃષ્ણ બોલ્યા – હે અર્જુન, કર્મોનાં ફળ મળ્યા કરે; તેથી સ્વર્ગે જઈનેય પાછા પુનર્જન્મ તો પામતા જ રહેવાનું ને? એમ સુખ-

દુખ અને જન્મ મરણનો ચક્રાવો ચાલતો જ રહે ને ? એનો અર્થ દુખશોકાદિ મટે જ નહીં તો એ મટે તો ખરુ, એ તારી શુભાવા સત્ય અને કલ્યાણમય છે, અને એથી કરીને જ, કેવળ ધર્મ નહીં, ચતુર્થ ચરમ એવો મોક્ષ પુરુષાર્થ શાસ્ત્રકારો કહે છે અને, હે સખા, તે દૃષ્ટિએ વિચારીને ખરેખર વિપશ્ચિત્ એવા તત્ત્વદર્શી પુરુષોએ સાંખ્ય રૂપે વેદાંત અને યોગ રૂપે કૃતાન્તના સિદ્ધાંત રજૂ કર્યા છે શાસ્ત્રોક્ત એવા અનેક ને બહુશાખ ક્રિયાવાદો તેમ જ તેમનુ બુદ્ધિતત્ત્વ રજૂ કરતા વેદવાદોનો પણ વિવેક કરીને, તેમના અંતિમ સત્ય રૂપે, આ કૃતાન્ત અને વેદાંત કહ્યાં છે હે મિત્ર, એથી જ એ બેના સમવાય રૂપ એવો બુદ્ધિયોગ અનન્ય છે, અને તે તને હુ અત્યાર કહુ છુ, કેમ કે તારી મૂંઝવણનો એ જ એક ઉપાય છે

વેદોક્ત પુણ્યસુખવાદી છે તું નિતાન્ત દુઃખનિવારણ ચાહે છે, પણ તને એનો રસ્તો દેખાતો નથી, ને જે યુદ્ધરૂપી પુણ્યકર્મ છે તે પણ કરી શકતો નથી ત્યારે પેલા લોકો કર્મના નિતાન્ત સુખભોગરૂપ ફળ ચાહે છે, અને તે અર્થે આ જગતમાં માનવ લોકે સતત ચાલતા યોગક્ષેમ વ્યવસાયમા સમગ્રતિપૂર્વક સ્થાપચ્યા ને પરોવાયેલા રહે છે

હે મિત્ર, તમારા બે વચ્ચેનો આ ભેદ પણ હકીકતે બરોબર છે કે નહિ? અને જો એમ છે, તો તુ મને તારુ અતર તપાસીને હવે એ કહે કે, એમા કારણ શું છે? તુ કેમ એ વેદોક્ત જન્મ કર્મ ફલ પ્રાપ્તિવાદને નથી માની શકતો? એમા તો કાઈ પાપ નથી, બ કે પુણ્ય થાય એમ છે!

અર્જુન કહે—હે ગોપાલ, શોકવિષાદને લઈને મારાથી લડી જ નથી શકાતુ, તેટલું જ સાચુ એ પણ છે કે, પુણ્ય એવા આ ધર્મયુદ્ધનુ ફળ પણ મને રીઝવી શકતું નથી અરે, આ યુદ્ધમાં જીતવાની મને ખાતરી હોય, તોય મારુ મન તેમા જોડાવા તૈયાર ન થાય, એમ મને લાગે છે અને જીતવા વિષે મને શકા નહોતી જ, એટલે તો હુ મોટા ભઈ યુધિષ્ઠિરને સાન્ત્વન આપી તેમનુ વિષાદ નિવારણ કરી શક્યો હતો પણ તે પછીથી મને આ યુદ્ધ-દૃશ્યનુ કુલક્ષયાદિ પરિણામ જોઈને કર્મબુદ્ધિનો એક જુદો અને અણધાર્યો જ અનુભવ થયો એથી જીતવા વિષે પણ મને કશી કિમત ન રહી જીતીનેય 'રુધિરપ્રદિગ્ધ'—લોહીખરડયા જ હાથે ભોગ ભોગવવાના ને? એમાં મને રસ ન રહ્યો એટલે, હે સખા, હુ પેલા વેદવાદરત, સ્વર્ગપર લોકોના જેવો કે તેમની ઢબનો ભોગૈશ્વર્યાસક્ત તો ન કહેવાઉ મને યુદ્ધમાથી થનારી રાજ્યસુખની ફલપ્રાપ્તિ રીઝવી શકતી નથી

શ્રીકૃષ્ણ કહે—કેમ વારુ? તો શું દુનિયામા લોકો તેમની રીતે વેદવાદરત બની તેમાં મચ્યા રહીને તેમાં મળતા ફળથી રાજી રહે છે, એમ તું માને છે?

અર્જુન કહે—ના રે! તેઓ સુખદુઃખમાં જ રહે છે, કેમ કે, એમનાં કર્મોનાં ફળ આવે ન આવે કે ઇષ્ટાનિષ્ટ મળ્યા કરે છે એમના બહુવિધ

૩૩

# ત્રૈગુણ્યમ્

અર્જુન કહે — હે ગોપાલ, સ્વર્ગપરાયણ ભોગસુખવાદની કામાત્મક બુદ્ધિ, તેમાં પ્રેરક કારણરૂપ કર્મફલહેતુમત્તા, અને તે અર્થે યોગક્ષેમદૃષ્ટિ રાખીને ક્રિયાકર્મોનું સતત અનુષ્ઠાન,—વગેરે બાબતો બાજુએ રાખીએ, તે બધાથી બુદ્ધિને સમાધિસુખ નથી, એ પણ ખરું, એમ છતાં, જગતમાં ક્રિયાકર્મો વિષેનું જે આ બધું ચાલે છે, તે કાંઈ ફોકટ અહેતુક છે, અથવા અસત્ય કે ગેરહકીકતી તૂત છે, એમ તો નહીં જ ને? જેને તમે બ્રહ્મકર્મ કહો છો, એ વસ્તુ આ સમગ્ર ક્રિયાકર્મ સંભારનો જ પર્યાય ને? તો પછી એને નિંદી કાઢશે શું વળે?

શ્રીકૃષ્ણ બોલ્યા — હે મિત્ર, તેં ભલું પૂછ્યું! મેં તને નિંદાત્મક ભાષામાં જે વર્ણવ્યું, તે આ જગત કે આ બ્રહ્માંડને અંગે નહોતું, તે એને જીવોના ક્રિયાકર્મોના કુલ સંભાર તરીકે કહ્યું તે ઠીક છે તે જ આ સંસાર છે ને? તે પ્રત્યેનો જે ભાવ કે બુદ્ધિ ધરીને, લોકોમાં તેનો પ્રવાદ જે રજૂ થાય છે, તેને મેં વખોડ્યો હતો,— સંસાર કે આ બ્રહ્માંડને નહીં કેમ કે તે વાદ તારા દુ:ખનો ઉપાય નથી, એટલું જ નહિ, તારી ભાવના ને બુદ્ધિ તેનાથી જુદાં છે અરે, તને હું કહું કે, એ જ્ઞાનવાદ કોઈના સુખનો ઉપાય નથી, તે પ્રકારની બુદ્ધિથી શાંત સમાધિસુખ કદી નહીં આપી શકે હે સખા, આ મારે તારા ધ્યાનમાં આણવું હતું એમ કરીને તને બુદ્ધિયોગનો ઉપાય વધારે સ્પષ્ટ થાય, એ એની પાછળનો મારો હેતુ હતો જગતની પ્રત્યક્ષ હયાતીને નિંદવાનું તો હોય જ કેમ?

પરંતુ, હે સખા, અહીં એ જરૂરી છે ખરું કે, જગતનું ખરું સ્વરૂપ સમજવું જ જોઈએ — વિચારવું જ પડે; કારણ કે, લોકમાં માનવદેહ ધરીને અવતરનાર કોઈ વ્યક્તિ એમ કર્યા વિના જીવન જીવી શકે ખરી? એમ કરવા થકી જેવું સમજાય, તે સમજને આધારે જ માનવના જ્ઞાનવાદો કે વેદવાદો અને તત્પરિણામી ક્રિયાકર્મો વગેરેથી બનતું તેનું સંસારજીવન ઉદ્‌ભવે છે. જેમ કે, આ ભોગૈશ્વર્યવાદનો આધાર જગતની એવી સમજ ઉપર રહેલો છે કે, ક્રિયાકર્મો કરવાથી તેનાં ઇષ્ટ ફળો રૂપે ભોગનો યોગ કે પ્રાપ્તિ યથેચ્છ થઈ શકે તે માટે, તેમ જ જે થાય તેની સુરક્ષાર્થે કે ક્ષેમ માટે ઐશ્વર્ય કે બળ જોઈએ. હે સખા, એમ યોગક્ષેમ અને ભોગૈશ્વર્ય મળે છે હે મિત્ર, તે મેળવતા રહેવું, એ આપણા માનવોને માટે આ જગતનો હેતુ છે એટલે કે, તે વાદીઓ આ જગતને વિષે એ દૃષ્ટિ ધરીને — પોતાની બુદ્ધિને એ રૂએ વ્યવસાત્મક કરીને ચાલે છે, અને તે અનુસાર પોતાના જીવનવ્યવસાયનો નિર્વાહ કરે છે જગતના સ્વરૂપ કે હેતુ વિષેની આ સમજબુદ્ધિ, — નહિ કે, જગત, — બરોબર નથી, એમ મારે તને કહેવું હતું

અર્જુન કહે — હે શ્રીકૃષ્ણ, એ મારા ધ્યાનમાં આવ્યું હવે મને એ કહો કે, તમે મને જગત વિષે ત્યારે કઈ સમજબુદ્ધિ ધરવાની સલાહ આપો? — કે જે બુદ્ધિ ધરું તો મારું અત્યારનું કશ્મપ ટળે

શ્રીકૃષ્ણ — હે કૌંતેય, એ જ વસ્તુ હું તને કહેવા જતો હતો હે ભાઈ, તત્ત્વદર્શીઓએ જેમ, આ બ્રહ્માંડનો વિચાર કરીને, સદસદ્ વિવેક બતાવ્યો છે, તેમ જ જગતના સ્વરૂપ વિષે તેમણે વિચાર્યું છે, અને તેનો નિચોડ તેમની તત્ત્વપરિભાષામાં આપ્યો છે હે સખા, તેઓ કહે છે કે, આ જગત 'ત્રૈગુણ્ય'નો ખેલ છે પદાર્થ કે ભૂત ભાવમાત્રના મૂળ તત્ત્વ ગુણ સાથે મળીને રજસ્ અને તમસ્ ગુણો આ દૃશ્યને જગત કે સંસાર રૂપે વ્યક્ત કરે છે માનવ વ્યક્તિઓ પણ, સમસ્ત ભાવમાત્ર પેઠે, તે જ ખેલના અંશો છે, — ભલે વિશેષતાધારી વિદંશ તેઓ છે એમ છતાં. એમ આ બ્રહ્માંડ રૂપે જગત કે સંસાર રૂપી આ

બ્રહ્મકર્મ ચાલે છે હે સખા, એમ આ જગત સાગરે ત્રૈગુણ્યના છે, એમ તત્ત્વદર્શીઓ કહે છે

અર્જુન કહે — હે સખા, ત્રણ ગુણો વિષે લોકો સામાન્ય રીતે બોલે છે, તેમા આટલું દૂરદર્શી રહસ્ય છે? એ ત્રણ ગુણો એકરે જ આ બધું? હે સખા, આ રથ, આ ઘોડો, આ ધનુષ, ઇ૦ જ, ભાવો અને હુ કે તમે ને આ બધા રાજાઓ – એ બધુ જ આ ત્રૈગુણ્ય?

શ્રીકૃષ્ણ કહે — હા! હે અર્જુન, એ બધામા જે માટી છે, જેને વિવિધ ભાવો રૂપે અવનવા નામરૂપ ધરીને તું જુએ છે, તે મૂળ માટી, તેની વિવિધતાએ છતાં, ત્રૈગુણ્ય જ છે એક અવિચ્છિન્ન માટી રૂપે તે જુદા નથી, નામરૂપે તે જુદા બને છે, એ જ જીવોનાં ક્રિયાકર્મની બલિહારી છે, — જે બધુ તો નશ્વર પરિવર્તી છે — અસત્ છે, એમ તેથી જ તત્ત્વદર્શીઓ કહે છે મે તને શરૂમા જ એ તો કહેલુ તે યાદ કર 'જે છે તે નથી ન થઈ શકે, અને જે નથી તે છે ન થઈ શકે' હે સખા, પદાર્થોની મૂળ હયાતી-ગેરહયાતી અથવા સત્તા અસત્તાનો વિચાર કરતા મૂળ તથ્યારા એકરૂપ છે એટલે, આ ઘોડો રથ, તુ હુ, — એ બધુ વિવિધ નામરૂપે તો આત્યંતિક સત્તા નથી ધરાવતા, પરતુ, એમની મૂળ માટી તું કલ્પી શકે (જેમાંથી તે આકારા બને છે) તો તે એક સનાતન છે

અર્જુન કહે — હે માધવ, તમે આ કહેુ, તે ઠીક ફરી યાદ કરાવ્યુ આ મૂળ માટીને જ તમે બ્રહ્મ રૂપે સ્થિત છે એમ કહ્યા હતુ ખરુ ને? અને કાલની ગતિથી તે આ દૃશ્ય રૂપે આપણે જોઈએ છીએ, કે જે એક પરમકર્મ રૂપી બ્રહ્મકર્મ છે, એમ તમે મને કહેલુ હુ એ વીસરી ગયો હતો હવે મને એ વસ્તુ કહો કે, આ જે વિવિધતા છે, તે આ ત્રણ ગુણોને કઈ રીતે આભારી છે? આ બધુ ત્રૈગુણ્ય જ છે એમ?

શ્રીકૃષ્ણ બોલ્યા — હે કુરુશ્રેષ્ઠ, ત્રણ ગુણોનું સ્વરૂપ તું લક્ષમાં લે, તો આ તને સમજાય હે સખા, આ ત્રણ ગુણો એકરે સત્ત્વ,

રજસ, અને તમસ. તું એમ તો નથી માનતો ને કે, જેમ તું, હું, આ રથ, ઘોડો, કે બાણ ઇ૦ અનેક ભાવો છીએ, એમ સત્ત્વ, રજસ અને તમસ નામે ત્રણ ભાવો કયાંક કે કશાક એવા સાકાર પદાર્થો રૂપે છે? એ ત્રણ એવા નથી; પોતાની મૂળ માટીના જે મૂળ ગુણધર્મને લઈને ભાવમાત્ર પદાર્થરૂપ ધરે છે અને સંસારનાં ક્રિયાકર્મ દ્વારા પોતપોતાના ધર્મો બજાવે છે, તે મૂળ ગુણદ્રવ્યના એ ત્રણ અંશો છે એટલે, ભાવમાત્રના એ ત્રણ ગુણો — બીજ રૂપે પોતાની કારણો છે. એમ જ માન કે, આ ત્રૈગુણ્ય રૂપી સૂક્ષ્મ વટ-બીજ આ સંસાર રૂપી વિશાળ વટવૃક્ષ રૂપે ફૂલ્યું ફાલ્યું છે — બહુશાખ અને અનંત બન્યા જ કરે છે. તત્ત્વદર્શીઓએ જગતના અસંખ્ય ભાવોનું વિશ્લેષણ કરીને, તેમની અસંખ્યતાનો પાર પામી જઈને કહ્યું કે, આ સંસારમાં અસંખ્ય અને અનેકવિધ ભાવો છે — નામરૂપે અનેકાનેક સજીવ નિર્જીવ પદાર્થો છે, તેમની સંખ્યાનું ચરમ ગણિત એ છે કે, તે ત્રિગુણાત્મક છે મૂળે તે આ ત્રૈગુણ્ય છે. આનું અદ્‌ભુત સંખ્યાન તત્ત્વદર્શીઓએ તેમની સાંખ્યબુદ્ધિથી જોઈને કહ્યું છે અને તે એટલા જ માટે કે, એ વડે માનવ જીવાત્મા આ સંસાર રૂપી દૃશ્યને પામી શકે અને તે આધારે પોતાની સમજબુદ્ધિને વ્યવસ્થિત કરી શકે.

અર્જુન કહે — હે પરમ તત્ત્વજ્ઞાની માધવ, આ તમે સારી ચોખવટ કરી ત્રણ ગુણો આ અસંખ્ય ભાવોની ગણનામાં આવતા દ્રવ્યો નથી; તે તો તત્ત્વદર્શીઓએ તેમની આર્ષ દૃષ્ટિ વડે આ અસંખ્યાત દૃશ્યને તારવીને અને ગારવી કાઢીને નીકળતુ સારતત્ત્વ તે પરિભાષામા વર્ણવ્યું છે. એટલે કે, તે આપણી સમજને અર્થેનું શાસ્ત્રકથન છે. હે સખા, વેદશાસ્ત્રમા એ બધુ પણ છે ને? છતા તમે તો તેને નિંદો છો! હે માધવ, મને હવે આ સમજાવો

શ્રીકૃષ્ણ બોલ્યા — હે સખા, વેદોમાં આ ત્રૈગુણ્યનો વિષય વિસ્તાર્યો છે, એ તારું કથન સાચું છે આ સંસારને વિષે માનવોએ જે કુલ જ્ઞાન વિજ્ઞાન સંપાદયું અને હવે સંપાદતા રહેશે, તે બધું જ ટૂંકમાં

વેદશાસ્ત્ર છે, એમ જાણ તેમા માનવના રમનો કોઈ પદાર્થ કે વિષય ન હોય એમ ન બને, એમ, હે સખા, આ બધા જ્ઞાનવિજ્ઞાનરૂપ વેદો ત્રૈગુણ્યવિષયક છે (૨ ૪૫) ત્રૈગુણ્યમા અવતરીને જીવો જે કર્મો કરે, તેનું જ્ઞાન વિજ્ઞાન તેમા ભરેલુ છે, તેમાંની આ કે તે કોઈની કોઈ બાબત, — પોતપોતાની રુચિ મતિ કે દૃષ્ટિ મુજબ, — મનુષ્યો અનુસરે છે, અને તેના ક્રિયાવાદો જ નહીં, તેમા પ્રેરક એવા સૂક્ષ્મ પ્રજ્ઞાનવાદો કે વેદ વાદો બનાવી લે છે, અને 'તે જ સાચુ છે ને બીજુ નથી' એવી મૂઢગ્રાહી બુદ્ધિ બાધીને પણ ચાલે છે હે સખા, એ બાબતમા મે તને કહ્યુ કે, એ પ્રકારની બુદ્ધિ નિદ્ય છે, અસમાધિકર છે, ચિત્તને કામપરાયણ રાખીને વ્યગ્ર જ કરી મૂકે છે, શ્રેયોમાર્ગ કે કલ્યાણના પથિકને તેવી બુદ્ધિ કામની નથી

અર્જુન કહે — હે રાધાપતિ, તમારી આ વાતથી ત્રૈગુણ્ય અને વેદ અગેની મારી શંકાનુ સમાધાન થાય છે મને હવે એ કહો કે, આ ત્રણે ગુણો વડે અને એટલી જ નક્કી સખ્યામા અનેકાનેક, — અરે, સખ્યાતીત! — ભાવોનુ સંખ્યાન કે સંકલન કઈ રીતે બની શકે વારુ?

શ્રીકૃષ્ણ બોલ્યા — હે પાડવ, મે તને જે સાંખ્યબુદ્ધિ પહેલી કહી, તેનો જ આ ભાગ છે સાંખ્ય એટલે આ સંખ્યાતીત ભાવોનું સખ્યા-ગણિત, એમ પણ કહેવાય, અને એમા આ સૃષ્ટિના ભાવ માત્રના પ્રજ્ઞાનની જે છણાવટ થાય છે, તે પરથી સાંખ્ય એટલે તેમના પરતત્ત્વનું ચરમ જ્ઞાન, એમ કહેવાય ગમે તેમ તુ સમજ, સાંખ્યનો અર્થ એક સરખો જ છે સાંખ્યબુદ્ધિ કહે છે કે, આ બધુ ત્રિગુણાત્મક છે, દરેકમા તેની સહજ પ્રકૃતિ રૂપે ત્રણ મૂળ ગુણ રહેલા છે —

૧ સત્ત્વ એટલે કે, કોઈ ભૂત કે ભાવ એક દ્રવ્ય કે પદાર્થ રૂપે છે, તો તેમાં — તેને એવી હયાતી કે સત્તા અર્પતો ગુણ રહેલો છે, કે જે કારણે તે નામરૂપાત્મક બની રહ્યા છે, આ સત્ત્વ ગુણ છે

૨ તમસ્ એટલે, કોઈ ભાવ નામરૂપ પામે, — તેવી અભિવ્યક્તિને શક્ય બનાવતો ગુણ, — કે જે પેલા સૂક્ષ્મ અલક્ષ્ય એવા સત્ત્વ ગુણને

ઢાકીને કે પોતામાં પકડીને એક વ્યૂહ રૂપે સાકાર દેખાય છે અરે, એવા વ્યક્ત રૂપને જ એના અવ્યક્ત એવા સત્ત્વ તરીકે માનવાની ભૂલ કે ભ્રમ થઈ જાય છે. આમ તેના મૂળ અવ્યક્ત સત્ત્વના સત્તા ગુણને તે એક બાજુ દૃષ્ટિગોચર કરે છે—તે નામરૂપાકાર વડે આપણે તેનો ભાવ કે હયાતી પામી શકીએ છીએ; તેની જ સાથે એમ પણ ખરું કે, તે ગુણ પેલા સત્ત્વને કે તેના સત્યજ્ઞાનને ઢાંકવાનું કાર્ય પણ કરે છે. તેથી કરીને પદાર્થમાત્રના આવા ગુણને તમસ્ નામ મળ્યું છે

૩. રજસ્: તે તે પદાર્થમાં, કે તેની વડે, કે તેની ઉપર ક્રિયા રૂપે જીવો કામ લઈ શકે છે. આને લઈને દરેક ભાવમા—તેના રૂપાકાર આદિમાં પરિવર્ત પામવાપણું રહેલુ છે; આવો જે ભાવમાત્રમા પરિવર્ત-ગતિગુણ રહેલો છે, તેને તત્ત્વદર્શીઓ રજસ્ કે તેજોમયતા કહે છે: હે સખા, જીવો પોતાના નિર્વાહને અર્થે ઇષ્ટ કે આવશ્યક કે કામ્ય લાગતા પરિવર્તો સાધવાને માટે,—આ રજોગુણનો આશરો લે છે. તેથી આ ગુણ કામરાગાત્મક છે, ભૂત ભાવ પદાર્થોના સંગમાં આવતા જીવો તેને વિષે ઇષ્ટ પરિવર્તબુદ્ધિથી જુએ છે, અને ક્રિયમાણ કે રજોગુણી બને છે.

હવે, હે સખા, તું જો કે, આ ત્રણની બહાર કોઈ ભાવ કે પદાર્થ કે કોઈ સત્ત્વ વસ્તુ સંભવે ખરાં? તેથી ભાવ પદાર્થ-માત્રનું સખ્યાન કે તાત્ત્વિક સંકલન આ ત્રૈગુણ્ય વડે નિરૂપાઈ જાય છે.

તેથી આ સસાર એટલે જ આ ત્રૈગુણ્ય; અને તેને વિષય કરતુ સમસ્ત જ્ઞાનવિજ્ઞાન તે વેદો, (૨-૪૫) એમ તું સમજ.

૩૪

# વેદવાદ અને બુદ્ધિયોગ

**અ**ર્જુન કહે — હે નારાયણ, હુ આપણી વાતમાથી એટલુ હવે પામી શક્યો છુ કે, મારો પ્રશ્ન અને આ સંસાર કે તમે કહ્યુ તે ત્રૈગુણ્યનો પ્રશ્ન, અતે જઈને જોતા, માનવની સમજબુદ્ધિનો પ્રશ્ન છે પોતાની સમજબુદ્ધિ જેવી હોય, તેવું માણસે વર્તવું અને ભોગવવું પડે છે, અને, તેના કર્મ પુરુષાર્થનો આધાર પણ તે ઉપર રહે છે એટલે જ તમે મને એક જે સત્ત સુખમય સમાધિપ્રદ એવો બુદ્ધિયોગ છે, તે સમજાવવા મથો છો ને?

હે માધવ, આ પરત્વે જ વેદોમાં પ્રાચીન ઋષિમુનિઓએ જુદા જુદા વિષયોનુ જ્ઞાન ને સમજબુદ્ધિ સંઘરી આપ્યા છે ને? તો શું એ બધુ ખપનું નથી, એમ તમે કહો છો? અથવા, તમે જે બુદ્ધિયોગ કહો છો, તે એ વેદવાદોથી જુદુ કે તે વેદજ્ઞાનમાં નથી એવું નવુ કાંઈક છે? હે સખા, મને આ કહો અને પછી મારે શુ કરવું, એ વિષે તમારો આદેશ જણાવો

પ્રસન્ન વદને શ્રીકૃષ્ણ બોલ્યા — હે કુશાગ્રબુદ્ધિ મિત્ર, આપણી વાતચીતનું તારુ આકલન સાંભળીને હુ પ્રસન્ન થયા છુ વેદ રૂપી મહા જ્ઞાનસાગર વિષેની તારી શકા ઉચિત છે મે જે વેદવાદો અને તેમાં બતાવેલા વિવિધ ક્રિયાકર્મોની સિદ્ધિ અર્થેના (તેમા કહેલા) પ્રક્રિયાવાદો બાબતમા તને સાવધ કરવા કૅટલુક કહ્યુ, તે ઉપરથી તને વેદજ્ઞાન વિષે હું નિંદા કરુ છુ — તે નિરર્થક છે એવું જ કહી દઉં છુ, એમ લાગવા દહેશત ખરી તેથી તે જે સ્પષ્ટતા માગી તે સસ્થાને છે

હે સખા, એટલુ તો તારી સમજમા હવે સ્પષ્ટ થયું જ લાગે છે કે, જીવનમા મનુષ્ય ગમે તેમ, ગમે તે કામકાજ તો નથી કરતો કે નથી કરી પણ શક્તો અને બીજુ એ કે, તે હેતુરહિત તો નથી જ વર્તતો તેની પ્રકૃતિથી જેવો સભવે તેવો વિચાર તો કરીને વર્તે છે તેમા તેની ઇષ્ટ કામ ફલ હેતુ બુદ્ધિ અચૂક હોય જ છે એમ ન હોય તો કોઈ માણસ કોઈ પણ કર્માકર્મ વિવેક વિના કોઈ પણ કર્મ કરે, એવું વ્યવહારમા બને, એટલે કે, કોઈ કાઈ જ કરે – ન કરે, એવુ અરાજક જ સભવે આમ તો લોક વ્યવહાર નથી ને? તેમ તે કદી ચાલી પણ શકે? નહીં જ ને? અને એવુ છે પણ નહીં

હે મિત્ર, એનો અર્થ એ કે, લોક વ્યવહારમા દરેકનો અર્થ વ્યપાશ્રય કે કામાર્થહેતુ હોય છે એટલે, વિચાર કર કે, પોતે શુ કરવુ, એ પ્રકારનો પોતાનો કર્તવ્ય કર્મ વિચાર કરવો જ પડે છે, ને એમ દરેક જણ કરે જ છે હા, કોઈ પોતાને શ્રદ્ધેય લાગતા આપ્તજન પરની આસ્થાબુદ્ધિથી તેને પૂછીને કહ તેમ કરે, કોઈ બીજી ત્રીજી સામાજીક છોડીને, શિષ્ટ લોકાચારધર્મને લઈ લે, તો કોઈ શાસ્ત્રને માનીને ચાલે અને તેમા શકા પડ તો કોઈ પોતાને ઠીક લાગે તેને પૂછી લે, — પરતુ, સારાશે, દરક જણ, છેવટે તો પોતાની સમજ અને શ્રદ્ધા બુદ્ધિ અનુસાર ચાલીને નિર્ણય કરે છે, એમ તો ખરુ ને?

આ બતાવે છે કે, કયુ કર્મ કરવુ અને કયું ન કરવુ, એ નિર્ણયમા બુદ્ધિ કામ કરે જ છે, એટલે કે, કોઈ ને કોઈ રીતે પોતાની સમજ બુદ્ધિ – જ્ઞાનબુદ્ધિ તેમા આવે જ છે, એ વિના સદસત્ કર્મનિર્ણય સભવે નહીં કર્મમાત્રમા આવો જ્ઞાન વિચાર અનુસ્યૂત રહેલો જ છે એમા પ્રેરક બળ કામહેતુક હોઈને કામાર્થસિદ્ધિ માટે શુ કરવુ, એ વિચારવાનો જ્ઞાનનો વિષય થાય અને વેદો એ માટેની સમજ આપે છે તેથી વેદો 'ત્રૈગુણ્યવિષય' કહેવાય છે

આમ છતા, હે સખા, તારા જેવો માણસ કામાર્થને બાજુએ કરીને — સ્વર્ગાદિનેય છોડીને વર્તવા તત્પર થાય, પોતાના શ્રેયોધર્મને જોઈને

ચાલવા માગે, તેવો કેસ પણ વેદનો વિષય જરૂર છે, પરંતુ સામાન્ય જનો બહુધા કામ ફલહેતુક હોય છે, તેથી તેમને માટે—તેમની કામાર્થ સિદ્ધિ સારુ વેદવાદ જે છે, તે ઠીક છે પરતુ, તે જ છે અને બીજુ કાંઈ નહીં, એવો તે વિષે દાવો કરવો, એ નિદ્ય છે, કેમ કે, તે આધારે બનતી જ્ઞાન બુદ્ધિથી ચાલવા જતાં અસખ્ય કામાર્થોની કેડે પડવામાંથી અત ન આવે, એવી બુદ્ધિ માટે સમાધિ સુખ ન સંભવે હે સખા, મે જે કહ્યુ, તેનો હેતુ આ સ્પષ્ટ કરવાનો હતો બાકી, વેદમાં તો ઉપરના કામાર્થયોજના વેદવાદો ઉપરાંત, હુ કહુ છુ તેવા બુદ્ધિયોગની પણ વાત છે હા, તે ગુહ્ય અને સૂક્ષ્મ છે પરતુ, જ્ઞાનવિજ્ઞાનમાત્રના અર્થ કે રહસ્ય રૂપે તે તેમા ગૂઢરૂપે—જ્ઞાનવિજ્ઞાનયોગની વ્યવસ્થિતિરૂપ રહેલી જ છે

તેમ જ, તત્ત્વદર્શીઓએ અતિ ઉગ્ર તપસ્યાપૂર્વક જ્ઞાનવિજ્ઞાનક્ષેત્રે સાધના કરીને, કેટલાક તત્ત્વો શોધી વિચારીને કહ્યા છે બ્રહ્મ, આત્મા, ત્રૈગુણ્ય, સમાધિ, ઈત્યાદિ એની પરિભાષા છે બુદ્ધિયોગના નિરૂપણમા પ્રસ્તુત બનવાથી જ મે એ બધાં તત્ત્વો તારી આગળ કાઢ્યા હતા ધીરજથી તુ મનન કરશે, તો તને તે પ્રસ્તુત લાગશે હે સખા, કર્મમાત્ર જ્ઞાનપૂત કે દૃષ્ટિ પૂત જ હોય છે,—જેનું જેનું જેટલું જ્ઞાન કે સમજ દૃષ્ટિ તેથી, જ્ઞાન અને દૃષ્ટિમા જેવી ઊણપ કે ભૂલ, તેવુ કર્મ થવાનું તેથી જ કરીને, પરમ સત્ય બુદ્ધિ હોય તો કર્મસાગરમાં તરવાનું કામ પ્રસન્ન ચિત્તે અને વિના શોકસંતાપે થઈ શકે છે હે મિત્ર, મારે તને એ જ બતાવવું છે કે, એવી બુદ્ધિ છે, તેવો બુદ્ધિયોગ સાધી શકાય છે, તે બુદ્ધિયોગ હુ તને કહુ છુ

## ૩૫

## કામાર્થ વિ૦ શ્રેયાર્થ

**અ**ર્જુન કહે — વેદમાં ત્રિગુણના કાર્યરૂપી આ સંસારની પ્રક્રિયાને પોષતું જ્ઞાન છે તેને તમે નિંદો છો, અને નહીં કે તેમાં મળતું શ્રેયોમાર્ગી — કલ્યાણમય સમાધિપ્રદ જ્ઞાન. આ બીજા પ્રકારનુ જ્ઞાન ઓછું લોકપ્રિય થાય છે કે શું? એ જ્ઞાન મારા શોક-સંતાપ-નિવારણને માટે ઉપયોગી છે; તેથી તમે તે મને કહો છો, એમ હું માનુ છું. તે માટે હું તમારો કૃતજ્ઞ છું.

શ્રીકૃષ્ણ બોલ્યા — હે અર્જુન, વેદ વિષે તેં ઠીક નિદાન કાઢયું. એક રમૂજી ઉપમા વડે તને એ કહું? ચારે કાંઠે ભરેલું એક સુંદર સરોવર છે, કે મોટો કુંડ કે હોજ છે. એનાં નિર્મળ મીઠાં પાણી કેવાં પ્રિય હૃદયગમ થાય? તે અંગે તરસ્યો માણસ શુ કરશે? એની તરસ પૂરતુ લઈને — એટલાથી એ આખા સરોવર અંગેનો પોતાનો અર્થ સર્યો એમ માનશે ને? (૨,૪૬) હે પાર્થ, એમ જ આ જ્ઞાનવિજ્ઞાનથી ભરપૂર એવા વેદરૂપી જ્ઞાનસાગરને જોઈને ભલે આપણે પ્રસન્ન થઈએ, પરંતુ, જ્ઞાનપિપાસુઓ તેમાથી ખપ જેટલુ જ લઈને સંતોષ પામશે ને? (૨,૪૬) અરે, આખુ ને આખું તો કોઈ કદીય લેશે કે લઈ શકે પણ ખરું? આખાના કીડા બની, તેમાં રચ્યાપચ્યા રહેતા કામાત્મક વેદવાદીઓ પણ એમના ઇષ્ટ ભોગ પૂરતુ જ લેશે ને? જે એમને ઇષ્ટ નહીં હોય તે છોડશે ને? હે મિત્ર, વેદ જ્ઞાન પ્રત્યે આવી વૃત્તિ અથવા હેતુ- કે પ્રયોજન- બુદ્ધિ, આમ સામાન્ય માનવ મર્યાદા જોતાં પણ, હોય જ, — રાખવી જ પડે, છૂટકો જ નહીં!

આમ છતાં, પેલા વેદવાદી કામભોગરત લોકોની વાત એટલી જુદી છે ખરી કે, તેમની તરસ જ મટતી નથી, લગને લગને કુવારા જેવી એમની કામભોગ તૃષ્ણા છીપતી જ નથી! એ જાતના લોકને વિષે વેદવાદો દુ ખમૂળ બને છે, તેઓ ચિત્તમાં શાંતિ કે પ્રસન્નતાનુ સમાધિ સુખ પામી જ શકતા નથી (૨,૪૪)

તેમની તુલનામા તુ તો શોકદુ ખાન્તક સમાધિ સુખ વાંછે છે, તો તારે એ વિષયનું જ્ઞાન લેવું રહ્યુ હે સખા, બધાં લોક આવી સાત્ત્વિક વાછાવાળા નથી હોતાં, તેઓ તમોરજો ગુણ વશ થઈને બહુધા કામાર્થ સિદ્ધિ માટે વાંછા રાખે છે એથી કરીને વેદનું શ્રેયોમાર્ગી જ્ઞાન લગભગ ઢકાયેલું જ પડી રહે છે— ગુહ્ય ને ગૂઢ જેવુ બની જાય છે પરતુ તેથી કાંઈ એ વ્યર્થ કે અગ્રાહ્ય છે એવુ નથી હા એ દુર્ગમ કે વિરલ બની જાય છે, પરતુ એની અદ્વિતીયતા એ છે કે, તે ધ્રુવ છે ને અનન્ય છે— તે પામ્યે જ જ્ઞાન પાનની મૂળ માનવ તરસ છીપે છે, અને ચિત્તપ્રસાદ કે સમાધિ સધે છે હે સખા, આ જ્ઞાનને હુ બુદ્ધિયોગ કહું છુ, કે જે પામતાં બીજા બધા વેદવાદોનો— એમા રહેલા કામાર્થબુદ્ધિયોગનો છેદ ઊડી જાય છે અને તેથી, ખર જોતાં, એ જ વેદનો ખરો અને ગુહ્યતમ એવો ભાગ છે (૨ ૪૧)

અર્જુન કહે— તો પછી લોકો આવો સુખદ કલ્યાણકારી તૃપ્તિ કર વેદપાન-અર્ક કેમ નથી લેતા વારુ?

શ્રીકૃષ્ણ બોલ્યા— એનું કારણ તો ઉઘાડુ છે તેઓ કર્મફલહેતુક હોઈને તે તરફ વળે જ નહીં ને! અને કદાચ વળે તોય તેને ઓછો જ ગ્રહણ કરશે! હે અર્જુન, આવા ગુહ્ય પાન માટે તરસ જાગે તો તેઓ લે ને? જેની જેવી તરસ, તેવું જ પાન વેદજ્ઞાનસાગરમાંથી તે કરશે, અને તે ત્યા એને મળી રહે છે, પછી શુ!

અર્જુન કહે— આવી ગુહ્ય જ્ઞાન તૃષા હોય તો જ મનુષ્ય તરસ્યો બની ન તેને છિપાવવા મથે,'એ તો સ્વત સિદ્ધ કહેવાય તેવી તરસ કોને કયારે લાગે વારુ?

હે કૃષ્ણ, મારી મૂંઝવણ છે તે મૂળે આ તરસને કારણે હશે, એમ તમે માનો છો?

શ્રીકૃષ્ણ બોલ્યા—હે કૌંતેય, તુ અભિજાત છે, તારી મૂંઝવણ એવી તરસમાંથી છે, એવુ તારું અનુમાન સાચું છે હે ધનંજય, આવી તરસ કોને ક્યારે લાગે, એ તારી પૃચ્છા ઠીક છે. હે સખા, તારી પોતાની સ્થિતિ વિષે તુ અંતર્મુખ બનીને જુએ, તો તને જાતે એનો જવાબ તારા પોતાના આતર નિરીક્ષણ વડે મળી રહે એમ છે

તું એ વિચાર કે, આ યુદ્ધદૃશ્ય જોતાં, ઓચિંતો તુ કામાર્થી કે ભોગૈશ્વર્યપ્રસક્ત મટી ગયો — શૂન્યમના જેવો બની ગયો, અને જીવનમા રસબીજરૂપી હેતુમત્તા જ જાણે તારી સુકાઈ ગઈ! અર્જુન, એ તો તેં અનુભવ્યું ને? એક વાર તો તું આ સૃષ્ટિમા અવતરીને કાઈ કરવા વિષે પ્રયોજનબુદ્ધિ જ જાણે ખોઈ બેઠો! ક્યા તુ જીવનભર શસ્રાસ્ર-યોગની સાધનામા અવિરત રહેતો વિરલ યુદ્ધયોગી પાંડવ, અને ક્યાં અત્યારે યુદ્ધકર્મ કરવા વિષે સાવ નખાઈ ગયેલો વિષાદયોગી વીર અર્જુન! હે સખા, વેદના ગુહ્યતમ જ્ઞાનની પિપાસાનુ લક્ષણ બાહ્યતઃ જોતા આવુ વિચિત્ર હોય છે,—કે જેનો તને સાક્ષાત્કાર થયો છે જીવન વિષે એક પ્રકારનો પડદો પડી જતા, તેવો મનુષ્ય વિષાદાંધ બની જાય છે. એની પુરુષાર્થ બુદ્ધિ પોતાના ચાલુ જીવન વિષે ઉપરામને પામે છે

હે મિત્ર, તત્ત્વદર્શીઓ કહે છે કે, આવી સ્થિતિનુ કારણ તેનામા બ્રહ્મજિજ્ઞાસાનો મુગ્ધ ઉદય થાય છે એ છે નમગ્ર કે કૃત્સ્ન જ્ઞાનના વિષયરૂપ એવુ જે આ વિશાળ દૃશ્ય છે, તેનો મૂળ ભાવ એકસામટો એક ઘૂટડે પી જવાને માટેની એ તરસ છે, કેમ કે, બધુ જ બે ભઙ્થુ સુખદુ ખમય દ્વદ્વરૂપે જોતા, એથી દુભાયેલો જીવ મૂઝાઈ જઈ દુ ખી થાય છે, અને તે બધાનુ મૂળ રહસ્ય પામીને આગળ ચાલવા તલસે છે હે સખા, દૃશ્યના અર્ક રૂપ ત્રૈગુણ્યના આ મૂળ ગુહ્ય કારણને જ તત્ત્વદર્શીઓ બ્રહ્મ, આત્મા કે પરબ્રહ્મ, પરમાત્મા ઇ૦ વાચકો વડે દર્શાવે છે.

તેથી કરીને, હે મિત્ર, હુ તને આ તારા પ્રશ્નના જવાબમા કહુ કે, જે માણસ આ અર્થમાં બ્રહ્મને જાણવાને તલસે છે, તે બ્રાહ્મણ છે, તે,—અને નહિ કે પેલો વેદવાદરત કામાર્થી ભોગૈશ્વર્યસક્ત,—પેલા ગુહ્ય પરમ જ્ઞાનનો પિપાસુ બને છે (૨,૪૯) તેવા જિજ્ઞાસુ બ્રાહ્મણને પેલી પરમ પિપાસા જાગે છે તેના સાન્ત્વન માટે, એવો પુરુષ, સહજભાવે, એવી પિપાસા જેની તૃપ્ત થઈ છે એવા અકામકામી, આત્મતૃપ્ત, બ્રહ્મજ્ઞાની પુરુષનું ગુરુશરણ લે છે, અને પોતાની પરમ તૃષા છિપાવવા માટે જ્ઞાનજળ યાચે છે હે મિત્ર, જીવનમા જેમને આમ આવી તરસ ઊપડે, તેવા ધન્ય પુરુષો વિરલ હોય છે, એમ ખરુ

સંજય કહે—હે રાજા ધૃતરાષ્ટ્ર, આ સાંભળીને અર્જુનની આખમા ધન્યાશ્રુ આવી ગયા, અને પરમ કૃતજ્ઞભાવથી ગદ્‌ગદ્ કંઠે તેણે શ્રી કૃષ્ણને કહ્યુ —

અર્જુન બોલ્યો—હે વાસુદેવ, હે પરમ સુજ્ઞ સખા, મે જ્યારે તમને થોડી વાર પર કહ્યુ કે, 'હુ તમારો શિષ્ય છુ, તમે મને બોધ આપો' (૨.૭), ત્યારે હુ કશીક કાઈક ગહન માગણી કરતો હતો, તેવી મને ખબર નહોતી હું તો મુગ્ધભાવે બાળવત એ બોલેલો, મારી પૃચ્છા આવી કોઈક ગહન વસ્તુ વિષે છે, એવો મને ત્યારે ખ્યાલ નહોતો હવે મને દેખાય છે કે, જ્યારે મે રાજ્યસ્વર્ગ સુખભોગાદિનો ત્યાગ જાહેર કર્યો, ત્યાર મારામાં છૂપી રહેલી કોઈ વસ્તુ તે ભાવને પ્રેરતી હતી, તમે આટલી ચર્ચા કરી, તે પરથી મને તે અત્યાર ઝાખી ઝાંખી છતાં છતી જણાય છે

તથા, હે વાસુદેવ, તમે જે આત્મા, બ્રહ્મ ઇ૦ વાતો કરો છો તેમાં કાંઈક અર્થ કે હેતુ છે, તે પણ મારે માનવુ પડે હે સખા, મારુ અજ્ઞાન મને પોતાને હવે જણાય છે, તેવા અજ્ઞાનના જ જ્ઞાન પરથી મને આવું અનુમાન થાય છે કે, બ્રહ્મ, આત્મા, ઇ૦ જેવું તો શું શું વિચારવુ સમજવું પડતું હશે' પરંતુ, ત્રૈગુણ્ય વિચાર તો સામાન

લોકગત હોઈને મુખ્ય ને સુલભ છે; છતાં, તે જ છે ને બીજું કાંઈ નથી, એવો દાવો તો ન કરી શકાય, એટલુ તો હું જાત-અનુભવ પરથી પણ કહું. હે સખા, હવે મને કહો કે, તમારો ઉપદેશ મને શો છે? તમે કહેલા પેલા વેદવાદરત અવિપશ્ચિત લોકોની વાતમાં હું સંમત નથી, એમ મને ભાસે છે. અને મને લાગે છે કે, તમે જે બુદ્ધિયોગ કહો છો, તે મારે માટે બાકી રહે છે. તે સમજવાને માટેની પૂર્વભૂમિકા બાંધવાને કંઈ કંઈ જાણવું વિચારવં ને મનન કરવુ પડતું હશે, એમ જો તમે કહો, તો મારે એ કબૂલ કરવું પડે પણ તે શું કે કયા પ્રકારનું, એ બધું તો તમે પરમ કુશળ ગુરુ જાણો; મને શી ખબર!

## ૩૬

# નિસ્ત્રૈગુણ્યત્વ

શ્રીકૃષ્ણ બોલ્યા – હે પાંડવ, આ જ્ઞાનવિજ્ઞાન હું તને જરૂર કહીશ. પહેલી વસ્તુ તો તું એ વિષે એ સમજ કે, તારે પેલા કામાર્થવાદી ત્રૈગુણ્યને સેવવું ન જોઈએ – તું નિસ્ત્રૈગુણ્ય થા. વેદના જ્ઞાન-સાગરના એ ત્રિગુણ ડહોળા પાણી તું છાડ.

અર્જુન કહે – હે જનાર્દન, એ તો હું સ્વીકારું છું, પરંતુ એનો અર્થ શો? તે પામવા માટે મારે શું કરવું રહ્યું? યુદ્ધદૃશ્ય જોઈ વિપાદ નો ઝોંઝો આવી જતા, તાત્કાલિક હું સ્વર્ગકામભોગાદિ વિષે ત્યાગબુદ્ધિ વાળો બની ગયો, એ ખરું, પણ એ કાંઈ મારી મૂળ ચિત્તસ્થિતિ નથી – બુદ્ધિયુક્ત ભૂમિકા મે એવી નથી બાંધી, મારી ઊર્મિલતાનો આવેગ જ કદાચ એમાં હોય. તથા બીજું તમે કહો છો એમ, જો ભાવો કે પદાર્થમાત્ર, પ્રકૃતિએ કરીને ત્રિગુણાત્મક છે, તો નિસ્ત્રૈગુણ્ય બનવું સંભવે ખરું? હા, તો કઈ રીતે? આ મને પહેલું કહો.

શ્રીકૃષ્ણ કહે – જે જિજ્ઞાસુ સખા, એ જ હું તને કહેવા જતો હતો. આ બ્રહ્માંડના કોઈથી કે કશાથી જ ત્રણ ગુણોમાંથી નીકળી ન શકાય એ તારી વાત સાવ સાચી છે. એમ કરવું તો મરણથી પણ શક્ય નથી, કેમ કે, જીવાત્મા લિંગદેહે પણ ત્રિગુણવશ તો છે જ, જેથી તે પુનર્જન્મ પામે છે. દૃશ્ય બધું જ બ્રહ્મની લીલારૂપ ત્રૈગુણ્ય છે, પછી ત્રણ ગુણોમાંથી નીકળી જવું બને જ નહીં. એટલે, ત્રૈગુણ્યથી રહેલા દોષથી પર કે અતીત બનવાનો ભાવાર્થ જ પકડવો જોઈએ. એવો ત્રિગુણાતીત બનવાનો ભાવાર્થ એટલે નિસ્ત્રૈગુણ્યત્વ, એને તું અ ત્રૈગુણ્યત્વ, એટલે કે ત્રિગુણરહિતતા ન સમજ. ત્રિગુણરહિતતા તો કેવળ

ત્રૈગુણ્યરૂપી સંસારના જનક કે સ્રષ્ટા કે કર્તારૂપ – જે સમજે તે – મૂળ બ્રહ્મ વિષે જ માત્ર કલ્પી શકાય; – કે જેનું આ બ્રહ્માંડરૂપે કાર્ય તું જુએ છે. એટલે, હે સખા, નિસ્ત્રૈગુણ્યનો ભાવાર્થ તેં જે પહેલું કહ્યું તેમાં રહેલો છે: કામભોગૈશ્વર્યાદિનો જે અદમ્ય ઉદ્રેક છે, તે ગમે તેટલાથી પણ શમતો જ નથી; એનો ઉગાટ ચિત્તભૂમિમા અપાર ઝાડી જંગલની પેઠે, અમાપ અને સતત થયા જ કરે છે ત્યાં તેને ડામવાનો કે નિર્બીજ કરવાનો અર્થ એમા છે આને હુ નિસ્ત્રૈગુણ્યત્વ કહુ છું

હે અર્જુન, હવે તું એ જો કે, આ ઉગાટ મુખ્યત્વે કયા ગુણોને આભારી છે વારુ? તમોરજોગુણના દ્વન્દ્વને જ ને? તે બે ગુણો જ પરસ્પર મળીને, સ્થિતિ-ગતિના તાણાવાણામાથી, આ કામ-રાગમય સસારને, કરોળિયાના જાળા જેમ વણી આપીને, પેદા કરી આપે છે ને? તેમા જ જીવો રૂપી માખીઓ ભરાય છે ને? કેમ કે, હે મિત્ર, મનુષ્યો વિવિધ પદાર્થો ને ભાવો રૂપી ઇન્દ્રિયાર્થોના સગમાં આવીને તેમને માટે રાગ કે દ્વેષબુદ્ધિ – ગ્રાહ્યાગ્રાહ્ય કે પ્રાપ્યાપ્રાપ્ય કલ્પના બુદ્ધિ કરે છે.

એટલે, હે સખા, નિસ્ત્રૈગુણ્ય બનવા ચાહનાર પુરુષે એ બે ગુણોના કાર્યને કેળવવાને બદલે સત્ત્વગુણને કેળવવો જોઈએ તેથી, નિસ્ત્રગુણ્ય થવુ એટલે એનો અર્થ નિત્યસત્ત્વસ્થ બનવુ (૨, ૪૫), એવો તું સમજ હે અર્જુન,[1] તુ તેવો બન, એમ મારો તને ઉપદેશ છે

હે સખા, આ સતોગુણ – ચિત્તની નિત્ય સત્ત્વ સ્થતા, – એ બ્રહ્મનું જ એક લક્ષણ છે, એમ જ તુ સમજીને ચાલી શકે સત્ત્વની મૂળભૂમિમા વિલસતા અથવા કામ કરતા રજોતમોગુણના કાર્યરૂપી સસાર રૂપી પોતાના બ્રહ્મકર્મને સર્જ્યા પછી, મૂળ એક સનાતન બ્રહ્મરૂપ પરમ પુરુષ પોતાની સ્વનત્તાના પ્રતીક સમા સત્ત્વગુણમાં નિત્યસ્થિતિ ધરાવે છે. દરેક પદાર્થના મૂળ ઘટક સમા જ ત્રણ ગુણોમાનો સત્ત્વગુણ એ છે, એમ જાણ સંસારને મૂળ સત્તા બ્રહ્મની મળ્યા પછી, તે સત્તા, સત્ત્વગુણ રૂપે, દરેક પદાર્થમા રહેલા ત્રણ ગુણોરૂપી ત્રૈગુણ્યતામાં સ્થાન વિશેષ લે છે, એમ કહી શકાય હે

મિત્ર, તેથી કરીને હુ તને કહુ છુ કે, તું નિસ્ત્રૈગુણ્ય થા, એટલે કે, નિત્યસત્ત્વસ્થ બનવા – સતત સાત્ત્વિક બનવા પ્રયત્નશીલ થા

વળી તું અહીં કહેશે કે, પણ એમ થવા સારુય શું કરુ? હે સખા, આ જ વસ્તુ બુદ્ધિયોગના યોગબુદ્ધિ નામે બીજા વિભાગમાં આવે છે, એમ મે તને કહ્યુ હતું

વિચાર કર કે, ત્રૈગુણ્ય કરે છે શુ? સસારમા જે બને છે, તમો રજોગુણથી જે સુખદુ ખ, હ શોક આદિ ઉપજાવતા આગામાપાયી કે અનિત્ય દ્વદ્વભાવો ઊભા થાય છે, તે જ પજવ્યા કરે છે ને? તેથી મે તને પહેલું કહે I તે યાદ કર કે, આવા દ્વદ્વો પ્રત્યે તિતિક્ષાભાવ રાખવો જોઈએ – તેમના પ્રત્યે ધીરતાપૂર્વક સમભાવની ધૃતિ (૨,૧૪) રાખીને ચાલવુ જોઈએ, તો મરણને બદલે અમૃત અનુભવ ચાખવા મળી શકે હે સખા, નિત્યસત્ત્વસ્થતા એટલે આવી નિર્દ્વદ્વતા જાણ તિતિક્ષા દ્વારા આવી સમભાવી દ્વદ્વાતીતતા કેળવવી, એ નિત્યસત્ત્વસ્થતાની સાધનાનુ રહસ્ય છે

હે અર્જુન, વળી તું એ પણ વિચાર કે, આ સંસારમાં અવતરીને જીવો, અને જોતા, કામભોગાર્થી બનીને પોતાના ભોગૈશ્વર્ય સાધવા, એટલે જીવનમાં સતત પોતાના યોગક્ષેમનો હેતુ ધ્યાનમા રાખવો,– એમ જ વર્તે છે ને? એને માટે જ મથે છે ને? – કે જેથી તેમનો સતત કામભોગ-યોગ સિદ્ધ થતો જ રહે એથી જ જયાજય, લાભાલાભ, ફલાફલ ઇ૦ દ્વદ્વોમાં ધક્કા ખાવા પડે છે ને? હે સખા, એટલા માટે જ જીવો ત્રૈગુણ્ય-વિષયી બને છે એટલે, નિસ્ત્રૈગુણ્ય બનવું, નિર્દ્વદ્વ બનવુ, એટલે (બીજી ભાષામાં કહીએ તો) નિર્યોગક્ષેમ બનવું એમ પણ કહેવાય. તેથી, ભાઈ અર્જુન, તું નિર્યોગક્ષેમ બન, એમ તને કહુ છું

અર્જુન કહે – હે વાસુદેવ, આ તો તમે વ સમી વાત કરી નહીં? નિર્દ્વદ્વ, નિત્યસત્ત્વસ્થ બનવાનું તો બુદ્ધિમાં ઊતર્યુ પણ નિર્યોગક્ષેમ બનવું! તો તો નિર્વાહ જ કેવી રીતે ચાલે? નિર્વાહ માટે – શરીરયાત્રા અંગે યોગક્ષેમ તો જોવા રહે ને? તે પણ જો છોડવાં, તો તો ભૂખે મરું કે આત્મ

ઘાત કરવો, એવુ જ સારાશે થયુ ! યોગ-ક્ષેમ માટે કાઈ કરવુ જ નહીં, તો જીવોએ આ જગતમા જીવવુ કેમ? શી રીતે અને શા માટે?

શ્રીકૃષ્ણ કહે — વાહ અર્જુન, તે ભલી શકા પૂછી ! આ યુદ્ધનું કર્મ છોડીને તું જ અકર્મનુ શરણ લેવા અત્યારે બેઠો છે, તો તેમા તારા યોગક્ષેમ અને શરીરયાત્રા કે નિર્વાહ વગેરેનો વિચાર તે કરેલો? શો વારુ? સમાજમા ભિક્ષાથી તે સાધવાનુ તે માનેલુ ને? હે મિત્ર, જીવો જગત મા જન્મે એટલે તેમનો, પોતપોતાના આયુષ અનુસાર અને તે દરમિયાન, જીવનના નિર્વાહનો પ્રબધ થવો, એ તેમા આપોઆપ પ્રકૃતિનિદ્ધ જ આવી ગયુ ને? પેલા વ્યાપક બ્રહ્મકર્મની યોજનામા તેના સહજ-સમવાયી ક્રમે જ અમા અનુસ્યૂત રહેલી વસ્તુ જ તે ગણાય ને? બ્રહ્મકર્મના સમગ્ર આયોજન અને વ્યવસ્થા તત્રામા તે એક બાબત પણ આયોજિત રૂપે રહી હોય જ ને? પોતાના યોગક્ષેમની એ વસ્તુ સધાય તે કાઈ જીવો તેવો સકલ્પ કરે, કે તેમની એવી હેતુબુદ્ધિ કેળવે, કે તેવી રાગ કે આસક્તિ બુદ્ધિ ધરે, તેની પર એ નથી અવલબતુ તે તો સમગ્ર એક મૂળ બ્રહ્મ-સકલ્પના ભાગ રૂપે તેમા નિયત રૂપે આવી જ ગયેલુ હોય છે

એટલે નિર્યોગક્ષેમ તુ થા, એમ મે કહ્યુ, તે એટલા અર્થમા કે, કામાર્થ ફલ બુદ્ધિ છોડવી, એમા જ એ નિર્યોગક્ષેમત્વ એની મેળે આવી ગયુ જીવો જો પોતાના યોગક્ષેમ, પોતે જાતે — સકલ્પપૂર્વક કામાર્થહેતુમત્તા ધારણ કરીને — નહીં સંભાળે તો તેમનો નિર્વાહ નહિ થાય, એવી કોઈ શરત કે અનિવાર્યતા આ સસારની રચનામાં રહેલી નથી, એ તો બ્રહ્મ કર્મના અવિરત અને અચૂક પરિણામના ભાગ રૂપે જે નિયત હશે, તેમ થશે જ જીવોએ તેમા જાગ્રત પુરુષાર્થભાવે કામ-સંકલ્પ કરીને રાગ કે આસક્તિની અગત કે અલગ આગ્રહબુદ્ધિ રાખવી જરૂરી નથી એમ કરવા જતા જ તેઓએ તમોરજોગુણનો આશ્રય લેવો પડે છે — તેમા તે ફસાય છે એમ તો જીવે નહીં કરવુ ઘટે, તેને બદલે નિત્યસત્ત્વસ્થ તેણે બનવું, એટલે જ નિત્ય એવો જે સત્ત્વનો અમર ગુણ છે, તે પર

દૃઢ રહીને વર્તવું જોઈએ હે સખા, આ અમૃતગુણ આત્માનો છે,—કે જે અમર છે

અને હુ હવે તને પૂછુ છુ કે, જેના નિર્વાહની ચિંતામા આપણે યોગક્ષેમ નિમિત્તે ભોગૈશ્વર્યાસક્ત બનીએ છીએ, અને તે માટે યોગ ક્ષેમનો પુરુષાર્થ, સકલ્પ અને ધૃતિ પૂર્વક, માડીએ છીએ,—હે સખા, તું કહે જોઉં—એ કોના નિર્વાહ કે રક્ષાને માટે વારુ? શરીરનાં જ ને? અને શરીર તો આવે જાય—નાશવત છે, આત્મા જ સત્ય અમર છે તેથી મે તને બુદ્ધિયોગનો સાખ્ય વિભાગ કહ્યો હતો, ત્યારે આત્મા વિષે ઉલ્લેખ કરેલો હે મિત્ર, તે તુ ફરી વિચારી જો એ કહેવામા આવી ઊંડી સપ્રયોજનતા હતી તેથી હુ તને કહુ છુ કે, આમ સમજીને તુ બ્રહ્મ, આત્મા, ઇ૦ પરિભાષા વ્યર્થ તત્ત્વનું ટૂંપણ ન માન, અને તે સમજીને નિર્યોગક્ષેમ બન, એટલે દેહવાન હોવા છતાં આત્મરૂપ હોઈને આત્મવાન કે આત્મવાદી બન, એમેય મારો તને ઉપદેશ છે

આમ, હે અર્જુન, સારાંશે મારો તને ઉપદેશ એ છે કે, ત્રૈગુણ્યનું મે તને જે સ્વરૂપ અને લક્ષણો સમજાવ્યાં, તે તુ ધ્યાનમાં લે અને તે પરથી બોધ પામીને નિસ્ત્રૈગુણ્ય બન,—એટલે કે, નિર્દ્વન્દ્વ બન, નિત્યસત્ત્વસ્થ થા,—એમ આત્મવાન બન (૨,૪૫)

હે મિત્ર, વેદરૂપી જ્ઞાનસાગરમાંથી આ બોધજલ તુ પીને તારી મૂઝવણ અને વિષાદમા મૂળ કારણરૂપ આત્મ જ્ઞાનપિપાસા દૂર કર

## ૩૭

# કર્મ-યોગબુદ્ધિ

## ૧

**અ**ર્જુન કહે — હે સખા, તમે જે કહ્યુ તેથી હુ ઊંડા વિચારમા પડી ગયો તેમાથી હુ ત્રૈગુણ્યથી પર થવાનુ સમજ્યો આ ત્રૈગુણ્ય બે રીતે પ્રતીત થાય છે — ૧ દ્વંદ્વ રૂપે સુખદુ ખાદિ સતાપક પરિણામો દ્વારા, ૨ ઇષ્ટ ફળના સુખ-ભોગની આશા માડીને ઇષ્ટ યોગક્ષેમ માટે મન કરવુ આ બેઉથી બચીને મારે નિર્દ્વંદ્વ અને નિર્યોગક્ષેમ બનવુ, એમ તમે મને સમજાવ્યુ અને તે અર્થે મારે નિત્યસત્ત્વસ્થ અને આત્મવાન બનવુ જોઈએ, એવો તમારો આદેશ છે હે કેશવ, પણ, તેથી મારી મુશ્કેલી નથી ટળતી હુ કરુ શુ તે મને કહો આ યુદ્ધ છોડુ કે લડુ? — એ જ મારી મૂળ આટી અને કગકટી છે, તે કેમે કરીને ઊકલતી નથી મને એનું સમાધાન જોઈએ

શ્રીકૃષ્ણ બોલ્યા — હે સખા, તુ શુ કરે, એ તો મે તને શરૂમા જ કહી દીધુ કે, કાર્પણ્ય અને હૃદયદૌર્બલ્ય છોડી દે અને લડવા તત્પર થા પરતુ તારાથી એમ નથી બનતુ, તુ સમજવા માગે છે કે, તારે એમ કેમ વર્તવુ જોઈએ,— હુ તને એવી સલાહ શા માટે આપુ છુ હે ભાઈ, એમાથી આપણે વાતે ચડયા, અને તેમા મે તને બુદ્ધિયોગની સમજ આપવા માડી છે આપણી વાત ત્યા આવીને અત્યારે ઊભી છે

અર્જુન કહે — હે જનાર્દન, એ મને બરોબર યાદ છે બુદ્ધિયોગની વાત કરતા તમે એનો એક ભાગ સાંખ્યબુદ્ધિ મને કહીને, બીજો યોગ બુદ્ધિ વિભાગ હવે કહુ છુ, કરીને વાત ચલાવો છો માધવ, તેમા તમે જે ત્રૈગુણ્ય, દ્વંદ્વ, આત્મા આદિની વાત કરી, એ તો મને પહેલા સાખ્ય

બુદ્ધિ વિભાગની જ પાછી કરાતી લાગી, યોગ-બુદ્ધિ વિભાગ એમા ક્યાં આવ્યો? યોગબુદ્ધિ અંગે તમે એમ કહ્યુ કે, એ તો એવો ચમત્કારી ધર્મ છે કે, તેનું સ્વલ્પ પાલન પણ મહા ભય હરે છે (૨,૪૦) હે ગોપાલ, તેથી મે કહ્યુ કે, યોગબુદ્ધિ દ્વારા મળતો એ ધર્મ મને અત્યારે કહો,— તેમાંથી જો મારી કિંકર્તવ્યમૂઢતાની આંધી દૂર થાય તો

શ્રીકૃષ્ણ બોલ્યા — હે જિજ્ઞાસુ સખા, તારો પરિપ્રશ્ન સમજ્યો હુ તને બુદ્ધિયોગ વર્ણવવા લાગ્યો છુ, તેમાંનો સાંખ્યબુદ્ધિનો — જ્ઞાનનો ભાગ કહ્યો, એ જ્ઞાન બુદ્ધિના આધારે વિચારીને, એ વડે જ્ઞાન દૃષ્ટિ પૂત કર્મ કરવાની સમજ એટલે જ યોગબુદ્ધિનો બીજો ધર્મ ભાગ હે અર્જુન, બંને વિભાગો આ રીતે ઓતપ્રોત છે એકથી વિખૂટો કે જુદો બીજો ભાગ નથી તેથી કરીને મે તને ત્રૈગુણ્ય અને વેદજ્ઞાનની વાત કરતા, બ્રહ્મ આ મા ઇ૦ સાંખ્યબુદ્ધિના વિષય ફરી યાદ કરાવ્યા અને કહ્યુ કે, જગતના જીવોના અનુભવમાં તમો રજો ગુણને પરિણામે દ્વંદ્વત્વ અને કામાર્થી યોગક્ષેમત્વ મુખ્યત્વે આવે છે આ વાત સાંખ્યબુદ્ધિને સ્પર્શે છે એ તારી વાત સાચી છે પણ એ પરથી મે તને ક્રિયા આદેશ કહ્યો કે, તું નિસ્ત્રૈગુણ્ય થા — નિર્દ્વંદ્વ થા, નિર્યોગક્ષેમ થા, તેમ થવા માટે તું નિત્યસત્ત્વસ્થ બન, આત્મવાન બન હે મિત્ર, આમ કહેવાનો આધાર સાંખ્યબુદ્ધિ છે — આ આદેશ સાંખ્યજ્ઞાન જન્ય છે, એ તું લક્ષમા લે તો કર્મ કરવાની તારી સમજબુદ્ધિ સાચી ભૂમિકા પકડશે ને તુ તારી જાતે અંતરમા સમાધાન પામશે

અર્જુન કહે — હે જનાર્દન, મારા લક્ષમાં આવ્યુ હુ તો, — પેલુ બધુ સાંખ્યનું વેદાંત કયાર પતે, અને તમે કયાર મારા કરવાના કર્મ અંગે યોગ વિષયક કૃતાન્ત પર આવો અને મને કહી દો કે, આમ કર — એની રાહ જોતો અધીર થયો હતો મને એમ કે, મને કાઈક એવુ કરવાનું તમે કહેશો, — કાઈક એવી જ્ઞાન-ગોળી આપશો જેથી મારા મૂંઝવણ ને શોકાદિ ટળી હુ પ્રસન્ન ને સ્વસ્થ થઈ શકીશ અને મારે યોગ્ય ધર્મમા પ્રવૃત્ત થઈ શકીશ

શ્રીકૃષ્ણ બોલ્યા — હે સખા, હું એમ જ ઇચ્છું છું પણ તું ક પતો લાગે છે એવી કોઈ દવા ખાધી કે સારા થયા, એવું આ નથી આ તો કર્મ કરવા વિષે સત્ય સમજબુદ્ધિની વાત છે, જેથી તું તારા શોક મોહાદિ વિષાદનું નિવારણ જાતે કરી શકે કોઈ બીજો કે બહારનો કોઈ નુસખો તેવું કાંઈ તારામા કરી દેશે, એવું ના માનતો

અર્જુન કહે — હે વાસુદેવ, સમજ્યો હવે તમે મને યોગ વિષેની સમજબુદ્ધિ કહો, હું તે લક્ષ દઈને સાભળવા માગું છું

શ્રીકૃષ્ણ બોલ્યા — હે કૌંતેય, આ યોગબુદ્ધિ એટલે સમત્વ (૨,૪૮) એ સમત્વનો અર્થ જ મે નિસ્ત્રૈગુણ્ય, નિર્દ્વન્દ્વ ઇ૦ તને કહ્યો હતો વેદવાદરત અને ભોગૈશ્વર્યાસક્ત કામાત્માઓમા આ બુદ્ધિ નથી હોતી, તેથી તેઓની આવી કામ વ્યવસાયાત્મિક બુદ્ધિને સમાધિ સુખ નથી હોતું એમ મે (૪૪) કહેલું તેમા સમાધિ પદથી મારા કહેવાનો ભાવાર્થ આ ચિત્તબુદ્ધિનું સમત્વ જ હતો હે સખા, આ સમત્વ નિત્યસત્ત્વ સ્થ રહીને દુ ખાન્તક કર્મ કરવાની કુશળતાનો જ મન્ત્ર છે તેથી આ યોગબુદ્ધિ એટલે કર્મ કરવાની કુશળતા છે, એમ પણ કહેવાય (૫૦)

હે અર્જુન આમ સમતાપૂર્વક વર્તતા કર્મ કરવાની જે કુશળતા આવે છે, તે ધરીને કર્મ કરનાર પુરુષ દુ ખાન્તક અનામય એવા પદને પ્રાપ્ત કરે છે (૫૧) અને તારે એ પદ જ જોઈએ છીએ ને? લડું કે ન લડું તેમાં તને સમજ નથી પડતી તેથી જ તું ગૂચાઈને દુ ખી થયો છે ને? હે સખા આ જે બુદ્ધિયોગ તને કહું છું, એ આ ગૂચ ઉકેલી શકે છે તે સાધ્યા વિના બીજી રીતે જે કર્મ થાય છે, તે પેલા અનામય કે સમાધિપ્રદ પદથી વેગળું જ હશે જાણ (૪૯) તેથી તું આ બુદ્ધિનું શરણ લેવાની ચાહના કર (૪૯) પેલા વેદવાદી કામાત્મક લોકો તો ફલહેતુબુદ્ધિ રાખીને કૃપણ બની જાય છે તું એવી ફલહેતુ પ્રેરણા સાધર્યા વિના એટલે કે, કર્મની સિદ્ધિ અસિદ્ધિ ફલ વિષે સમતા પૂર્વક (૪૮) કર્મ કરવાની જે યોગબુદ્ધિની કર્મ કુશળતા છે, તેનું શરણ

લાવીશું એવી આશા કે આગ્રહ બાંધીને ચાલવા લાગે છે, પરિણામે તેઓ સમાધિસુખ ખોઈ બેસે છે – દુ ખી થયા કરે છે આથી કરીને, કર્મયોગ બુદ્ધિ કહે છે કે, ફળ વિષે કદી અધિકાર-બુદ્ધિ ન સેવવી એટલે કે, ધનરૂપ કર્મનું ત્રીજું ઘટક કર્મફલહેતુ-બુદ્ધિ જે છે, તે ના ધરવી કે ના કેળવવી જોઈએ એ બુદ્ધિની પ્રેરણાથી કર્મોમા પ્રવૃત્ત થવામાં દોષ છે તેથી, હે અર્જુન આ ત્રીજા ઘટક પરત્વે કર્મયોગબુદ્ધિનો આદેશ એ છે કે, તુ કર્મફલહેતુક થા મા (૨ ૪૭)

હે અર્જુન, ધનરૂપ કર્મના છેલ્લા બે ઘટક મે તને સંગ અને અકર્મ ગણાવ્યા, તે બે હવે જોઈએ સંગ તો એવી વસ્તુ છે કે દેહેન્દ્રિયો છે ત્યા સુધી તેમનો સગ સંસારના આ બધા પદાર્થો પરત્વે થયા જ કરવાનો એટલે, જેમ કેવળ કર્મક્રિયા નિર્દોષ છે, તેમ ઇંદ્રિયાથો સાથે થતો આવો કેવળ શારીરિક ઇંદ્રિયગોચરતા રૂપી સંગ પણ નિર્દોષ મનાય પણ સામાન્ય રીતે જીવોના વર્તનમાં એવુ નિર્દોષત્વ બનતું નથી તેઓ તે તે અર્થની પ્રેયઅપ્રેયતાથી તણાઈ જઈને વર્તે છે પદાર્થ જોતા જ તેમને તે ભોગાર્થે લાગીને પ્રેયાપ્રેય રૂપે જ જણાય છે અને રાગદ્વેષના મનના ઘોડા ઝાલ્યા નથી રહેતા દોડનાકને પ્રેય પદાર્થને પકડે છે અને અપ્રેયને છાડે છે

એમ તેઓ ફલહેતુથી તણાઈ જઈ કેવળ કર્મ ક્રિયામા આવો કામ પ્રેરિત દોષ દાખલ કરી મૂકે છે તો વળી કેટલાક એવી દુ ખદ કર્મ પથારાથી ભાગીને, કર્મ કરવું જ નથી, એવી તમોગુણી અકર્મબુદ્ધિ પર પહોંચે છે જેમ કે, હે અર્જુન અત્યારે તારી દશા એવી થઈ છે આમ પાચમો ઘટક અકર્મ આવે છે હે સખા યોગબુદ્ધિ એ પરત્વે એવો આદેશ આપે છે કે, આવા અકર્મ જોડે તારો સગ ન થવો જોઈએ, કારણ કે, જન્મસિદ્ધ અધિકાર છે તે કર્મ પરત્વે છે, નહીં અકર્મનો નહીં અશક્ય હોઈ તે ઘટ નહિ (૨ ૪૭)

એટલે અર્જુન, તારાથી હવે તું પૂછે છે તે કહુ કે, કર્મ કરવાં તે આ બુદ્ધિયોગ સમજીને – તે મુજબ યોગસ્થ બનીને કરવાં એનો

અર્થ તેના ફલની પ્રાપ્તિ માટે સંગ-કે-આસક્તિ-બુદ્ધિ છોડવી જોઈએ; એટલે કે, ફળ તો બ્રહ્માધીન હોઈને, તેના અચૂક બ્રહ્મન્યાયે એ મળશે જ એવી બ્રહ્મબુદ્ધિ ધારણ કરીને, તેની સિદ્ધિ-અસિદ્ધિ પરત્વે સમબુદ્ધિ રાખીને ચાલવું. હે સખા, હું જે યોગબુદ્ધિ કહું છું, તેનું રહસ્ય આ સમત્વ છે; એટલે કે, ફલહેતુનો અને અકર્મનો સંગ ન થાય એમ, એવા સમત્વથી કર્મો કરવાની કુશળતા એ યોગ છે. (૨-૪૮,૪૯)

આવી બુદ્ધિવાળા પુરુષો કર્મમાંથી નીપજતા ફળનો — તે પરત્વેની ચિંતા-ચટપટીનો ત્યાગ કરે છે; એટલે, એવા બુદ્ધિયોગી પુરુષો તેમના કર્માકર્મવિવેકમાં કર્મ વિષે સુકૃત-દુષ્કૃત જેવું પણ નથી જોતા (૨,૫૦). વેદ-વાદોમાં કહેલો પુણ્યાપુણ્ય-ભેદ તેમને માટે નિરર્થક બને છે, કેમ કે તેઓ કામાત્મક કે કર્મફલહેતુક નથી. બ્રહ્માધીન કે બ્રહ્મકર્મમય બનીને તેઓ કર્મક્રિયા કરે છે ખરા, પરંતુ (અથવા, એમ માન કે, તેથી જ) તેમાં સુકૃત દુષ્કૃતનો પાપ-પુણ્ય-ન્યાય પણ જોવાની ગરજ તેમને રહેતી નથી. (૨,૫૦)

આથી કરીને તેઓ, કર્મના નિયમ મુજબ જે જન્મબંધ કે કર્મ-બંધ લાગુ પડે, તેમાંથી પણ છૂટી જાય છે, અને પાપપુણ્યના ભાવોથી અતીત એવા દુઃખાન્તક અનામય પદને પામે છે (૨,૫૧)

માટે હે કૌંતેય, તારા પ્રશ્નનો મારો જવાબ ટૂંકમાં એવો છે કે, તું એવો કર્મ-બુદ્ધિયોગી બન. (૨,૫૦)

લે (૪૯) હે સખા, તેથી મારો આદેશ તને એ છે કે, આવી રીતે યોગસ્થ બનીને તું કર્મો કર (૪૮)

અર્જુન કહે — તમે મને વેદવાદરત અવિપશ્ચિત લોકોની 'ક્રિયા વિશેષબહુલ' ફિલસૂફી છોડવાનું કહ્યું, એની જ બીજી બાજુ આ થઈ કે, "તો મારે કઈ ફિલસૂફી ગ્રહવી ?" — એનો જવાબ તમે મને કહો છો કે, તું યોગસ્થ બનીને કર્મો કરવાની — સમત્વના કર્મયોગની ફિલસૂફી અપનાવ આ જો બરોબર સમજ્યો હોઉં, તો આગળ હવે મને આ કર્મો કરવાનો જે ન્યાય કે સિદ્ધાંત યા ફિલસૂફી હોય તે કહો

શ્રીકૃષ્ણ બોલ્યા — અર્જુન, એ વિષે હુ તને આમ તો કહી જ ગયો એનું પ્રથમ ને પાયાનું સૂત્ર છે કે, મનુષ્યનો અધિકાર કર્મ પરત્વે જ છે,— તેનાં ફળ પરત્વે કદી જ નહીં (૨, ૪૭) બ્રહ્માંડમાં પેદા થઈને જીવો, તત્ત્વત. જોતા તો, બ્રહ્માંડરૂપી બ્રહ્મકર્મના પેગમા રહીને જ પોતપોતાનું કર્મ કરે છે અને તેના ન્યાયે તેનું ફળ આવે જ — આવશે જ, પરતુ તે બ્રહ્મકર્મમા નિગૂઢ રહેલા ન્યાયે, — કે જે જીવો જાણી ન શકે — બને તો શ્રદ્ધાથી જ તે પામી શકે તેથી કરીને, પોતાની કામાર્થ બુદ્ધિમા સમજાય તે પરથી, તેના ફલ પરત્વે જીવો કશો હકદાવો કે અધિકાર — એટલે કે, તેની આશા કરવા જાય, તો તે છૂટી પડે કેમ કે, ફ્ળ આવવું — કર્મફલસિદ્ધિ થવી એ તો બ્રહ્માધીન છે, એટલે કે બ્રહ્મ કર્મના ન્યાયથી જે હશે તે અચૂક થશે પરતુ ગમે તેવું મથતાં છતા, આપણે ધાર્યું કે ઇચ્છયુ ફળ ન પણ આવે તેથી કરીને બ્રહ્મકર્મના સર્વવ્યાપી મેત્રે એક | કર્મ કરવાપણું જીવોના અધિકારમા આવે ખરુ, પરતુ તેનુ ધાર્યું ફળ મેળવવાપણાનો અધિકાર તેમાં એને નથી (૨ ૪૭), હે સખા બ્રહ્મ અને બ્રહ્મકર્મના વિચારમાથી આ કૃતાન્ત ધર્મ તત્ત્વ સીધું નીપજી આવે છે — कर्मण्येवाधिकार स्ते, मा फलेषु कदाचन ॥

૨

અર્જુન કહે — હે વાસુદેવ, એમ કેવી રીતે બને ? કર્મ કરવાનો અધિકાર ખરો, ને તેના ફળનો નહીં ? તો પછી કર્મમા અધિકારનો

અર્થ શો? કે તે દાખવવાનુ પ્રયોજન ક્યાં રહ્યુ? તેથી, હે સખા, મને એ જણાવો કે, તમે કહ્યું તેનો મર્માર્થ શો?

શ્રીકૃષ્ણ બોલ્યા — હે અર્જુન, એક-ઘનરૂપ એવા કર્મ પદાર્થના અનેક ભાગ છે — ૧. કર્મની ક્રિયા, ૨. તે ફળવાની તેની ફલદાયિતા કે ફલનશક્તિ, ૩ તે તે ફળ મેળવવાની મનુષ્યની ઈચ્છા કે કામના યા હેતુબુદ્ધિ, ૪. આ હેતુબુદ્ધિ પ્રેરતો એવો, જગતના અનેક ઈંદ્રિયાર્થોનો સસારસગ દેહધારીને સહેજે થયા કરે છે તે, ૫ આવા સગમાથી તે તે કર્મ કરવું જ એમ નહિ, તે ન કરવુ એવી પણ પ્રેરણ બુદ્ધિ રાભવે છે, તેથી દરેક કર્મમા તે ન કરવાની હેતુબુદ્ધિ રૂપે અકર્મ પણ રહે છે હે સખા, આ રીતે કર્મપદાર્થના પૃથક્કરણમા ઊતરીને કર્મ-યોગબુદ્ધિ પોતાનો સુખ શાતિ સમાધિપ્રદ મત્ર આપે છે

હવે આપણે એકે એકે આ ઘટકો વિષે જોઈએ કેવળ કર્મ ક્રિયા એ તો દોષ નથી, એ તો આ બ્રહ્મકર્મમાં — આ ત્રૈગુણ્યમા રહેલુ તેનું સહજ લક્ષણ જ છે ને? આ બ્રહ્માડરૂપી સગમા જે પ્રતિક્ષણ પરિવર્તન ગતિ છે, એનું જ એજન્ટ આ કર્મક્રિયા છે, એમ જ જાણ એથી, એ ક્રિયાનો અધિકાર તો જીવોને જન્મસિદ્ધ મળેલો છે, તેમાથી બચીને તેઓ કદી ખરેખર, શબ્દશ — કાઈ જ ક્રિયા ન કરવી એ અર્થમા — અકર્મનો સગ કરી જ ન શકે, બલ્કે, એવુ કરવા જાય તો તે અકર્મ પોતે જ એનુ કર્મ બને છે, એમ કહેવુ પડે

બીજુ ઘટક અગ કર્મફલ છે બ્રહ્મના એક સહજ વ્યવસાયરૂપ આ બ્રહ્મકર્મમા જ તેનું નિયત ફલ સહેજે આવ્યા કરવાપણુ રહેલુ છે — એ પ્રકારનો બ્રહ્મન્યાય સૃષ્ટિક્રમમા અનુસ્યૂત જ છે, એમ જાણ તેથી, એનો કામ-સકલ્પપૂર્વક કોઈ આધકાર કરવાપણુ જ, ખરુ જોતા, ઘટતું નથી તેથી જ કર્મ યોગબુદ્ધિ આદેશ આપે છે કે, ફલ વિષે કદી અધિકાર ઘટે જ નહિ, માટે કૃપણ કર્મફલહેતુક ન બનવુ જોઈએ

પરંતુ, આ સસારમા કામાત્મક લોકો, ફલહેતુનો પોતાનો રાગદ્વેષ કે રજો તમોગુણ આગળ કરીને, એવો અધિકાર માનીને, કે ધાર્યું ફળ

લાવીશું એવી આશા કે આગ્રહ બાંધીને ચાલવા લાગે છે, પરિણામે તેઓ સમાધિસુખ ખોઈ બેસે છે – દુ:ખી થયા કરે છે. આથી કરીને, કર્મયોગ બુદ્ધિ કહે છે કે, ફળ વિષે કદી અધિકાર-બુદ્ધિ ન સેવવી. એટલે કે, ધનરૂપ કર્મનું ત્રીજું ઘટક કર્મફલહેતુ બુદ્ધિ જે છે, તે ના ધરવી કે ના કેળવવી જોઈએ. એ બુદ્ધિની પ્રેરણાથી કર્મોમાં પ્રવૃત્ત થવામાં દોષ છે. તેથી, હે અર્જુન, આ ત્રીજા ઘટક પરત્વે કર્મયોગબુદ્ધિનો આદેશ એ છે કે, તું કર્મફલહેતુક થા મા. (૨,૪૭)

હે અર્જુન, ધનરૂપ કર્મનાં છેલ્લા બે ઘટક મેં તને સંગ અને અકર્મ ગણાવ્યા, તે બે હવે જોઈએ. સંગ તો એવી વસ્તુ છે કે, દેહેન્દ્રિયો છે ત્યાં સુધી તેમનો સંગ સંસારના આ બધા પદાર્થો પરત્વે થયા જ કરવાનો. એટલે, જેમ કેવળ કર્મક્રિયા નિર્દોષ છે, તેમ ઇંદ્રિયાર્થો સાથે થતો આવો કેવળ શારીરિક ઇંદ્રિયગોચરતા રૂપી સંગ પણ નિર્દોષ મનાય. પણ સામાન્ય રીતે, જીવોના વર્તનમાં એવું નિર્દોષત્વ બનતું નથી. તેઓ તે તે અર્થની પ્રેય અપ્રેયતાથી તણાઈ જઈને વર્તે છે. પદાર્થ જોતા જ તેમને તે ભોગાર્થે લાગીને પ્રેયાપ્રેય રૂપે જ જણાય છે, અને રાગદ્વેષના મનના ઘોડા ઝાલ્યા નથી રહેતા, દોડતાકને પ્રેય પદાર્થને પકડે છે અને અપ્રેયને છાંડે છે.

એમ તેઓ ફલહેતુથી તણાઈ જઈ કેવળ કર્મ ક્રિયામાં આવો કામ પ્રેરિત દોષ દાખલ કરી મૂકે છે. તો વળી કેટલાક એવી દુ:ખદ કર્મ પચાતથી ભાગીને, કર્મ કરવું જ નહીં, એવી તમોગુણી અકર્મબુદ્ધિ પર પહોંચે છે. જેમ કે, હે અર્જુન, અત્યારે તારી દશા એવી થઈ છે. આમ પાંચમો ઘટક અકર્મ આવે છે. તે નખાં કર્મયોગબુદ્ધિ એ પરત્વે એવો આદેશ આપે છે કે, આવા અકર્મ જોડે તારો સંગ ન થવો જોઈએ. કારણ કે, જન્મસિદ્ધ અધિકાર છે તે કર્મ પરત્વે છે, નર્યા અકર્મનો સંગ અશક્ય હોઈ તે ઘટે નહિ. (૨,૪૭)

એટલે, અર્જુન, તારા હવે તું પૂછે છે તે કહું કે, કર્મ કરવાં તે આ બુદ્ધિયોગ સમજીને – તે મુજબ યોગસ્થ બનીને કરવાં, એનો

અર્થાત્ તેના ફલની પ્રાપ્તિ માટે સંગ-કે આસક્તિ-બુદ્ધિ છોડવી જોઈએ, એટલે કે, ફળ તો બ્રહ્માધીન હોઈને, તેના અચૂક બ્રહ્મન્યાયે એ મળશે જ એવી બ્રહ્મબુદ્ધિ ધારણ કરીને, તેની સિદ્ધિ-અસિદ્ધિ પરત્વે સમબુદ્ધિ રાખીને ચાલવુ. હે સખા, હું જે યોગબુદ્ધિ કહુ છું, તેનું રહસ્ય આ સમત્વ છે; એટલે કે, ફલહેતુનો અને અકર્મનો સંગ ન થાય એમ, એવા સમત્વથી કર્મો કરવાની કુશળતા એ યોગ છે (૨ ૪૮,૪૯)

આવી બુદ્ધિવાળા પુરુષો કર્મમાંથી નીપજતા ફળનો — તે પરત્વેની ચિંતા-ચટપટીનો ત્યાગ કરે છે; એટલે, એવા બુદ્ધિયોગી પુરુષો તેમના કર્માકર્મવિવેકમાં કર્મ વિષે સુકૃત દુષ્કૃત જેવુ પણ નથી જોતા (૨,૫૦) વેદ-વાદોમાં કહેલો પુણ્યાપુણ્ય ભેદ તેમને માટે નિરર્થક બને છે, કેમ કે તેઓ કામાત્મક કે કર્મફલહેતુક નથી બ્રહ્માધીન કે બ્રહ્મકર્મમય બનીને તેઓ કર્મક્રિયા કરે છે ખરા, પરતુ (અથવા, એમ માન કે, તેથી જ) તેમા સુકૃત દુષ્કૃતનો પાપ પુણ્ય-ન્યાય પણ જોવાની ગરજ તેમને રહેતી નથી (૨,૫૦)

આથી કરીને તેઓ, કર્મના નિયમ મુજબ જે જન્મબધ કે કર્મ બધ લાગુ પડે, તેમાથી પણ છૂટી જાય છે, અને પાપપુણ્યના ભાવોથી અતીત એવા દુ ખાન્તક અનામય પદને પામે છે (૨,૫૧)

માટે હે કૌંતેય, તારા પ્રશ્નનો મારો જવાબ ટૂકમા એવો છે કે, તુ એવો કર્મ-બુદ્ધિયોગી બન (૨,૫૦)

## ૩૮
# કર્મ-પદાર્થનું પંચીકરણ – ૧
### [કર્મનાં ક્રિયા, ફલ, અને હેતુ]

અર્જુન કહે – હે માધવ, તમે આ જે યોગબુદ્ધિનો અપ્રત્યવાયી અપ્રતિહત ધર્મ કહ્યો, તે મે લક્ષપૂર્વક સાભળ્યો તમે એકઘન એવા કર્મ પદાર્થના પાંચ ઘટક અંશો પાડી બતાવ્યા, એ મને અઘરુ છતાં મનનીય પચીકરણ લાગ્યુ તેમાના ત્રણ અશ – કર્મફલહેતુ સગ, અને અકર્મ, એ જરા ઝીણું કાતવા જેવા નહિ? કર્મ અને તેનુ ફળ એ બે જુદા ખરા, તેમ તેમને વસ્તુતાએ જોઈ પણ શકાય છે, કેમ કે કર્મ કરીએ – તે માટે ઊંધું છતુ કે આભ પાતાળ એક કરવા જેવું કરીએ, તેમ કરવાને માટે હામ ભીડીને નીકળી પડવાની બુદ્ધિ ધરીએ, – આમ તો બની શકે પરતુ તેમ કરતાં છતા, તેનું ધાર્યું ફળ નયે આવે, એવો અનુભવ છે એટલે, કર્મ ક્રિયા અને કર્મ ફલ એ બે અશ તો અનુભવથીય જુદા પડતા લાગે છે

અને તમે જે કર્મફલહેતુ એક જુદો અશ પાડયો, તે પણ કદાચ કલ્પી શકાય કેમ કે, ઇષ્ટ ફળને મનમાં ધારીને તો સૌ કોઈ તે અર્થે કર્મ કરે છે, એટલે આ ત્રીજો અશ પણ સમજાય એવો છે, જોકે, એ તો પહેલા બેમાં અભિન્ન રૂપે આવી તો ગયા ગણાય, છતાં, તેનું મહત્ત્વ જોઈને, સૂક્ષ્મ મનોભાવ રૂપે હોવા છતાં, એને જુદો પાડીને કહો તો તે કલ્પનામાં બેસે

પરતુ પછી તમે જે સંગ અશ બનાવો છો, તે તો પેલા ત્રીજા – કર્મફલહેતુ અશ ભેગો જ માનવો રહ્યો ને? એમાં નમાઈ ગયો ને?

અને બીજુ, ઇંદ્રિયાર્થો જોડે સંગ, એ તો હકીકત જ છે, તેથી તો જીવ ભાન બનીને ઇંદ્રિયાથો પરત્વે ક્રિયાગતિશીલ બને છે એટલે સંગ તો જીવનની સહજ-ભમવાળી ઘટનાની એક હકીકત જ ને?

અને છેલ્લે તમે જે અકર્મ અંશ કહો છો, તે પણ એવો જ વિચિત્ર લાગે છે. અનિષ્ટ ફલ દે એવું કર્મ તો કોણ જ કરે? અને દુષ્કર્મ કે પાપકર્મ તો ન જ કરાય ને? પછી તમે અકર્મ કોને કહો છો? અકર્મનો સંગ મા કર, એમ તમે કહ્યું, તે શેનો, એ ચોખ્ખું ન સમજ્યો.

તથા સંગ અને ફલહેતુને તમે કર્મક્રિયા અને કર્મ-ફલથી જુદાં ગણાવો છો, અને કહો છો કે, ક્રિયાનો તને હક છે અને તેના ફળનો નહીં; હે મિત્ર, એમાં શું રહસ્ય છે? મને આ ફરીથી કહો.

શ્રીકૃષ્ણ બોલ્યા — હે કૌંતેય, એકઘન લાગતા એવા કૃત્સ્ન કર્મ-પદાર્થનો આવો ફોડ પાડવાની જરૂર છે; તે વિના એની ગહનતા પામી ન શકાય. તેથી જ બુદ્ધિયોગ તેમ કરે છે. યોગ એટલે કર્મ કરવાની કુશળતા એમ મેં તેથી કહેલું.

કોઈ બાબતમાં કુશળતા મેળવવાને માટે તેની ઝીણી પરીક્ષા ઈ૦ કરીને તેના ગુણધર્મો વગેરે શાસ્ત્રીય ઝીણવટભેર પામવા જોઈએ; કહો કે, તેનું વિજ્ઞાન બરોબર પામવું જોઈએ. બુદ્ધિયોગ કર્મ વિષે આવું તેનું શાસ્ત્ર કે વિજ્ઞાન બતાવે છે; તેથી કર્મનું યોગશાસ્ત્ર જ એને કહેવાય. તારી સ્થિતિની ગૂંચ સમજાવવાને માટે, આવું તેનું પંચીકરણ મેં તને કહ્યું, તે એટલા માટે કે, તું તે જાણીને તારી અત્યારની ઊંડી મૂંઝવણ જાતે દૂર કરી શકે, અને તારાં કર્મ-ધર્મ વિષે સ્વસ્થ થઈ વર્તી શકે.

હે સખા, કર્મની ક્રિયા અને તેનું ફળ એ બે અંશ તો સ્પષ્ટ છે. અને એ બેમાં જ સુખદુઃખ, હર્ષશોક, આદિ દ્વંદ્વ સંઘરાયાં છે ને? એ એના સૂક્ષ્મ ભાવો જ અંતે તો માનવદુઃખ અને તેના બંધનનાં કારણ છે ને? કર્મના ઇષ્ટ ફળ વિષે કામબુદ્ધિ કે ફલાસક્તિ યા ફલાશા એમાં સૂક્ષ્મ અંશ છે; તેથી જ એમ બને છે ને? એટલે આ તેનો સૂક્ષ્મ અંશ જુદો ગણવો ખરો કે નહીં? કેમ કે, કર્મ અને ફળ બેઉમાં તે પરિણામકારી બળ ધરાવે છે. જેવી આશા કે આસક્તિ-બુદ્ધિ તેવી કર્મમાં ગતિ થાય ને? કર્મમાં કે ક્રિયાર્થમાં કે ઇંદ્રિયાર્થમાં આવો જે રજોગુણી આવિર્ભાવ સર્જવાની પ્રેરકતા રહેલી છે, તે સમજવી પ્રસ્તુત

છે, કેમ કે, તેમાં સંસારનું દુઃખબીજ રહેલું છે, કર્મની બંધનશક્તિ સંતાયેલી છે,—કે જેનું દમન કે શમન કરીને શાંત સ્વરૂપ અને સુખી થઈ શકાય છે હે મિત્ર, તેથી કર્મયોગશાસ્ત્ર આ ફલની હેતુબુદ્ધિને કર્મનો સૂક્ષ્મ અંશ ગણવો જરૂરી હોઈ, તેને જુદો બતાવે છે

અર્જુન કહે—હે માધવ, આ તો તમે ઠીક સ્પષ્ટતા કરી કર્મની સ્થૂલ ક્રિયા અને તેનું સ્થૂલ ફલ બે નોખી વસ્તુઓ કહો, તો તેમાંથી ચિત્તની કામનાની સૂક્ષ્મ કર્મફલ હેતુમત્તા જુદી પાડી શકાય, અને તે પાડવી પડે ખરી સ્થૂલ એવા કેવળ જડ ક્રિયા અને ફલને જ્ઞાન સાગ કર્તા કે સજીવતા અર્પીને તે માટે પુરુષાર્થ કરવાની કર્મ ધર્મ જાગૃતિ, તમે કહો છો તે કર્મફલ હેતુમત્તા વડે જ ઉમેરાય છે, એમ ખરું નિર્ગુણ કે માત્ર પ્રાકૃતિક યા ભૌતિક એવી જડ કેવળ ક્રિયા કે તેનું (સ્થૂલ જડ જેવા રૂપાંતર રૂપી) કેવળ પરિણામ, એ તો પ્રાકૃતિક પરિવર્તનના જ ભેદ છે અમુક ક્રિયા, કારણ બની, કાર્ય પરિણામ પર પહોંચે,—એમ આ બ્રહ્માંડનું બ્રહ્મકર્મ ચાલે છે, એમ તમે કહ્યું તેવું જ એ તો થયું તેમાં માનવલોક પોતાની કર્મફલ હેતુબુદ્ધિથી તેને અમુક કર્મ એ ઇષ્ટ કાર્ય કે ધર્મ રૂપ અને અમુક તેવું નહીં—એ પ્રકારની હેતુમત્તા વડે પોતાનો નવો ભેદ કરીને પોતાનો નવો સંસાર ચલાવે છે, અને તેમાંથી સુખ શ્રેય આદિ મેળવવા આશા રાખે છે હે માધવ, આ ત્રીજો અંશ, એ રીતે જોતાં, જાદુઈ કે ચમત્કારી છે, એમ પણ હવે હું કહું ખરા ત વડે જ મનુષ્યો સંસારમાં રંગરાગ માણે છે પણ, બાકીના બીજા બે અંશ—સંગ અને અકર્મ વિષે એવું છે? એ બે વિષે હવે મને સમજાવો

શ્રીકૃષ્ણ બોલ્યા—હે અર્જુન તે મારી વસ્તુની સમજ દર્શાવવા, તારી પરિભાષા રચી લઈને, ઠીક કહ્યું સમરણ કે પરિવર્તન રૂપે પ્રતીત થતા આ અસ્તિત્વનો આદિ અહ્નન્યાય, એના સનાતન ક્રમમાં ચાલતી પ્રક્રિયાના ભાગ રૂપે, જીવમાત્રનાં કર્મોની ક્રિયા અને તેમાંથી વ્યક્ત થતું નનું રૂપાંતર,—જેને તે ક્રિયાનું ફળ આપણે માનીએ છીએ,—એ બેમાં તત્ત્વત જુદાઈ નથી તે એક કૃત્સ્ન સઘન બ્રહ્મ પદનો આવિર્ભાવ

જ છે. છતાં, એક કર્મની ક્રિયા અને બીજું તેનું ફળ – એમ બે જુદા ભાવો આપણી માનવ કામફલ હેતુબુદ્ધિનો જ જાદુ છે, એ તારી સમજ સાવ સાચી છે. હે સખા, આવું પંચીકરણ સાંખ્યબુદ્ધિયોગી એવા તત્ત્વ-દર્શીઓ કરે છે. તેમાં સંગ અને અકર્મ એવા બે કર્મ-અંશો શા માટે ગણાવાય છે, તેનું પ્રયોજન હવે તને કહું તે સાંભળ.

ઉપરના ત્રણ અંશ તારા ખ્યાલમાં આવ્યા, તો બાકીના બે અંશ હવે તું સહેલાઈથી પામી શકશે. એમ ખરું કે, એ બે અંશ જુદા સમજવા પડે એવા ઝીણા છે. પરંતુ આપણી બુદ્ધિયોગની ચર્ચા જે હવે ચાલે છે, તેમાં આગળ વધતાં સહેજે ફૂટતા વિચારમાંથી જ તે બે અંશો વિશેષે કરીને પ્રગટ થાય છે.

૩૯

# કર્મ-પદાર્થનું પંચીકરણ – ૨

## [કર્મસંગ અને અકર્મ]

સંજય કહે – શ્રીકૃષ્ણ પોતાની વાત આગળ ચલાવે, તે પૂર્વે વચ્ચે અર્જુને એક પરિપ્રશ્નથી ચોખવટ પૂછી –

અર્જુન કહે – હે ગોપાળ વચ્ચે એક ખુલાસો પૂછી લઉં? તમે કર્મના ફલના હેતુને તેનો એક ભાગ કહ્યો, પણ કર્મના ફલની પેઠ તેના ફળવાના સાધન કે કારણરૂપ એવી જે ક્રિયા જીવો કરે છે તે ક્રિયા કરવાનો હેતુ હોય કે ન હોય? કે તમે તેને પણ નકારો છો?

શ્રીકૃષ્ણ બોલ્યા – હે અર્જુન, ક્રિયાકર્મનો હેતુ તો જીવાત્મા પોતાની ફલાશા પરથી જ બાંધે છે ને? ક્રિયાકર્મ તો પ્રકૃતિની જડ જેવી તમોગુણી સ્થિતિ જ છે તેમાં ફલાશાનો રજોગુણી રાગાત્મક સંકલ્પ ભળે તેથી જ તેમાં હેતુમત્તા તો અર્પાઈ ને? ક્રિયા પોતે તો, આ તારા ધનુષ જેવો, સાધનવિધિ માત્ર જ છે એટલે તેને નકારવાપણું તો કમ સંભવે? જેને જરૂર લાગે તે એનો ઉપયોગ કરે પણ કર્મના ફલના કામાર્થમાં કર્મની બંધનશક્તિ સંતાઈ છે તેથી મેં તને ચોખવટ કરવાને માટે કહ્યું કે કર્મફલહેતુકતા ન હોવી ઘટે

હે પ્રિય સખા, ક્રિયાકર્મનો મૂળ હેતુ તો સહજભાવે આ બ્રહ્મ જીવનમાં જીવતા સર્વ સત્ત્વો કે ભૂતોને માટે 'સહભૂ' – સહજ – જન્મ સિદ્ધ સ્ફૂર્તિ કે પ્રેરણા જેવો જ છે એમ માનવું પડે. તેથી મેં તને શરૂમાં આ દૃશ્યરૂપી વિરાટ બ્રહ્મકર્મની વાત કરી તેમાં આવી પરિવર્ત ગતિનો ઉલ્લેખ કરીને કહ્યું કે, એ પરિવર્તનો એજન્ટ જીવોનાં કર્મ

બને છે; જીવોની જીવનક્રિયામાં જ એ લક્ષણ છે;–અરે જીવનનું જ એ લક્ષણ છે, એમ જ માન! એટલે, એમાં તો કાંઈ માનવબુદ્ધિએ ખાસ હેતુબુદ્ધિ ધરવાની સંભવતી નથી, કે જરૂર પણ નથી. એ તો બ્રહ્મકર્મ રૂપી આ જગતની ગતિનું જ લક્ષણ છે.

એમ હોવાથી જ તે કર્મ પદાર્થના તત્ત્વદર્શીઓ, તેમની ભાષામાં, એક કૃત્સ્ન બ્રહ્મકર્મમાંથી પ્રગટતું 'સહજ' કર્મ કે 'નિયત' કર્મ એ છે, એમ કહે છે. હે મિત્ર, એની વિશેષ વાત સમજવા જેવી છે ખરી; પરંતુ તે વળી આપણે તેનું પ્રકરણ નીકળે તો ત્યારે જોઈશું. તું અત્યારે તો આટલું જાણ કે, કર્મની ક્રિયાનો હેતુ તો ઉઘાડો છે—જે મેળવવાની ફલાશાથી કોઈ કર્મ કરવાને ધારીએ, તે સાધવાની સાધનતા કે સક્ષમતા તે ક્રિયામાં હોવી જોઈએ. એ તો ક્રિયાનું વિજ્ઞાન કે કળા કૌશલ્ય જ છે, તે એક વિદ્યા છે એવી વિદ્યાઓ જ વેદવાદોમાં કહી છે ને? આપણા ચાલુ યોગબુદ્ધિ વિચારમાં એ પ્રસ્તુત નથી, તે ક્રિયા કરવાનો હેતુ કે દૃષ્ટિ-વિચાર અહીં પ્રસ્તુત છે;કેમ કે દુઃખ-બીજ કે બંધનશક્તિ એમાં છુપાય છે. એમાં તો તે કર્મક્રિયાના ફલરૂપ એવા કર્મફલ વિષેની આપણી આશા કે હેતુબુદ્ધિ જ મૂળમાં છે ને? તેને સ્પષ્ટ સમજવી, એ યોગબુદ્ધિ સમજવામાં પ્રસ્તુત છે.

અને એ વધારે ચોખ્ખુ સમજવાને માટે જ અકર્મ પરત્વે સંગ ન ઘટે, એમ હુ તને સમજાવતો હતો, હે સખા, તે હવે આગળ કહું.

અર્જુન કહે—હે માધવ, કર્મનો નહિ, પણ તેમાં ફોડ પાડીને, કર્મના ફલનો હેતુ તમે સપ્રયોજન કહ્યો છે, એ મારા લક્ષમાં આવ્યુ. કૃપા કરીને હવે મને આગળ તમારી વાત કહો

શ્રીકૃષ્ણ બોલ્યા—હે કૌંતેય, સંગ પરત્વે તેં જે કહ્યું તે એ વિષેનું વેદાંત જ ગણાય કે, સંસારમા જન્મ્યા પછી, તેના ભૂત પદાર્થોની સાથે જીવોનો સંગ થવો, એ તેમને માટે સહજ—સહભૂ વસ્તુ છે. હે મિત્ર, એ તારી સમજ તે યથાસ્થાને રજૂ કરી છે. માત્ર એમાં વિશેષ સંશોધનની જરૂર છે; અને તેની ઝીણવટ તારા ધ્યાનમાં આવવી જોઈએ.

હે અર્જુન, સૃષ્ટિના પદાર્થો ઇંદ્રિયાર્થો રૂપે ગોચર થઈ જીવોના મગમાં આવે, એ તારી વાત, બહુ બહુ તો, 'કર્મક્રિયા' પરત્વે ઘટે બ્રહ્માંડમાં જન્મીને જીવોએ બ્રહ્માધીન કર્મક્રિયા કરવાપણું રહેવું જ છે એ પ્રકારનો જીવોનો વર્તાવ તેમના જીવનનો સ્વાભાવિક આવિર્ભાવ જ છે પણ એમાં એમણે કાંઈ સંગ-બુદ્ધિ ધરાવવી કે કેળવવી નથી પડતી તે સબંધે જ મેં તને જીવોના બે ભાગ પાડીને અગાઉ કહ્યુ હતું કે, મનુષ્યેતર જીવો, આવી સગબુદ્ધિને હિસાબે તપાસતા 'ભવપ્રત્યય' છે, જ્યારે મનુષ્ય, તેના વિશેષ ચિદશની સંપ્રજ્ઞાનતા કે સભાનતાને લઈને, તેવો નથી, – તેણે 'ઉપાય પ્રત્યય' થવાપણું રહેવું છે

આથી કરીને ભૂતપદાર્થો, – કે જે મનુષ્યને ઇંદ્રિયગોચર બનતા રહે છે, જેથી તેને તેમનો સગ સંભવે છે, – તે પદાર્થો 'ઇંદ્રિયાર્થ' કહેવાય છે હે સખા, ઇંદ્રિયો દ્વારા અનેક તેમના અર્થોનો સંગ થતાં, માનવ મનને તેમનુ સપ્રજ્ઞાન થાય છે હે મિત્ર આવો ચિત્તવ્યાપાર કે મન પ્રક્રિયા પેલા કર્મફલહેતુની જનની બને છે આપણને અભ્યાસે કરીને જે પ્રિય લાગે તેને ચાહીએ, જે અપ્રિય લાગે તેને છાંડીએ આવો રાગ દ્વેષ થયા જ કરે એટલે, તેના કારણરૂપ જે ઇંદ્રિયાર્થો સાથેનો આ સંગ છે, તેને મે તે તે કર્મમાં રહેલો સંગ રૂપી એક નોખો ઘટક અશ વર્ણવ્યો છે

હે મિત્ર, તું એ વિચાર કર કે, પદાર્થ પરત્વે કર્મફલહેતુ જોઈને આપણે કર્મનો સગ કરીએ છીએ કે નથી કરતા હે મિત્ર, આવો કર્મા કર્મવિવેક માનવ અધિકાર છે "કર્મમા જ તારો અધિકાર છે," એમ જે હુ કહુ છુ, તેમા આવો વિવેક કરીને કર્મ કરવાપણું રહેતુ છે, એ તને બતાવવા માગું છુ હવે તેની બીજી બાજુ તુ સમજ — કોઈ કર્મ કરવા જેવુ લાગે તેમ છતાં, – અજ્ઞાન, પ્રમાદ, આળસ, અબુદ્ધિ, કે ફલ બુદ્ધિ ઇ૦ જાત જાતનાં કારણોને લઈને તે ન કરવું, – તે ન કરવાના વિચાર પર પહોંચવું, એ પણ અકર્મ છે એવા અર્થનુ અકર્મ ધારણ કરાવે એવી જડ કે તમોગુણી સંગબુદ્ધિ ન હોવી જોઈએ, એમ મેં તને કહ્યુ

હે સખા, મેં સંગમાત્રને નિંદ્યો નથી; મેં તો એમ કહ્યું કે, અકર્મમાં તારો સંગ ન થવો જોઈએ. એટલે કે, કર્મ કરવાપણું રહેલું છે; છતાં અજ્ઞાન ઇ૦ અનેક કારણે મોહવશ થઈને, તે ન કરવા રૂપી અપ્રવૃત્તિ-કર્મ કરવું—એટલે કે, અકર્મનો સંગ કરવો, એ વસ્તુ બરોબર નથી.

હે મિત્ર, યોગબુદ્ધિ આવા કર્માકર્મવિવેક પરત્વે વેદાન્ત-પૂત કૃતાન્તનો સિદ્ધાંત છે; એ વિવેકનો પરમ ન્યાય કે સિદ્ધાંત છે, કે જે પ્રમાણે ચાલતાં અનામયતા કે દુઃખાન્તકતા યા કર્મબંધની હાનિ થઈ શકશે, એવી તેની ફલશ્રુતિ છે. હે અર્જુન, કર્મનું પંચીકરણ આથી મેં તને કરી બતાવ્યું.

## ૪૦

# કર્માધિકાર અને ફલાધિકાર

સંજય કહે — હે મહારાજ, શ્રીકૃષ્ણે જે ભવ્ય વસ્તુ કહી (૨,૪૭) તેને, ખરેખર, જીવાત્માના શ્રેયાર્થે કર્મ કરવાની કુશળતાની ચતુસૂત્રી જ કહેવાય કર્મ કરવા પરત્વે અને તે પૂરતી જ અધિકાર-બુદ્ધિ માનવ ધરાવી શકે છે, તેના ફળ પરત્વે નહીં, — એ વસ્તુ આ કુશળતાનું મૂળ તત્ત્વ કે કર્મની ઘટીને ખીલડો જ કહેવાય કર્મ કરવામા આપણી કર્તવ્ય ધર્મ બુદ્ધિ માટે ક્ષેત્ર કે સ્થાન સંભવે, તે વિષે આપણુ ચલણ કાઈક હોઈ શકે છે પરતુ એ મુજબ કર્મ કર્યા પછી, પોતે તેનું ધાર્યું ફળ લાવવા અર્થે, પૂર્ણ વિજ્ઞાનશુદ્ધ કુશળતાથી ગમે તેટ્લુ મથ્યા છતાં, તે ન આવે, પૂરુ ન આવે,— ઈષ્ટ અનિષ્ટ કે મિશ્ર આવે છે, એવો સાર્વત્રિક અનુભવ છે કારણ કે, ફલસિદ્ધિમાં મનુષ્યનું આખરી ચલણ નથી, એથી જ લોકોમાં કહેવાય છે કે, ફળ તો દૈવાધીન છે હ રાજા, શ્રીકૃષ્ણે આને જ બ્રહ્માધીન કહ્યુ

આમ કર્મ કૌશ ય નું મૂળ અને વાસ્તવિક તથ્ય કહીને, તેમણે તેને આધારે કુશળતાનો બીજો ભાગ એમ કહ્યો કે, ફલ પરત્વે ચલણ ન હોવાથી ઈષ્ટાનિષ્ટ ફલહેતુકતાથી — તેની કામનાથી કર્મ વિષે કર્તવ્ય બુદ્ધિ ન ચલાવવી — કર્માકર્મવિવેક ન કરવો, અને બીજુ, તે વિવેકમાં કર્મને સ્થાને 'અકર્મ'નો સંગ કરવાની બુદ્ધિ ન થવી જોઈએ,— કર્માધિકાર દાખવવો જ જોઈએ અહીં અકર્મ અટલે કુકર્મ નહીં, પણ મનથી કરવા જેવું લાગતાં છતાં, કર્મને બદલે તે ન કરવા મૂઢાગ્રહ લઈ બેસવું, તેને તેમણે અકર્મ કહ્યુ

હે રાજા, આ સાભળીને અર્જુનના ચહેરા પર અમુક સમાધાન જેવુ દેખાતુ હતું તેમ છતા, તેણે એક પરિપ્રશ્ન વળી પાછો પૂછવા તત્પરતા ધરીને કહ્યુ —

અર્જુન કહે – હે મિત્ર, તમારી વાણીથી મારી શકાનુ સમાધાન થતું જોઉં છુ છતા એક પ્રશ્ન ઊઠે છે તે કહુ? તમે કર્મમાં મારો અધિકાર છે, એમ કહો છો પણ અનુભવમા તો એવુ પણ બનતુ હોય છે કે, કેટલીક વાર, ચુમાઈને, આપણે ઇચ્છીએ તેથી જુદુ કરવુ પડે છે ને? તો પછી તમે જે કર્મમા અધિકાર કહો છો, તે પણ કયા રહ્યો?

શ્રીકૃષ્ણ બોલ્યા — હે અર્જુન, તુ જે પરિપ્રશ્ન સહેજમાં જરા અછડતા જેવો પૂછે છે, એ એવો નથી ખરેખર તો એ બહુ ઊંડો મોટો છે તેના તત્ત્વ વિષેનો વિચાર અહીં હમણા ન કરુ તારી શકા પૂરતુ કહીને, — તેમાથી આગળ આપણી વાત ચાલે તેમા તેની ચર્ચાની તને જરૂર જણાશે તો, —ત્યારે ચર્ચીશુ

હે સખા, ટૂકમા તારી શકા તો એટલી જ છે ને કે, કર્મ કરવા વિષે જો સ્વતન્ત્ર અધિકાર હોય, તો કોઈ વાર ચુમાઈને અનિચ્છાએ કે ઇચ્છાથી વિરુદ્ધ,-અરે, ન ગમતુ કામ પણ,— કેમ કરવુ પડે છે વારુ? હે સખા, એમ બને જ છે, એ તારુ કહેવુ ખરુ છે પરતુ, તેનુ કારણ કર્મની વિવિધ ક્રિયાચેષ્ટાઓના અશ પરત્વેના અધિકારને વિષે નથી, તેમા તો કાર્યકાર્યવિવેક પરત્વેની બાધછોડ કારણ હોય છે એટલે, તે વગાએ તો માણસનો કાર્યાર્થહેતુ તેને અવશ કર છે, એટલે કે, માણસ ત્યા સ્વહેતુક બનીને લાચાર કે કૃપણ થઈ જાય છે અને આ દોષ તે જાતે કરે છે, — ફળના લોભને વશ થઈને — ચુમાઈને જે કામની સિદ્ધિની આશા રાખીને આપણે તે કરવા માગીએ, તે વિષે આપણને જ લાગે કે, તે પોતાથી થઈ ન શકે એવુ છે, અથવા તો તે કરવા જતા ધાર્યા કરતા બીજુ જ ફળ આવે એમ લાગે આમ તે કરવા-ન કરવા વિષે વિચારતા આપણને પોતાને લાગે, કે પછી બીજો

સામાવાળો તેવું કહે સમજાવે ને આપણે માનીએ, કે પછી બીજો નામા વાળો તેમાં પોતાનો હિતવિરોધ જોઈને તે ફળવા ન દે — વિઘ્ન નાખે કે પ્રબળ કર્મ સામેથી ઉપાડે,– હે સખા, એવાં અનેકવિધ કારણો કે સંજોગો યા પરિસ્થિતિ વગેરેને સમજી વિચારીને આપણે ચુમાવુ પડે છે પણ તેમાં કાંઈ કરવાના ક્રિયાધિકાર પરત્વે બાધ નથી, પરન્તુ તેના ફળની આશા પરત્વે — તેની સિદ્ધિ પરત્વે બાધ જેવા જણાવાથી તેમ બને છે અને તે આપણે પોતે, અવશે છતા, સ્વીકારીએ છીએ ને? કેમ કે, ફલદૃષ્ટિ એમ સુઝાડે છે એટલે, એમાથી તો જે બીજી વાત મે તને કહી તે સાચી ઠરે છે કે, ફલ વિષે તારો અધિકાર નથી હે અર્જુન, એ બાધા તો મનુષ્યની કામાર્થક વિચારણામાંથી જણાય છે, અને તે સમજી માનીને એ પોતાના કર્મની વિવિધ ક્રિયાચેષ્ટા વગેરે ઠરાવે છે જોકે, તેમા પણ પ્રત્યવાય ઇ૦ પેદા ન થાય એવું નથી, પણ એનુ કારણ તારા કર્માધિકારને તત્ત્વત હણતું નથી, એમાથી થનારા ફ્લની આશાને હણે છે, એટલે કે, ફ્લાધિકાર વિષે ઘાતક હોઈ શકે

છતાં, તને લાગે છે તેમાં એક વસ્તુ છે, તે તરફ તારુ ધ્યાન દોરુ તને યાદ હશે કે, દુર્યોધન જોડે યુદ્ધ કરવા વિષે આપણે મંત્રણા કરતા હતા, ત્યારે તે એની સિદ્ધિ અસિદ્ધિ વિષે કહ્યુ હતુ કે, બરોબર પ્રયત્ન કરીએ તો યુદ્ધમાં ધારી જીત મળે જ

અર્જુન કહે — હે સખા, મને તે બરોબર યાદ આવે છે ત્યારે મે તમને કહેલું કે, "મનુષ્યે કશું અસાધ્ય ન માનjું જોઈએ જો કર્મ બરોબર રીતે કરવામા આવે, તો તે સફળ થાય જ" (જુઓ 'ગીતાનું પ્રસ્થાન,' પા૦ ૬૮)

અને તેના જવાબમાં તમે મને કહ્યું હતું, "પ્રાચીન કાળથી મહાત્માઓએ આ વિષે નક્કી કહ્યુ છે કે, આ લોકમાં સફળતાનું કારણ, ટૂકમાં કહુ તો, લોકકારણ દૈવ અને મનુષ્ય પ્રયત્ન બંને પર સંયુક્ત આધાર રાખે છે" (ઉદ્યોગ પર્વ, અ૦ ૭૯ ૫,૬, જુઓ 'ગીતાનું પ્રસ્થાન,' પા૦ ૭૧)

તે અંગે હવે તમે મને કહો છો કે, કર્મ બરોબર રીતે કરવામાં — એટલે કે, તે માટેની વિવિધ ચેષ્ટાઓ રૂપી પ્રયત્નમાં આપણો અધિકાર છે; તે ચેષ્ટાઓ કઈ કઈ, કેમ કરવી જોઈએ, ઇ૦ તે તે કર્મના ક્રિયા-વિધિ વગેરેનું વિજ્ઞાન બરોબર મેળવવું પડે ખરું; — જેવું કે, હું યુદ્ધ-વિદ્યા માટે કરતો હતો. પરંતુ ફળ આવવામાં, તેમ કર્યા-માત્રે, તે ધાર્યું આવશે જ એમ નથી, એવું તમે કહેલું.

હે સખા, હવે મને સમજાય છે કે, તેમાં મેં મારી યુદ્ધવિદ્યાના અભિમાનથી કદાચ જરા ઉતાવળિયો વિચાર કરી વાળ્યો હતો. અત્યારે, એ મારું અભિમાન પડી ગયું છે. હું આ યુદ્ધના ફળનો વિચાર કરું છું — તેમાંથી કુલધર્મઘાત થઈને અમારું અહિત થશે, એમ જોઉં છું. એ ફળના ડરથી હું લડવાનું કર્મ કરવાનું માંડી વાળવાની મતિ પર જઈ બેઠો છું, — તેમાં ફસાયો છું. હે કૃષ્ણ, તમે કહ્યું કે, 'कृपणाः फलहेतवः' — એ મેં જાતે આમ અનુભવ્યું. મારો કાર્પણ્યદોષ તમે બતાવ્યો તે સાચો છે. અરે, વધારે તો હું એમ મૂંઝાયો કે, આ ફળ-હેતુથી કૃપણ બનીને ન લડું — એવું અકર્મ ધરીને બેસું, — તો તેનું પરિણામ બીજી રીતે મારા કુલધર્મની હાનિ કરશે — મારા કુટુંબસંવર્ધનની ફરજ હું ચૂકુ છું! હે સખા, આ અનુભવ અને તેમાંથી તમારી જોડે-ની વાતથી જે ચિંતન મનન મારામાં જાગ્યું છે, તેથી હું આ બાબતમાં ફરી વિચાર કરતો — વધારે સમજતો થયો છું, એમ તો ખરું જ.

શ્રીકૃષ્ણ બોલ્યા — હે અર્જુન, એમાં જ તેં મારી વાતની બાકીની બે વસ્તુઓનો પુરાવો આપ્યો છે! — કે, કર્મફલહેતુક બનીને તું તારું કરવાનું કાર્યકર્મ છોડીને અકર્મ વિષે સંગબુદ્ધિ કરી બેઠો! — કે જેમ ન કરવું જોઇએ, એમ હું તને કહું છું.

અર્જુન કહે — હા, એ તો તમારું કહેવું સાચુ જ છે કે, અધિકારનો પ્રશ્ન ફલહેતુ પરત્વે નહીં, ફલપ્રાપ્તિ પરત્વે છે; આપણે કરીએ તેવું ધાર્યું ફળ મળે જ — એમ થવું જ જોઈએ, એ અર્થનો ફલાધિકાર મનુષ્યને નથી. પરંતુ ફલાશાથી — એટલે કે, કામાર્ત બુદ્ધિથી જે કરવા

લાગીએ, તેના ક્રિયા યત્નમાં આપણો અધિકાર એ રીતે ખરો કે, તેનું વિવિધ યોગાઓ રૂપી ક્રિયાત્મક વિજ્ઞાન સમજીને આપણે ચાલવા ઇચ્છા કરી શકીએ છે સખા, પણ એમા પણ પાછા ન ફાવીએ એવુ તો બને છે છતાં, એમાં જો આપણે આપણા સ્વભાવ પર ઘટતો સંયમ રાખીને અને તેને માટે જરૂરી તપપૂર્વક જહેમત કરીએ, તો કરી શકાય એ અર્થમાં ક્રિયાયત્નાધિકાર તો હુ માનું છુ

શ્રીકૃષ્ણ બો યા – હે મિત્ર, એમાં પણ તું તારી પ્રકૃતિ કે તારા સ્વભાવ એવો છે, તે પરથી તણાઈ જઈને વાત કરે છે આવો પ્રયત્ન દરેકના સ્વભાવ કે પ્રકૃતિ પર અવલંબે છે, – જેને ઉલ્લંઘીને ચાલી શકાતુ નથી તેથી ત્યાં પણ એક પ્રકારની જન્મજાત અવશતા રહેલી છે પરતુ તે તો સ્વભાવજ છે, તેનો વાક બીજાને ન દઈ શકાય બ્રહ્માંડરૂપી આ સૃષ્ટિમાં જનમતાં, આપણી ઉત્પત્તિ ઉપર – એટલે કે, આપણા ભવ કે ભાવ ઉપર, અમુક પ્રકારની નિયતતા કે બ્રહ્મકર્મના ભાગ તરીકેની મર્યાદાનો અમુક ધર્મ આપોઆપ આવે જ કમ કે, એ બ્રહ્મકર્મ જ છે, ને બીજુ કાંઈ નહીં તેથી તે ભાગને તેનો સ્વભાવ કહે છે એને સહજક્રમપ્રાપ્ત માન્યા પછી, તદનુસાર જે કરવા જઈએ, તેવો એ ક્રિયા યત્ન અને અંતે તેનું જે નીપજે તે ફળ – એ બેમાં જો અધિકાર વિચારીએ તો ક્રિયામા છે, તેવો ફળમા નથી ફળ હાથમાં નથી, કે જેવુ યા જેટલુ તેને માટે મથવાનું ક્રિયાકર્મ હાથમા છે

અર્જુન કહ – હે નદનંદન મારા ખ્યાલમાં આ તું જે યોગબુદ્ધિ – એટલે કે, કર્મકુશળતાની ચાતુરી તમે બતાવો છો, તેમાં મને ભારે તથ્ય હોય એમ લાગે છે એવી બુદ્ધિ જો મળી શકતી હોય તો, તર્ક ક દલીલ રૂપે મન લાગે છે ક અનામય કે દુ ખાન્ત સંભવે પરતુ એવું બની શકે? મારા ભાગ્યમાં એવું શકય છે? હુ તે પામી શકુ એમ તમને લાગે છે? તે માટે હુ શું કરુ? – હે વાસુદવ મને હવે આ બાબતમાં સમજ પાડ

# ૪૧
# મોહકલિલમ્

શ્રીકૃષ્ણ બોલ્યા – હે સખા, બુદ્ધિયોગ વિષે મારી વાત તને, આમ જોતાં, એક સુસંગત કે તર્કશુદ્ધ વસ્તુ લાગી, તે જોઈને હું રાજી થયો. તેથી તને સહેજે તે પામવાની – તેવો યોગ સાધવાની ઉત્કંઠા થાય; એ જ બતાવે છે કે, તને એ ગમી. તેથી, હે મિત્ર, તું જરૂર એની સાધનામાં પ્રયાણ કરી શકે, અને તને તેમાં સિદ્ધિ મળી શકશે.

હે અર્જુન, તું જો કે, આ બુદ્ધિયોગ સારાંશે શું માગે છે? શું કહે છે? તું આ લોકમાં જે સાંભળતો આવ્યો છે કે, કુલધર્મ શ્રેષ્ઠ છે – તેનો આદર કરવો જોઈએ, તેથી જ તારી મતિ એમાં પકડાઈ ગઈ અને તેના મોહ રૂપી કલિલ કાદવમાં ખૂંપી ગઈ ને! એ વિષેના તારા શ્રુતજ્ઞાનથી જ એ ઝલાઈ ગઈ ને? એથી જ તે શ્રુતિ-વિપ્રતિપન્ના બનીને ડહોળાઈ ગઈ છે ને? એટલે, તેને તેમાંથી બહાર કાઢવી રહી. એટલે કે, એવા શ્રુત-શ્રોતવ્ય જ્ઞાનમાંથી અટળ સત્ય ગ્રહણ કરે એવી બુદ્ધિ-સ્થિતિએ પહોંચવું જોઈએ. એને જ હું બુદ્ધિયોગ કહું છું. તે વડે તું તારી પેલી અનુશ્રુતિથી (૧,૪૪) ઊપજેલા મોહમાંથી નીકળે, તો પછી પોતે જે જાણ્યું-સાંભળ્યું-સમજ્યો કે હજી તને જાણવા-સાંભળવા-સમજવા જેવું લાગ્યા કરે છે, એવું શ્રુત તથા શ્રોતવ્ય બંને વિષે પછી તને દુવિધાનો અજંપો નહીં રહે. 'શું કરું, શું ન કરું'- વિષે શ્રુત-શ્રોતવ્યની ઘડભાંગ જ તારી મટી જશે – આહાર-વિહાર કે આચાર-વિચાર – ટૂંકમાં કાર્યાકાર્ય પરત્વેના સમગ્ર જીવનવ્યવહાર-વિવેક વિષે આ બુદ્ધિયોગ તને એવું અચળ એકધારું પ્રજ્ઞાન કરાવ્યા કરશે ને સ્વસ્થતા

અર્પશે કે, પછી તારા ધર્માધર્મ વિષે જેવો સગડગો કે ભ્રમ તને થયો, તેવું, — જેમ અડગ ધ્રુવતારાનું નિશાન પકડનાર નાવિકને તેની નૌકાગતિ વિષે હોય તેમ, — તને કદી નહીં થઈ શકે એ વિષેનુ તારુ શ્રુત-શ્રોતવ્ય જ્ઞાન જે હશે — જે આજે તને મોહમા નાખ્યા કરે છે, તેવી બધી દુવિધા શમી જશે તુ એ વિષેની ખટખટ ને ખટપટથી મુક્ત થઈ જશે એવા કથાની તને ગરજ જ નહીં રહે, એ બધુ આપોઆપ શમી જશે (૨, ૫૨)

એટલે, તારી બુદ્ધિ કુલધર્માદિ વિષે જેમ વિપરીત બની, તેવુ, આ બુદ્ધિયોગ સાધતા, કોઈ કાળે નહીં બને, તું નિશ્ચલ થશે, — તારા ધર્માધર્મ વિષે અડગ નિશ્ચય પર પહોચે એવી ઋતંભરા પ્રજ્ઞા તને સાંપડી હશે બુદ્ધિની તેવી અચળ સમાધિસ્થિતિ મેળવશે, ત્યારે આ હુ કહુ છુ તે બુદ્ધિયોગને તું પામશે (૨. ૫૩)

હે સખા, શ્રુતિથી ડહોળાયેલી કે ડોલતી રહેતી તારી બુદ્ધિને ત્યારે ધારણ આવ્યું હશે જીવનમાં પ્રસ્તુત કોઈ પળે પ્રસગે જે સત્ય કાર્ય હોય તેને પામી જવુ — તેમા કોઈ કશો મોહ ન થવો — આ કે તે તરફ ડગી ન જવુ, બને સાચી સીધી જે સત્યની કેડી હોય તે જ પકડવા માટેની સહજ ધારણ આવી જવી, — હે સખા, આવી સ્વત શક્તિવાળી સ્થિર ઋતંભરા બુદ્ધિ પ્રાપ્ત થવી, એ જ આ મે કહ્યો તે બુદ્ધિયોગનો અર્થ છે તેથી કરીને જ, તે ગોન દુ:ખાન્તક અનામય પદે પહોચાડે એવો બને છે, અને તે સ્થિતિએ જતા શ્રુત અને શ્રોતવ્યની ગૂચવણ અને મૂઝવણ માત્ર ટળી જાય છે

હે કૌંતેય, બુદ્ધિની એવી સ્થિતિ જ સમાધિ કહેવાય છે તે અંગે મે તને કહ્યુ હતુ કે, ભોગૈશ્વર્યાસક્ત લોકો તેને પામી નથી શકતા. કારણ કે, એ પ્રકારની આસક્તિને કારણે કદી તેમની બુદ્ધિ એકાત્મક બનતી જ નથી, એટલે ફલહેતુકતાની કૃપણતાને વશ થઈ, કાર્યાકાર્ય પરત્વેના મોહકલિલમાથી નીકળી નથી શકતી બલ્કે, નીકળવાને જેમ મથે, તેમ તેમ એ મોહકલિલના કળણમાં ઊલટી વધુ જ ખૂચતા જાય છે

એનો ઉપાય એક-વ્યવસાયાત્મિક એવી બુદ્ધિ પ્રાપ્ત કરવી એ છે. હે મિત્ર, એ બુદ્ધિયોગ તું સમજ; એનું શરણ લે.

સંજય કહે — હે ધૃતરાષ્ટ્ર, એમ શ્રીકૃષ્ણે અર્જુનને આ બુદ્ધિયોગ સમજાવ્યો અને સારાંશે તેને કહ્યું કે, તે વડે તું સ્વસ્થ થઈ શકશે, ને તારી જીવનચર્યાનો રાહ અનામય બનશે: તું તારા શોકને જીતી શકશે.

આથી અર્જુનને એવી શ્રદ્ધા બેઠી, અને તેણે કાંઈક ઉત્સાહમાં આવીને શ્રીકૃષ્ણને કહ્યું —

"હે સખા, આવો સ્થિતપ્રજ્ઞાવાળો પુરુષ અદ્‌ભુત કહેવાય. એ પોતાનું જીવન આવી સરળ સ્વસ્થતા અને સમાધિ-સ્થિતિ પામીને કેવી રીતે જીવતો હશે! હે કૃષ્ણ, ખરેખર એ સમજવા જેવું છે, જેથી એવી બુદ્ધિ પામવા મથી શકાય; માટે એવો માણસ મને વર્ણવી બતાવો." (૨, ૫૪)

આના જવાબમાં, હે રાજા, શ્રીકૃષ્ણે એવા સ્થિતપ્રજ્ઞ પુરુષ કે બુદ્ધિયોગીનું વર્ણન શરૂ કર્યું.

૪૨

## સ્થિતપ્રજ્ઞ એટલે શું?

શ્રીકૃષ્ણ બોલ્યા — હે મિત્ર સ્થિતપ્રજ્ઞ કોને કહેવાય, એ તને ટૂંકમાં કહી દઉં મનમાં મનુષ્યને વિધવિધ કામનાઓ થયા જ કરે છે, એમ એની ચિત્તવૃત્તિઓના તરંગો ત્યાં ઊઠયા જ કરે છે, અને માનવ જીવાત્મા તેમની તૃપ્તિ અર્થે સતત વલખાં મારતો તરફડતો રહે છે હે પાર્થ આ વસ્તુ માનવમાત્રનો સર્વગત અનુભવ છે એનાં સુખદુઃખ, હર્ષશોક, ઇ૦ થયા કરવાનું કારણ આ મનોગત કામ સ્થિતિમાં સમાયું છે એથી જ કહેવાયું છે કે, માણસના સુખનું કે દુઃખનું — તેના બંધનું કે મોક્ષનું કારણ તેનું મન જ છે હે પાર્થ, સ્થિતપ્રજ્ઞ પુરુષ અહીંયા જુદો પડે છે તે આવા મનોગત સર્વ કામોને છોડી દે છે — એમની પકડમાથી નીકળી જાય છે, અમ તે સુખદુઃખ વગેરેના મૂળ કારણ પર પોતાનો કાબૂ સ્થાપે છે મે તને વર્ણવ્યો તે બુદ્ધિયોગ વડે તે આવો મનોજય મેળવે છે હે પાર્થ, એમ મનને જીતી લઈ પોતાની બુદ્ધિને જેણે સુસ્થિતિમાં આણી છે, તેની પ્રજ્ઞા ગમે તેમ દોડતી કે ડાલ્યા કરતી નથી એક અચળ રહેવાનું ધારણ કે સમાધિ લક્ષણ તેમાં આવી જાય છે જેની પ્રજ્ઞા આવી સ્થિત બને તે પુરુષને હે પાર્થ, સ્થિતપ્રજ્ઞ કહે છે (૨૫૫)

સંજય કહે — હે રાજા આમ શ્રીકૃષ્ણે કહ્યુ તે પરથી સહેજે એવો પ્રશ્ન ઉદ્ભવે કે, મનુષ્યોનું મન કામનાઓ કરે છે તે વ્યર્થ ગેલને ખાતર તો નથી કરતું તેઓ પોતાની કામનાની તૃપ્તિ ચાહે છે કેમ કે તેમાં એમને સુખાનંદ લાગે છે મૂળમાં જુઓ તો માનવ

ચિત્ત સુખાનંદનો અમૃત અનુભવ ઝંખે છે; તેની પુષ્ટિ-તુષ્ટિને માટે મનુષ્યો સતત કામનાઓ પસંદ કરે છે. જો તેઓ કામનાઓ છોડે જ, તો મૂળે તેના અંતરમા સતત રમતી સુખાનંદની અચળ ઝંખનાનું શુ થાય? તે કેમ કરીને જંપશે? એની તૃપ્તિ વગર એનો તાપ કેમ શમે? એ તાપને શમાવવા માટે તો જીવો સતત કામકામી બન્યા કરે છે. કામતૃપ્તિ માટેની આવી ભૂખનો અવેજ કોઈ ને કોઈ રૂપે મળવો જોઈએ કે નહીં? શ્રીકૃષ્ણે આવી સહજ શંકા સમજી લઈને કહ્યું ન હોય એમ, તેમણે તરત આગળ બોલતા હતા તેમાં એનો જ ઉત્તર કહેવા માંડયો :—

શ્રીકૃષ્ણ બોલ્યા – હે પાર્થ, જે પુરુષ મનોગત એવા સર્વ કામમાત્રને ત્યજે છે, તેને તેની તૃપ્તિ તેના અંતરમાથી સહેજે મળે છે, સુખાનંદનો ઝરો કામ નથી; સુખાનંદ તો એના અંતરાત્મામાં સ્થિત છે. કામ-વાયુથી તેની અંતર્જ્યોત ડોલ્યા કરે છે — નહીં કે તે વડે એ પ્રગટે કે બળે છે. એટલે, કામજય કરનાર સ્થિતપ્રજ્ઞ પુરુષ આત્મતૃપ્ત બને છે : પોતાના આત્મામાં જ પોતાના આત્મા વડે તે તુષ્ટ પુષ્ટ રહે છે : બાહ્ય એવી કામનાઓની સિદ્ધિ દ્વારા તુષ્ટ-પુષ્ટ બનવાનું પરાવલંબન તેને રહેતુ નથી હે પાર્થ, સ્થિતપ્રજ્ઞ પુરુષ એવો આત્મ-સંતુષ્ટ કે આત્મતૃપ્ત હોય (૨,૫૫). મનમા ઊઠતી કામનાઓના તરંગો વડે તેનો ચિત્તસાગર સંક્ષુબ્ધ નથી રહેતો, બુદ્ધિયોગને પ્રતાપે મનોજય-જન્ય ચિત્તપ્રસાદની સમાધિસ્થતા તેને સાપડે છે. હે સખા, આવી ચિત્તસ્થિતિને જ સમાધિ કહે છે; તે સ્થિતિમાં તેને સુખાનંદનો અનુભવ સ્વત: આત્મામાંથી જ મળે છે.

હે અર્જુન, તું યાદ કર કે, બુદ્ધિયોગ સમજાવતાં મેં તેને બે ભાગમાં વર્ણવીને કહ્યું હતું તે આ જ કારણે કે, તું સત્ય એવા આત્મ-તત્ત્વને ઓળખાવતું સાંખ્ય જ્ઞાન સમજી આત્મવાન થા; તેમ જ સંસાર-નાં તારાં કર્મો કરવાને અંગેની કુશળતા રૂપી યોગબુદ્ધિ કેળવ. અને એ બુદ્ધિનુ રહસ્ય મનનું કામ-ફલ-હેતુત્વ ત્યજવું એમ હોઈને, મેં તને કહ્યું હતું કે, ફલાશા છોડવી જોઈએ – તે આશાના લોભે મનમાં સંકલ્પ

રૂપી ખીલો ઠોકીને તેના પર પોતાના સુખાનંદનો આધાર કે અવલંબન ન કરી બેસવું જોઈએ. હે પાર્થ, બુદ્ધિયોગી આમ બને રીતે કુશળ છે —સાંખ્યયોગ વડે પોતાની સમજબુદ્ધિ, (કે જે કાર્યાકાર્યમાં પ્રેરકશક્તિ છે,) તેને સુધારી લે છે; અને કર્મયોગ વડે પોતાનાં કાર્યો કરવામાં ફલ-હેતુતાની કૃપણતા છોડવાની શક્તિ સાધે છે એમ કરતાં તે સ્થિતપ્રજ્ઞ થાય છે — સર્વ મનોગત કામોને છોડીને આત્મતૃપ્ત તે બને છે, પોતાની તૃપ્તિનો આધાર કામ સિદ્ધિ કે ફલપ્રાપ્તિ પર મૂકી દઈને તે દીન-કૃપણ નથી બનતો; અચળ, નિત્ય, અને સર્વગત સનાતન એવા આત્મા પર જ તે પોતાની આત્મતૃપ્તિનો સ્વત'-આધાર મૂકે છે એટલે કે, આત્મ-વાન બનીને સદાતૃપ્ત કે સ્વયંસંતુષ્ટ તે બને છે. હે પાર્થ, સ્થિતપ્રજ્ઞ એટલે આવો પુરુષ જાણ. (૨,૫૫)

આવો પુરુષ, આથી જ, આગમાપાયી એવાં સુખદુ:ખજનક દ્વંદ્વો પ્રત્યે તિતિક્ષાભાવ ધરે છે: દુ:ખોમાં તે ઉદ્વિગ્ન બનતો નથી કે સુખોની સ્પૃહા રાખતો નથી, કેમ કે, તે આત્મવાન બનતાં જાણી જાય છે કે, બાહ્યત: સુખ-દુ:ખના પલટા તો ચાલ્યા જ કરે — ખરુ સુખ કે ખરું દુ:ખ એમાં નથી: તે પલટા તો મનના કામસંકલ્પની આતુરતામાંથી પેદા થઈને દેખાયા કરે છે હે મિત્ર, બુદ્ધિયોગ વડે તે સમજી લે છે કે, એમ બન્યા જ કરે, એ તો દેહધારી કે સાકાર એવા પદાર્થમાત્રનો ગુણધર્મ છે: અખૂટ સુખાનંદ રૂપી અમૃતનો સ્વાદ ચાખવો હોય, તો તેમને વિષે સમતાપૂર્વક ધીરતા રાખવી ઘટે (૨,૧૪, ૧૫, ૬૦) હે પાર્થ, એમ જે ધીરતા ધરે, તે સ્થિતપ્રજ્ઞ છે (૨,૫૬). સુખ વિષે રાગબુદ્ધિ ને દુ:ખ વિષે દ્વેષબુદ્ધિ તેની ચાલી ગઈ હોય છે. એમ વીત-રાગ બનતાં, કામહેતુની સિદ્ધિ-અસિદ્ધિને લઈને — તેનાં લોભ-લાલચથી જે ભય કે ક્રોધાદિ મનમા થાય, તે પણ તેને થતાં નથી. વીત-રાગ ભય-ક્રોધ એવા એ પુરુષનું મન જ જાણે મરી જાય છે — મનો-ગત કામનાઓ રૂપી લવારો કર્યા જ કરતું તેનું મન તે છોડી દઈને

મૌન ધરે છે, એવા મનોજયી કે મન-મૂગા મુનિ પુરુષને, હે પાર્થ, તું સ્થિતધી કે સ્થિતપ્રજ્ઞ જાણ. (૨,૫૬)

અર્જુન, તું જાણે છે કે, કામકાજ તો દુનિયામાં અવતરીને સૌ કોઈ કરે છે — કરવાના; અને તેનું શુભાશુભ ફળ તે અંગેના બ્રહ્મ-ક્રમે જે હોય તેમ તે પણ અચૂક આવ્યા જ કરવાનું; કર્મનો અને તેનાં ફળનો આવો વિરાટ જીવનચક્રરૂપી રેંટિયો આ બ્રહ્માંડમાં ચાલ્યા જ કરવાનો, એમાં ફેર નહીં તેમાં જીવોની સામાન્ય ગતિ શી હોય છે ? કેવા પ્રકારની તે જોવા મળે છે વારુ ? હે સખા, ધાર્યું ફળ તો આવતું નથી, એ તો બ્રહ્માંડ ક્રમમાં સૌને અનુભવે દેખાય જ છે. જો તે ધાર્યું–શુભ આવે, તો જીવો તેથી હરખાય છે અને તે પ્રત્યે રાગ-બુદ્ધિથી અભિસ્નેહ કેળવે છે અને જો નહીંધાર્યું – અશુભ આવે, તો સૌ કોઈ તેથી દુભાય છે – દુ:ખાય છે અને તે પ્રત્યે દ્વેષ-બુદ્ધિથી કેવળ ક્રોધ કે અસ્નેહ કેળવે છે: શુભ ફળનું અભિનંદન અને અશુભ ફળનું દ્વેષમંડન – આવી ગતિ જીવોની જોવા મળે છે હે સખા, આ કારણે જ તેમની બુદ્ધિ કે પ્રજ્ઞા ચલાચલ ડોલતી રહેતી એવી અસ્થિત કહેવાય; તેની અપેક્ષાએ, જે પુરુષ, પોતાનાં કર્મોનું શુભાશુભ જે કાંઈ ફળ આવે તે પામીને, એ બધા જ પ્રત્યે અનભિસ્નેહી કે અનાસક્ત રહે છે – ન સારાથી હરખાય છે કે ન નઠારાથી દુખાય છે, એવા પુરુષની પ્રજ્ઞા પ્રતિષ્ઠિત કહેવાય (૨,૫૭)

હે પાર્થ, જે પુરુષ મનોગત કે મનસિજ એવા કામમાત્રનો ઘાત કરી મનોજયી બને, તે પુરુષ એ રીતે મનનું નિર્વાણ જ જાણે સાધી લે છે જાણ, અને આવા મનોનાશની સ્થિતિની જ બીજી બાજુ જેવી જે આત્મતૃપ્તતા રહેલી છે, તે મેળવે છે – એમ આત્મવાન બને છે (૨,૫૫), તેવો બનતાં એ પુરુષ આગમાપાયી દ્વન્દ્વમાત્ર પ્રત્યે તિતિક્ષુ બનીને દ્વંદ્વાતીત થઈ મન મૂંગો મુનિ બને છે; તેમ જ પોતાનાં કર્મોનાં સારાં માઠાં જેવાં આવે તેવા ફલમાત્ર પ્રત્યે રાગદ્વેષરહિત થાય છે, એટલે કે, સમભાવી બને છે (૨,૫૭),—

હે પાર્થ, આમ આત્મતૃપ્ત આત્મવાન બનીને કામવધ સાધીને (૨,૫૫), સુખદુઃખાદિના અનિવાર્ય દ્વંદ્વાનુભવ પ્રતિ દ્વંદ્વાતીતતાની સમતા અનુભવે છે (૨,૫૬),–

હે પાર્થ, આ પરથી તું જાણ કે,—એમ કરીને જેણે મનોનાશ વડે સ્થિર બુદ્ધિ મેળવીને મનનું મુનિપણું સાધ્યું છે (૨,૫૭), તે પુરુષ, સ્થિતપ્રજ્ઞ, અથવા એમ માન કે, બુદ્ધિયોગી છે

૪૩

## સ્થિતપ્રજ્ઞનો જીવન-વ્યવહાર

અર્જુન કહે – હે કેશવ, સ્થિતપ્રજ્ઞ કોને કહે, એ વિષેની તમારી વ્યાખ્યા મેં સાંભળી. તે ઉપરથી કુતૂહલભર્યું આશ્ચર્ય એવું થયું કે, તમે કહ્યું એમ, તે પુરુષની બુદ્ધિ કામાર્થક ન હોય; તેથી એવો નિષ્કામ પુરુષ દ્વંદ્વાતીત ભાવ ધરીને રાગદ્વેષ, ભયક્રોધ વગેરેને તરી જઈને વર્તે. હે કેશવ, આ વસ્તુ મારે જ ન મનાય એવી આશ્ચર્યજનક છે: એવું નિષ્કામ જીવન શક્ય માનું, તોય તે કેવુંક હોય એની ઝાંખી સરખીય નથી થઈ શકતી. તેથી એવા પુરુષનો જીવન-વ્યવહાર કેવોક હોય તે મને વર્ણવીને કહો (૨,૫૪)

શ્રીકૃષ્ણ બોલ્યા – હે પાર્થ, તારું આશ્ચર્ય સકારણ છે: મનોગત કામનાઓથી પ્રેરિત કે પ્રેષિત એવા આ જીવલોકમાં સૌ કોઈ, ઓછા કે વત્તા, કામકામી બનીને વર્તે છે જીવોના દેહની ઇંદ્રિયો તેમના વિધવિધ વિષયો કે અર્થો તરફ સહેજે જતી હોય છે, દેખાતાંવેંત તે અર્થો જ જાણે માનવના મનને પોતા તરફ ખેંચી જાય છે! આવા આકર્ષક ઇંદ્રિયાર્થોને આશરે રહેતું મન-મર્કટ માનવ જીવાત્માને ઠરીને શાંત કે સ્વસ્થ રહેવા જ દેતું નથી હે અર્જુન, આ મનુષ્યલોકમાં જીવોની આવી દશા જોવા મળે છે, એ ખરું છે. તેમાં સ્થિતપ્રજ્ઞત્વ હોવું, નિષ્કામતા સંભવવી – એવા સ્વસ્થ સમભાવથી પોતાનાં મન-બુદ્ધિને એકવ્યવસાયાત્મિક કે સમાધિસ્થ રાખવાં; – હે સખા, ખરેખર, એ અદ્‌ભુત આશ્ચર્ય છે. તેથી એવાનો જીવન વ્યવહાર જાણવાનું કુતૂહલ સહેજે થાય. સ્થિતપ્રજ્ઞ એટલે શું – સ્થિતધી કોને કહેવાય, એ તારા

લામમાં આવ્યું છે, તો તેનો જીવન-વ્યવહાર કે રહેણી કરણી કેવાંક હોય, એ તને ટૂંકામાં કહી શકીશ, તે સમજતાં પણ તને વાર નહીં લાગે, નો સાભળ શ્રીકૃષ્ણ બોલ્યા —

હે અર્જુન, સામાન્યપણે જીવો પોતાની ઇંદ્રિયો વડે જગતના વિવિધ કામાર્થોના સંગમાં આવ્યા જ કરે છે તેઓ મન.પૂર્વક — પોતાના રાગદ્વેષની ગતિસ્થિતિ મુજબ, — તે ભણી વગતા જ રહે છે, કરોળિયાની જાળ પેઠે, તેઓ પોતાના કામાર્થોની જાળ રચતા જ રહે છે હે પાર્થ, સ્થિતપ્રજ્ઞ પુરુષનો જીવનવ્યવહાર આ સ્થાને જગતના સામાન્ય લોક વ્યવહાર કરતાં જુદો પડે છે તે કરોળિયાની જાળ રચવાની જંજાળમાં જવાને બદલે, — એમ જાતે પોતાની જજીરો ઘડીને ફસાવાને બદલે કાચબાની રીત લે છે જેમ કાચબો બધી બાજુએ ફેલાઈ શકતાં પોતાનાં અંગોનો બધેથી પોતામાં પ્રત્યાહાર કરે છે — તેમને ખેંચી લઈને પોતાના કોટલાની ઢાલ નીચે સંકેલી કે સંકેલી લે છે, તેમ જ સ્થિતપ્રજ્ઞ થવા ચાહતો પુરુષ પોતાની ઇંદ્રિયોને તેમના અર્થોના સમગ્ર સ્થાનોએ ફેલાતી રોકી લઈને પોતામાં સમેટી રાખે છે — અંદર ભંડારી લે છે

હે સખા, તું જો કે, આ વિરાટ બ્રહ્મકર્મ રૂપી જગત તેના જીવોના અસંખ્ય ઇંદ્રિયાર્થો કે કામાર્થોનું એક વિશાળ રૂપબજાર જેવું જ છે ને! પોતપોતાની ઇંદ્રિયો વડે તેમને ગોચર કરતા રહીને, જીવો જીવનભર એ રૂપબજારમાં જ વિચરે છે ને! અને તેની મોહક ચીજોનો ઠઠારો જોઈને, બાળકવત તે ભણી આકર્ષાઈને તેમને મેળવવા માટે સતત ઇચ્છાઓ સૌ કોઈ સામાન્યપણે કરતા જ રહીએ છીએ ને! હે સખા સ્થિતપ્રજ્ઞ પુરુષ આ રૂપબજારમાં જીવતો છતો તેમનાથી જુદો પડે છે તે ઇંદ્રિયોને કાચબા પેઠે સંકેલી લઈ પકડી રાખે છે ઇંદ્રિયાર્થોના સંગમાં એ ચાયા વિના — વિવેકયુક્ત પ્રત્યાહાર પૂર્વક ચાલે છે વિષયાર્થોના સંગ સામે, આનું અસંગ-શસ્ત્ર તે ધરે છે હે પાર્થ એવો અસંગી પુરુષ સ્થિતપ્રજ્ઞ કહેવાય તેણે રાગદ્વેષથી કુટેવાયેલા મન-મર્કટને — પોતાની ઇંદ્રિયો વાટે થતી રહેતી પ્રજ્ઞાન બુદ્ધિને નાથી છે (૨, ૫૮)

સંજય કહે — હે મહારાજ, શ્રીકૃષ્ણે સ્થિતપ્રજ્ઞને કાચબાની ગતિ જોડે સરખાવીને ઓળખાવ્યો, તે મજેદાર વર્ણન હતું. પરંતુ, કાચબો કાંઈ પોતાનાં અંગોને સદાકાળ કે સતત સંકોચીને રહેતો નથી; કોઈ ને કોઈ આહારવિહાર તો તે પણ કરે છે; ત્યારે તો એ અંગો પ્રસરે છે ને ? હા, ભય જોતાં, — અરે, તેનો અણસાર-માત્ર લાગતાંની સાથે, અંગોને સંકોચીને તે સ્થિતાસન બને છે, એમ ખરું. એટલે, સ્થિતપ્રજ્ઞ સાવ નિશ્ચેષ્ટ સ્થિતાસન પાષાણવત્ તો ન જ હોય ને? હે રાજા, આમ પ્રતિપ્રશ્ન કે પરિપ્રશ્ન આ સ્થાને સંભવી શકે છે. તેનો જવાબ આપતા હોય એમ, શ્રીકૃષ્ણે કૂર્મગતિનું ઉદાહરણ આપીને, ઇંદ્રિયો માટેનો અસંગ વ્યવહાર તો ઉત્તમ રીતે વર્ણવ્યો; પણ આવી શંકાના સ્પષ્ટીકરણમાં આગળ તે વિષે વિવરણ કરતાં એ કહેવા લાગ્યા:-

શ્રીકૃષ્ણ બોલ્યા — હે કૌંતેય, કૂર્મનું દૃષ્ટાંત એટલા પૂરતું જ માન કે, અંગો પર તેનો જેવો કાબૂ છે, તેવો કાબૂ ઇંદ્રિયો પર સ્થિતપ્રજ્ઞ ધરાવે છે. એટલે કે, તે ઇંદ્રિયાર્થોથી વહી કે બહેકી જતો નથી. તે માણસ પાસે તેની પ્રજ્ઞાન બુદ્ધિમાં, — કાચબાની તેનાં અંગો પર હોય છે એવી — ઇંદ્રિયનિગ્રહ-શક્તિ આવેલી હોય છે. હે પાર્થ, આ શક્તિ કે આવુ પ્રજ્ઞા-સામર્થ્ય મેં કહ્યો તેવા બુદ્ધિયોગથી તેને સાંપડે છે. પણ, કૂર્મની જગાએ તને બીજો દાખલો આપીને આ કહું, તો તને તેની તથ્યવસ્તુ વધારે ખ્યાલમા બેસશે

હે સખા, ઉપવાસી પુરુષ તપ પૂર્વક આહારત્યાગ કરે છે; તેથી, અન્ન દ્વારા શરીર, એટલે કે, કામ કરવાની તેની વિવિધ ઇંદ્રિયશક્તિઓ અન્નમાંથી પોષણ મેળવતી મટી જતાં, તેઓ નિર્બળ બને છે — નિશ્ચેષ્ટવત્ થઈને અક્રિય બને છે. એમ નિરાહારી બનતા દેહી પુરુષની વિષયો પ્રત્યેની રુચિ તાત્પૂરતી નબળી બની જાય છે: તેમાંથી નિવૃત્ત થઈ મુડદાલ પેઠે હાલ્યાચાલ્યા વિના પડી રહે છે: પોતાના વિષયો કે ભોગાર્થો યા ઇંદ્રિયાર્થો જોઈને દોડાદોડ, કૂદાકૂદ કરવા તેઓ ઇચ્છે, તોય તેમ કરી શકાતું નથી: જાણે એમના મોતિયા જ મરી જાય છે.

એમ તેના શરીરનાં અંગો — બધી કર્મેન્દ્રિયો,— કાચબાનાં અંગો સંકોચ પામે તેમ,— નિશ્ચેષ્ટ બનીને સનમાં ને મનમાં સંકોચાઈને (અંગો આવરી લઈ — સોડો તાણીને સૂતેલા માણસની પેઠે), સ્થગિત થઈ જાય છે હે પાર્થ, કાચબાનું ઉદાહરણ આ સ્થિતિ સમજવા પૂરતું છે] નિરાહારી પુરુષનાં અંગોની — તેની ઇંદ્રિયોની તેમના તેમના વિષયો પ્રત્યેની ગતિની સ્થિતિ કાચબાનાં અંગો જેમ, સંકોચાઈ કે સમેટાઈ ગયેલી બને છે

પરતુ, હવે આગળ વિચાર કર કે, એ તો કર્મેન્દ્રિયો પૂરતું જ ને? તેવા નિરાહારી પુરુષની જ્ઞાનેન્દ્રિયોનું શું? તેમના સ્વામી રૂપ મનનું શું? તેની દશા કેવી હોય? તેમાં શું થતું હોય છે? આ પ્રશ્નનો જવાબ કૂર્મંગોના દૃષ્ટાંતમાંથી નથી મળતો માનવના મન અંગે એ નવાલ છે,— કે જે વસ્તુ માનવયોનિને માટે જુદી છે અને સ્થિતપ્રજ્ઞ પુરુષની વિશેષતા અહીંયા રહેલી છે,— જે સાશ્ચર્ય નોંધપાત્ર છે, એમ ખરુ

એક બીજુ ઉદાહરણ લે દેડકો ચોમાસામાં કેવો ફૂલેફાલે છે? અખૂટ આહાર મળવાથી કેવો માતંગો બને છે? પણ ચોમાસું ઊતરતાં? પાણી વિના સાવ સુકાઈ-સંકોચાઈ જઈને તે જમીનના પેગાળમાં પેસી જાય છે ત્યા પોપડા જેવો પાતળો બનીને પૃથ્વીના પડમાં લાંબો મળ જીવતો પડયો રહે છે પાછુ ચોમાસાનું પાણી મળતાં તાજો થઈને કૂદી આવે છે! હે પાર્થ, નિરાહારી પુરુષની ઇંદ્રિયોના પણ આવા જ ઘાટ થાય છે આહારના પોષણજળ વિના સુકાતાં તેના શરીરનાં ઇંદ્રિય અંગો આમ તો વિષયોમાંથી પાછા પડે છે પરતુ તે વિષયો પ્રત્યેનો રસ કે તેમની વાસના કાંઈ તેટલામાત્રે વરજાતી નથી, તે રસ તો અંકુર રૂપે રહે છે એટલે, પાણી મળતાં દેડકા જેમ પાછા તે અંકુરો યથાસમયે પોષણ મળતા, પાંગરી આવે છે જ્યાં સુધી અનાહાર હોય — ઇંદ્રિયોને પોષણ ન મળે એવું નિગ્રહબળ હોય, ત્યાં સુધી તો એવો નિરાહારી પુરુષ સ્થિતપ્રજ્ઞ જેવો દેખાય છે, પણ તેની પ્રજ્ઞામાં મૂલ પરિવર્તન નથી થતું તેના મનના રસોનું બીજ તો ત્યાં ભારવેલુ રહે છે, તેનો પ્રત્યાહાર વિવેકજ્ઞાનયુક્ત નથી અશક્તિમાન્ મવેત્ સાધુ જેવી નિર્બળતા

ત્યાં હોય છે. આથી કરીને, તેના સમયે તે રસબીજ કે વાસનાના અંકુર પાછાં ફૂટી આવે છે. હે સખા, આ રસબીજને મનમાંથી ટૂપી કે નીંદી કાઢવાનું કામ બાકી રહે છે એટલે, પોતાની મનોભૂમિમાં તે પ્રકારનું કામ માણસે કર્યા જ કરવાનું હોય છે.

આ પ્રકારનું નીંદામણ કઈ રીતે થાય છે, તે તને કહું. હે સખા, વિષયોના વિવિધ રસોની જે મોહકતા કે આકર્ષકતા છે, એ જ એમની બીજશક્તિ છે ને? તે જ આપણામાં કામેચ્છાઓ જગવ્યા કરે છે ને? હવે તું જો કે, તુલનામાં ચડિયાતી મોહકતા કે આકર્ષકતા ધરાવતા એવા કોઈક પરમ પદાર્થની આકર્ષકતા ધ્યાનમા આવે, તો ઊતરતા પદાર્થનો મોહ જતો રહે છે, એ સૌનો અનુભવ છે એટલે કે, કોઈક પરમ વસ્તુની ઝાંખી કે દર્શન થાય, તો તે વડે નીચલા રસો દબાય છે— વિવેકપૂર્વક તેમને મારી શકાય છે એટલે, હે પાર્થ, મનોભૂમિમાંથી રસ-બીજોનું આવું નીંદામણ આ કાયદાથી તો આપોઆપ થયા જ કરે છે. એનો ન્યાય તેમ જ નીતિ કેવા છે, તે તને કહુ તે સાંભળ

હે કૌંતેય, વિષયો કે ઇંદ્રિયાર્થોની પ્રિયાપ્રિયતા જોઈને માણસ તેમાથી પોતાને માટે પસંદ કરે છે ને અપનાવે છે. આ પસંદગીમાં, એના રાગદ્વેષ જ નહીં, એનું શ્રુત-શ્રોતવ્ય જ્ઞાન કે તેની વિવેકબુદ્ધિ વગેરે બધું જ કામે લાગે છે ટૂકમાં, તેની સમગ્ર બુદ્ધિશક્તિ શ્રદ્ધાપૂર્વક તે કામમાં લાગે છે જે તેને પ્રિયતર પ્રિયતમ લાગે, તેને તે વરે છે કે વરવા મેળવવા ચાહે છે' આમ, વિષયો માટે પોતાના રસ રુચિમાં તે આવા તરતમ ભાવથી ચાલે છે. હે પાર્થ, એનો ન્યાય એ છે કે, અમુક એક કરતાં જે બીજુ કાઈ પરમ કે ચડિયાતું લાગે કે જુએ, તેને માણસ પકડશે, — પહેલામાથી તેનું મન નિવૃત્ત થશે હે સખા, તેથી તું જાણ કે, કોઈ રસમાથી છૂટવાનો — તેમાંથી નિવૃત્તિમાત્રનો ન્યાય આવું પરમ દર્શન બને છે: અને એમ સમજ કે, પદાર્થો પ્રત્યેનો રસમાત્ર આવા પરમ દર્શનની યુક્તિ વડે નિવૃત્ત કરી શકાય છે. (૨,૫૯)

હે સખા, સ્થિતપ્રજ્ઞ પુરુષ તેના બુદ્ધિયોગ વડે સર્વમાત્રમાં જે એકમેવ પરમ સત્ય છે, તેનું દર્શન પામે છે તેમાં – તે 'તત્'માં એ પુરુષ એવો તો 'તત્પર' બની જાય છે કે, અન્ય સર્વ રસબીજો તે એકમાત્ર દર્શનથી નીંદાઈને મનોભૂમિ સાફ થઈ જાય છે હે સખા, 'તત્'ના પરમ અનુરાગ રૂપી ખરપડી વડે નીંદાઈને, મનુષ્યનું મન ક્ષેત્ર સાફ થવું, તેની મનોભૂમિમા એ પરમ રસબીજની જ ખેતી કરવી, એને નુ મનોજય કે મનોનાશ સમજ હે મિત્ર સ્થિતપ્રજ્ઞ પુરુષ બુદ્ધિ યોગ વડ મનની આવી ખેતી લઈ બેસે છે, અને ત્યા પરમ સત્ય એવા એક બ્રહ્મતત્ત્વના પરમદર્શનને મનમાં એવું દૃઢ રોપી દે છે કે, તે વડે અન્ય સર્વ રસબીજો, – ઘાસમાં એક જ અગ્નિકણ પડે અને તેનું જેમ થાય તેમ – તે દર્શન રૂપી જ્ઞાનાગ્નિ વડે બળીને ભસ્મ થઈ જાય છે હે સખા આમ જેણે સાધ્યું છે, – આવા પરમ દર્શનવાળો જે યોગી પુરુષ છે, તેને સ્થિતપ્રજ્ઞ જાણ (૨,૫૮) મનોભૂમિનો એવો પરમ ખેડૂત તે છે એકમાત્ર સત્ય એવા પરમ રસબીજને તે વરે છે એનો વ્યવહાર પછી નિરાહારી ઉપવાસી જેવો જ નથી હોતો ઉપવાસી માણસ પણ છેવટે કાંઈ નહિ તો આહારને તો ઝંખે જ છે ને? અરે, એવાની રસના કે રસેન્દ્રિય તો ઊલટી ઉગ્ર બનીને કાંઈ કાંઈ ખાવાનો વલોપાત અદર કરતી જ હોય છે! બીજું ત્રીજું કરવાનું બધું તેના મનમાંથી છૂટીને, એક ખાવાના મનોરથ પર એકાગ્ર જોર કરે છે મતલબ કે, તેણે આહાર છોડીને બાહ્યત રસત્યાગ તો કર્યો દેખાય, પણ મૂળ રસ વરજાય નહીં – તે વિષે વૈરાગ્યબુદ્ધિ ન હોય, ત્યા સુધી તેની પ્રજ્ઞા સ્થિત – સમાધિસ્થ નથી બનતી તે અર્થે તો તેણે પરમ એકમેવ એવા અચલ અખૂટ અમર રસ રાજનું દર્શન કરવું રહ્યુ હે સખા આવો રસ-રાજ મનુષ્યના પરમમોહને પાત્ર છે તેની માયા લાગતાં અન્ય માયા-માત્ર તેમા લય કે નાશ પામે છે હે પાર્થ, એના આ દર્શનને જ તત્ત્વદર્શીઓ બ્રહ્મતત્ત્વનું દર્શન કે આત્મ દર્શન કહે છે બુદ્ધિયોગી તેની સાખ્યયોગ-સાધના વડ આ તત્ત્વ જોઈને 'તત પર' થાય છે-આત્મવાન બને છે, જેને લઈને તે સ્થિતપ્રજ્ઞત્વ પામે છે

## ૪૪

# પરમ-દર્શન અને સ્થિતપ્રજ્ઞા

સંજય કહે – હે મહારાજ, સ્થિતપ્રજ્ઞના જીવનવ્યવહારના ન્યાયનો સાર-સિદ્ધાંત શ્રીકૃષ્ણે ટૂંકમાં અર્જુનને કહી સંભળાવ્યો કે, વિશ્વના કામાર્થક વિષયો પ્રત્યે બુદ્ધિયોગપૂર્વક પ્રત્યાહાર-યુક્તિ સેવીને તે ચાલે છે: વિષયોનું જે કામાકર્ષણ છે, તેને જ નાબૂદ કરવાનો માર્ગ તે લે છે. આ વસ્તુ દુનિયાના લોકોથી ઊલટી જ જીવનરીતિ હતી; એટલે સ્થિતપ્રજ્ઞનો જીવનવ્યવહાર એ રીતે જુદો પડે છે, એમ તેને જણાવ્યું. અને એ ચર્ચાનો એટલા પૂરતો સમારોપ કરતા હોય એમ છેવટે અર્જુનને તેમણે કહ્યું:-

શ્રીકૃષ્ણ બોલ્યા – હે અર્જુન, સ્થિતપ્રજ્ઞનો આ પ્રકારનો જીવનવ્યવહાર વસમી વાટ છે, એમ તું કહે તો તે ખરું છે. અરે, આ વાટે ચડવા મથતો અતિ બુદ્ધિમાન અને સમજણો પુરુષ પણ એમાં ગોથું ખાઈ જાય, એવી અઘરી એ વાત છે. ઇંદ્રિયાર્થોમાંથી મનને ખેંચવાને માટે એ મથ્યા કરે તોય, ઇંદ્રિયો એવી જબરી માતંગી છે કે, ભારે વિદ્યાસંપન્ન માણસના મનને પણ એક વાર તો ડગાવી દે – તેને ઇંદ્રિયાર્થો ભણી ખેંચી જ જાય! (૨-૬૦). મનને વશમાં લેવાના આ ક્ષેત્રમાં આ તે ફાલતુ વિદ્યાઓ કામ લાગી શકતી નથી, આ કામ પંડિતાઈની વિદ્વત્તાનું નથી. ત્યાં કામ દેતી વિદ્યા જુદી જ વસ્તુ છે, જેને પરા વિદ્યા કહેવી હોય તો ભલે. એને જ બ્રહ્મવિદ્યા કહે છે, જે પ્રાપ્ત કરવાને માટેનો બુદ્ધિયોગ કે યોગશાસ્ત્રનો સાર મેં તને કહ્યો.

હે પાર્થ, ભલભલી વિદ્યાઓને પણ ન ગાંઠે એવો બધો પ્રબળ વેગ કામરાગ ધરાવે છે, એમાં શંકા નથી, ગમે તેવા ભારે વિદ્વાન પુરુષને પણ એક વાર તો તે ગોથુ ખવડાવી દે, જન્મોજન્મની ટેવને જોરે પુષ્ટ થઈને માતંગી બનેલી ઇંદ્રિયો, પોતાના કામરાગદ્વેષાત્મક આવેગથી, તેમના વિષયો તરફ તણાઈ જ જશે, એમાં ફેર નથી હે સખા, જગતમાં જન્મીને જીવો ઇંદ્રિયાર્થોના આવા બંધનને લઈને, દુ ખ શોક આદિ વિકારો ભોગવે છે, તેની જડ આ પ્રકારની ઇંદ્રિયોની સહજ માતંગી ગતિમા રહેલી છે એટલે તેને ધરમૂળથી ઉખેડયા વિના દુ ખશોકાદિનો અંત સંભવતો જ નથી નિરાહારી પુરુષ પેઠે, ઇંદ્રિયોને દમ પૂર્વક ભૂખી મારે પણ તેમા ફાવી શકાતું નથી, સમય આવ્યે, લાગ જોઈને, તેઓ પાછી છટકી જ જશે તેથી એ પ્રકારની હઠ અને જબરજસ્તી ભરેલો તેમનો બાહ્ય દમનમાર્ગ છેવટે ફાવતો નથી છેવટે તો ફાવી શકે સર્વશ્રેષ્ઠ એવા પરમ દર્શનનો સાક્ષાત્કાર જ, એ થતાવે ત ઇંદ્રિયો તેમના અર્થોમાંથી આપમેળે વિવૃત્ત થાય છે, પછી એમને જબરદસ્તીથી ઝાલી રાખવી નથી પડતી – નિષ્કામભાવે તે પોતાના નિયત વિષયો તરફ વર્તી શકે એવી સહજ સ્થિતિ ગતિ તેમને પ્રાપ્ત થાય છે કેમ કે, એમને તે તરફ ખેંચી જનારુ તેમનું રસબળ જ નાશ પામી જાય છે હે પાર્થ, રસબળના નાશ પૂર્વક નીપજતા આવા બુદ્ધિયોગ બળને જ સ્થિતપ્રજ્ઞત્વ તું જાણ

તેથી હુ તને જે બુદ્ધિયોગ કહેતો હતો, એ યોગનો માર્ગ ઇંદ્રિયોને સંયમમા આણવા દ્વારા આગળ વધ છે આવો સંયમ સાધવાની યુક્તિને જ બુદ્ધિયોગીની યુક્તતા કે યોગિતા તું સમજ યોગશાસ્ત્રની ચાવી એ છે, અને એનું રહસ્ય તત્ એવું જે પરમ સત્ય એવું બ્રહ્મ છે તેનું દર્શન કરવા માટેની 'તત્પર'તામાં સમાયેલું છે

હે સખા, એવા દર્શનને માટે તત્પર બનીને, બુદ્ધિયોગની સાધનામાં યુક્ત એવો પુરુષ પોતાના જીવનવ્યવહારને ઘડવામાં લાગી જાય છે તે પૂછયું કે, તે કઈ રીતે વર્તે, તેનો જવાબ આ છે

તે પુરુષ પરમબ્રહ્મ રૂપી તત્-પદાર્થમાં પરાયણ બને છે; તેવી પોતાની જીવન-ભાવના તે કેળવે છે; તેના ઉપર એ પોતાના જીવનની બેઠક બનાવે છે. તેમ કરતાં ઇંદ્રિય-સંયમનો તેનો પ્રયત્ન ફાવી શકે છે; અને એ પ્રકારનો સંયમયોગ એના જીવનનું વ્યવહારસૂત્ર બને છે. (૨-૬૧)

હે ધનુર્ધર અર્જુન, આ પણ એક પ્રકારનો ધનુર્યોગ જ છે. તેની સાધના કરતો એવો ધનુર્ધર સર્વ વિષયાર્થોને વીંધીને વિજય મેળવી શકે છે. એમ કરનાર મનોજયી પુરુષ પોતાની ઇંદ્રિયો પર કાબૂ મેળવે છે, અને એવા પુરુષની પ્રજ્ઞા પ્રતિષ્ઠિત બને છે – તે સ્થિતપ્રજ્ઞ થાય છે. (૨ ૬૧)

માટે, હે અર્જુન, તું જાણ કે, બુદ્ધિયોગ દ્વારા આવી સ્થિત-પ્રજ્ઞાની યુક્તતા સાધી શકાય. એવા પુરુષનો ઇંદ્રિયાર્થોમાંનો રસ પણ परं दृष्ट्वा निवर्तते (૨-૫૯) પરમ તત્ત્વનાં દર્શને થતા,– નિવૃત્ત થઈ જાય છે.

## ૪૫
## વિષય-સંગ અને બુદ્ધિનાશ

સંજય કહે – હે મહારાજ, 'યુક્ત' કે બુદ્ધિયોગી પુરુષ અને 'વિપશ્ચિત' કે વિદ્વાન પુરુષ, એ બે વચ્ચે ભેદ પાડીને શ્રીકૃષ્ણે જે વાત કરી, તે ભારે વસ્તુ કહેવાય સ્થિતપ્રજ્ઞત્વની સ્થિતિ કેવળ વિદ્વત્તા કે શાસ્ત્રોની પારગતતા કે વેદવેદાંગસંપન્નતાથી જુદી વસ્તુ છે, વિદ્વત્તા વડે જે બુદ્ધિ કે બહુશ્રુતતા મળે, એ આ ક્ષેત્રે ખરુ કામ ન દે. પ્રયત્નમાન વિપશ્ચિત પુરુષ પણ વિષયોના વંટોળમા આવી જાય, તો તેને પણ ઇંદ્રિયો ખેંચી જાય ત્યારે સ્થિતપ્રજ્ઞ સ્થિતિનું તો લક્ષણ જ એ છે કે, આમ ન થઈ શકે એવી પ્રજ્ઞાશક્તિ આવવી એટલે જ સ્થિતપ્રજ્ઞતા અને આ તો બુદ્ધિયોગ વડે જ બની શકે છે કે, જેનો આખરી કીમિયો પરમ દર્શન છે તે વિના વિષય-રસ મરતો જ નથી, એની નિવૃત્તિ શાસ્ત્રોના જ્ઞાન કે તર્કવિતર્કથી સભવતી નથી, પરતુ તે તો કેવળ બુદ્ધિયોગની સાધના વડે જ સંભવે છે એમ જે બુદ્ધિ ઘડાય, તે જ ખરી બુદ્ધિયુક્તતા છે, તે વડે યુક્ત પુરુષ સ્થિતપ્રજ્ઞ થવાને યોગ્ય બને છે, એવો યુક્ત પુરુષ પોતાની ઇંદ્રિયોને વશમા રાખી શકે છે, – તેવા પુરુષની પ્રજ્ઞા અડગ સ્થિતિને પામે છે

આ વસ્તુ સ્પષ્ટ કરવાને માટે શ્રીકૃષ્ણે, આ લોકમા જન્મીને મનુષ્યની સામાન્ય પ્રજ્ઞા-બુદ્ધિ કેવી રીતે કામ કરતી હોય છે, તેનો જ મૂળ સિદ્ધાંત અર્જુનને કહીને, બુદ્ધિયોગની યુક્તતાની પોતાની વસ્તુને બતાવવાને સારુ, એ વિષેની વિવેચના આગળ ચલાવી –

શ્રીકૃષ્ણ બોલ્યા — હે સખા, આમ હું કહું છું કે, સ્થિતિપ્રજ્ઞત્વનો મુદ્દો ઇંદ્રિયજય કે નિતાંત વિષય-રસ-નિવૃત્તિ છે, તેનું કારણ છે. તું એ જો કે, જગતના લોકોની સામાન્ય ગતિ કેવી હોય છે વારુ? જીવનનાં યોગક્ષેમની ચિંતામાં સતત તેઓ રહે છે; તે અર્થે ભોગૈશ્વર્યની પ્રાપ્તિ ઝંખે છે; પરિણામે, એ સંતોષતા વિષયોમાં તેમનું ધ્યાન બન્યું જ રહે છે. આવી સામાન્ય મનોગતિ જગતમાં જીવોની જોવા મળે છે, એમ તું જાણે ને જુએ છે.

હે કૌંતેય, આમ વિષયોના ધ્યાનમાં જ રમતા રહેતા મનવાળો પુરુષ સહેજે તેમના સંગ-સોબતમાં આવશે જ; તેથી તેઓની સાથે તેનો સંગ કે સંપર્ક પેદા થાય છે. આવા સંગમાથી તેને, પોતાના જીવનાર્થ પ્રમાણે, તે તે વિષય પોતાનો ખપનો કે ના-ખપનો — પ્રિય કે અપ્રિય, ગ્રાહ્ય કે કે અગ્રાહ્ય લાગશે; એટલે, જે ખપનો કે પ્રિય લાગશે, તેની એ કામના કરશે; જે તેથી ઊલટો લાગશે, તેનો દ્વેષ કરશે, તેનો ત્યાગ કરવાનુ મન કરશે — તેને એ છાંડશે.

હે સખા, એમ વિષયોના સંગમાંથી પુરુષનું મન, એક ડગલું આગળ જઈને, તે માટેનો કામ સેવવા તરફ જાય છે; અને તેની સિદ્ધિને માટે વિવિધ ક્રિયાઓ રૂપી પ્રયત્ન શરૂ કરશે આ પ્રકારે સંગમાંથી જન્મતો કામ એવો ઉદ્દામ ભાવ છે કે, તે સફળ કર્યા વિના મનને ચેન ન પડે, નિરાંત ન રહે — ચિત્તમાં સતત ચટપટી, અજંપો રહ્યા કરે: મનુષ્યની બુદ્ધિ એમાં જ ગુલતાન થઈ જતાં, તેના ચિત્તમાં તે વિના પ્રસન્નતા જ ન સંભવે.

તથા, હે અર્જુન, આની બીજી બાજુએ એવું બને છે કે, એવા અદમ્ય કામાવેશની સિદ્ધિમા જે કોઈ આડે આવે, તેના ઉપર તેનું ચિત્ત ક્રોધ કરવા દોડી જશે તેનુ ચિત્ત શાંતિપૂર્વક એમ વિચારવા નહીં થોભે કે, સિદ્ધિ-અસિદ્ધિમા ખરેખર કારણ શું છે. આથી એનો ચિત્તપ્રસાદ વળી વધુ હણાય છે પોતાના ઇષ્ટ કામના ફળને માટે તે એવો દીન કૃપણ બની જાય છે કે, તેની વિવશતા સામે વેદ-

વેદાંતોમા કે બીજેથી મળેલો સદ્બોધ ઈ૦ કાંઈ કામમા જ નથી આવતો. તેથી જ મે તને કહ્યુ હતું કે, શ્રુત અને શ્રોતવ્ય જ્ઞાન અને તેમાથી ફૂટતા પ્રજ્ઞાવાદો દૂર કરવા પડે છે

હે અર્જુન, આમ ક્રોધની વિવશતાથી માણસની બુદ્ધિ દબાઈને કેવળ પોતાના ફલપ્રાપ્તિના મોહમા જ ફસાઈને ચાલી શકે, એવી મૂઢ વિવશતામા સપડાઈ જાય છે આ રીતે, ક્રોધથી નીપજતો આવો સંમોહ પુરુષની સ્મૃત્તિ વૃતિને પછી કલુષિત કરે છે જે કાંઈ પોતાના સ્વાર્થનું હોય, તેને જ એનું મન યાદ કરી કરીને તેને જ વાગોળ્યા કરશે, બીજુ કે પોતાના સ્વાર્થની સામે જતું હશે, તે તેની સ્મૃતિમાં તાજુ જ નહીં થાય — પેલા સ્વાર્થી ક્રોધાવેગથી દબાઈ જશે કોઈ તે કહે તોય તેને તે માની ન શકે, એવી એની ચિત્તદશા થઈ જાય છે

હે સખા, કોઈ કામાર્થની સિદ્ધિને માટે, તે વિષે બધી તરફનું વિચારવા જેવું હોય, તે બધુ બુદ્ધિ આગળ રજૂ કરવાને અર્થે સ્મૃતિ વૃત્તિ છે પરતુ કામક્રોધનો પ્રવેગ તેને જ હણે છે — કાંઈકે ધારણભેર કામ જ નથી કરવા દેતો પરિણામે, બુદ્ધિશક્તિ પોતાનો ધર્મ બજાવવામાં કુંઠિત થઈને નાશ પામે છે

હે સખા, આમ એકમાંથી બીજુ, બીજામાંથી ત્રીજુ, એમ થતા થતા, વિષયોના ધ્યાનથી જનમતી ચિત્તની કામગંગા તેના ક્રમે ( સંગ કામ, ક્રોધ, મોહ, સ્મૃતિભ્રમ, — બુદ્ધિનાશની દુર્દશાએ જઈને આખરે અડે છે અને, હે પાર્થ, જેનો બુદ્ધિનાશ થયો, તેનો પોતાનો જ નાશ થવામાં પછી બાકી કાંઈ રહે ખરુ ? અને તેનો જ નાશ થાય છે — તેનાં સુખશાતિ અને જીવનમા કૃતાર્થતા ઈ૦ મરી જાય છે (૨,૬૨ ૬૩)

હે અર્જુન, અયુક્ત પુરુષોની ગતિ સામાન્યપણે આ રીતે હોય છે એમા જ દુ:ખશોકબીજ અથવા કર્મનુ બધન રહેલુ છે એની તુલનામા યુક્ત પુરુષની એથી ઊલટી જ દિશાની ગતિ વિષે હવે તું વિચાર કર

હે સખા, તું એમ જો કે, વિષયોના ધ્યાનમાંથી ક્રમસર ફૂટતા એવા – સંગ-કામ-ક્રોધ-સંમોહ-સ્મૃતિભ્રંશ-બુદ્ધિનાશ – ઇ૦ વિકારોની સાંકળને તેના મૂળથી જ યુક્ત પુરુષ કાપી નાંખે છે: વિષયોનો સંગ મનના તેમના ભણીના ધ્યાનમાંથી થાય છે, ચિત્તનું આવું રાગદ્વેષાત્મક આકર્ષણ તેનું કારણ છે. હે અર્જુન, તે જ સ્થાનેથી યુક્ત પુરુષ સાવધતા કેળવે છે: એવા ધ્યાનને જ સેવતો નથી. પરિણામે, જે ભાવોની પરંપરા ચિત્તમાં પ્રગટીને કેળવાય છે, તે પેલી પરંપરાથી વિપરીત કે વિલક્ષણ જ છે; સંગની જગાએ અસંગ સેવાતાં, કુદરતી રીતે, એનું પરિણામ પણ ઊલટું જ આવે છે: તેની બુદ્ધ નાશ ન પામતાં સ્થિર થઈને કામ દે એવી બને છે: તેથી તેને બુદ્ધિયોગ ફળવા લાગે છે, જેથી તેનાં શોકમોહ આદિ દૂર થાય છે.

## ૪૬
# અસંગ અને ચિત્તપ્રસાદ

શ્રીકૃષ્ણ બોલ્યા – હે અર્જુન વિષયોના ધ્યાનજન્ય સંગને બદલે તેમનો અસંગ કેળવનાર યુક્તપુરુષ બુદ્ધિયોગી છે, તે સ્થિત પ્રજ્ઞા પામે છે તેવો પુરુષ સમજે છે કે, વિષયો માટેના આકર્ષણનાં બીજ એમને માટેના રાગ કે દ્વેષ રૂપે ચિત્તભૂમિમાં વેરાયેલાં જ હોય છે, તેથી વિષયો પ્રત્યેના રાગ અને દ્વેષ પર જ સીધો ઘા કરવા તરફ તે ધ્યાન આપે છે, અયુક્ત પુરુષ પેઠે, તેમના ભોગ તરફનું ધ્યાન એ સેવતો નથી

હે સખા, તું કહેશે કે, ઇંદ્રિયોની કુદરતી ગતિ તેમના ભોગાર્થક વિષયો ભણીની હોય છે, હા, એમ તો ખરું પરંતુ યુક્ત થવા ચાહતો પુરુષ, તેથી જ કરીને, ઇંદ્રિયોના આવા સંગજન્ય રાગદ્વેષથી જ વિયુક્ત થવા મથે છે એમ થવાને માટે તે પોતાની ઇંદ્રિયોને વશમાં લે છે આમ, રાગદ્વેષરહિત કરવા વડે ઇંદ્રિયોને તેમના વશમાંથી કાઢીને પોતાના આત્માને વશ કરીને પછી યુક્ત પુરુષ આ જગતના વિષયો ભણી પોતાના જીવનને તેની સહજ કે નિયત ગતિએ જવા દે છે હે સખા જીવન વ્યવસાયની આ રીતિ, વિષયોના ધ્યાન દ્વારા તેમનો રાગદ્વેષાત્મક સંગ થાય, તેવી અવશ કે 'અયુક્ત' નથી હોતી, પ ંતુ આત્મવશ બને છે

હે પાર્થ, આવા યુક્ત પુરુષો વિષયાર્થો જોડે સગ જ નથી પામતા એવું નથી, પરંતુ તેમનો આત્મવશ સગ પેલા સામાન્ય પ્રકૃતિવશ ઇંદ્રિયવશ સંગથી ઊલટા જ ગુણવાળો હોય છે. સામાન્ય લોકો ઇંદ્રિયાર્થોનો સંગ જે રીતે સાધે છે અને સેવે છે, તેથી ઊલટા જ પ્રકારના

આ 'યુક્ત' જીવનના સંગને જુદો બતાવવા, તેને 'અસંગ' કહેવો એ જ ઠીક ગણાય. કારણ કે, આ રીતે વિષયો પ્રત્યે રાગદ્વેષવિયુક્ત ચર્યા થતાં, તે કામ-ક્રોધ-મોહાદિ પરંપરાને જન્મ દઈ શકતા નથી. દાઝી જતાં રસકસ વિનાનાં બીજ જેમ ઊગે નહીં, તેવું આ ચિત્તના રસબીજનું થાય છે. એમ પરમદર્શનના જ્ઞાનાગ્નિથી રસબીજ-ક્ષીણ ચિત્તભૂમિમાં એથી ઊલટા જ ગુણધર્મોનો પાક ઊતરવા લાગે છે, કે જેનું પરિણામ સ્થિતપ્રજ્ઞા હોય છે.

હે મિત્ર, આમ પોતાના ચિત્તમાં સ્થિત પ્રજ્ઞાની પ્રાપ્તિ માટે બુદ્ધિયોગના સાધક પુરુષે પોતાના અંતરાત્મામાં પુરુષાર્થ કરવો પડે છે; કેમ કે, સંગદોષજન્ય કામ ક્રોધ-મોહાદિની ખાણ ત્યાં જ છે. તેને એણે વ્યવસ્થામાં આણવી જોઈએ; અને એમ કરીને તેણે પોતાના મન પર કાબૂ આણવો પડે છે.

આમ બુદ્ધિયોગ દ્વારા મન પર સંયમ-બળ મેળવી, પ્રત્યાહારપૂર્વક પોતાની ઇંદ્રિયોને આત્માના વશમાં આણનાર "વિધેયાત્મા" પુરુષ ચિત્તની પ્રસન્નતા અનુભવી શકે છે. વિષયો તરફની તેની રાગદ્વેષવિયુક્ત ઇંદ્રિયચર્યા દુઃખશોકાદિ જન્માવવાને બદલે તેને ચિત્તની પ્રસન્નતા અર્પે છે તેથી કરીને, હે સખા, તું અત્યારે જેમ શોકમોહાદિમાં ફસાઈ ગયો, તેમ તેવા પુરુષનું બનતું નથી.

આવા 'યુક્ત' ચિત્તની પ્રસન્નતા, આગળ વધીને, અયુક્ત ચિત્તબુદ્ધિ પેઠે નાશ ન પામતા, ઊલટી તેનાં બધાં દુઃખોને હરી લે છે; એમ થવાથી તેની સ્મૃતિ, દુઃખશોકાદિ વડે કલુષિત થઈ ભ્રષ્ટ થવાને બદલે, સ્થિર સતેજ રહીને વિવેક-જાગૃતિભેર કામ કરે છે; પરિણામે, મોહની જગાએ, તેવા યુક્ત પુરુષમાં સત્યદર્શી કે 'ઋતંભરા' કહેવાતી પ્રજ્ઞાનો ઉદય થતો રહે છે; તેથી બુદ્ધિ ઠરેલતાપૂર્વક કામ કરતી રહી શકે છે; તેના નિર્ણયો નિર્દોષ સમભાવપૂર્વક થતા રહે છે; એમ તેની બુદ્ધિ સ્થિરતાને પામે છે; — અયુક્ત પુરુષની પેલી સંગ-કામ-ક્રોધાદિ-પરંપરાધર્મને વશ થતી બુદ્ધિ પેઠે, *આ યુક્ત બુદ્ધિ નાશ નથી પામતી.* (૨,૬૪-૬૫).

આમ, હે અર્જુન, મુક્તપુરુષના ચિત્તની અંદર સંગજન્ય પ્રક્રિયાની પરંપરા ઊલટી કે જુદી જ કેળવાય છે વિષયોનું રાગદ્વેષાત્મક ધ્યાન જેમાં નથી એવા અસંગ વડે, સકામતાને સ્થાને અકામતા કેળવાય છે, અકામતા થવાથી ઇંદ્રિયો પ્રમાથી કે આનંગી બનવાને બદલે આત્મવશ થાય છે, એટલે ક્રોધ મોહ-સ્મૃતિભ્રંશ ઇ૦ વિકારો ચિત્તમાં નથી થતા, તેમની જગાએ, સારાશે, ચિત્તમાં સમતાની પ્રસન્નતા આવે છે, તેથી દુ ખમાત્ર હણાઈ જઈને બુદ્ધિ શીઘ્રતાપૂર્વક વ્યવસાયાત્મક બનતી જાય છે અને તેમા સ્થિરતા આવે છે એમ યુક્ત પુરુષના ચિત્તને વિષયોના રાગદ્વેષથી વિયુક્ત પ્રકારે સગ થતાં, એટલે કે, અસંગથી આત્મવશ બનતી ઇંદ્રિયો, ચિત્તમાં અજંપો અને ઉદ્વેગ ઇ૦ની જગાએ, પ્રસન્નતા પેદા કરે છે હે સખા, જે સાધના વડે આમ થાય છે, તે બુદ્ધિયોગ છે, તે વડે યુક્ત પુરુષ સામાન્ય અયુક્ત લોકો કરતા તદ્દન નોખો જ અનુભવ કરે છે

# ૪૭

# યુક્ત વિ૦ અયુક્ત પુરુષ

શ્રી કૃષ્ણ બોલ્યા – હે સખા, યુક્તની આગળ હવે તુ અયુક્તની બુદ્ધિની દશા સરખાવી જો અયુક્ત પુરુષની બુદ્ધિનુ તો ઠેકાણુ જ નથી! એ તો સગગ્રસ્ત બનીને રાગદ્વેષાદિના મોહમા પડી જઈને બેકાર બની જાય છે તેમા કશી સ્થિરતા કે જરાય પ્રસન્નતા પણ રહેતી નથી

હે સખા, અયુક્ત પુરુષની પીડા એ છે કે, તેની બુદ્ધિ જોઈતા પ્રમાણમા કે પ્રકારે વ્યવસ્થિત યા વ્યવસાયાત્મિક બનતી નથી તેથી જ તે યુક્ત નહીં એવો અયુક્ત કહેવાય છે, કારણ કે, જીવનમા સતત સુખ શાંતિ અનુભવવાને માટે જે પ્રકારની બુદ્ધિયુક્તતા જોઈએ, તેની તેણે સાધના નથી કરી એવી અવ્યવસ્થિત રહેવા પામેલી બુદ્ધિવાળાને, તેથી જ કરીને અયુક્ત કહેવાય છે

હે અર્જુન, એવા અયુક્ત પુરુષના ચિત્તના પ્રવાહની ગતિ તેવી જ અયુક્ત હોય છે મન પર ઇંદ્રિયો તેમના વિષયોના અર્થોના સગમાંથી જે લાગણી કે તેના આવેગો પછાડયા કરે, તેમ તે તેમની જોડે થયા કર છે અયુક્ત પુરુષ પાસે મન પર કાબૂ રાખવા જે બુદ્ધિ યુક્ત સંયમ જોઈએ તે છે નહીં, તેથી તેના મનની ગતિ વાયુને આશરે પડેલા કે સુકાન વિનાના નાવ જેવી બની રહે છે તેને લાગણીના આવેગોના આવેશને વશ થઈને આપોઆપ વર્તવુ પડે છે તેની આ ગતિ થવાનુ કારણ, એણે કાંઈ પણ અર્થે બુદ્ધિયોગ સાધ્યો નથી એ છે મનુષ્ય જેટલો જેવો કે જ્યા જે ક્ષેત્રમા બુદ્ધિયોગનો આ સયમ કેળવે છે,

તેટલો તેવો કે ત્યાં તે ક્ષેત્ર પૂરતો — આંશિક લાભ જ તેને થાય છે; તે લાભ તાત્પૂરતો આગમાપાયી આગંતુક હોય છે — ચિરંતન અવિચ્છિન્ન નથી હોતો

હે સખા, હું તને કહું કે, આવી સ્થિતિ ઓછેવત્તે અંશે જન્મ પામેલા દરેક મનુષ્યની હોય છે. કેમ કે, સાવ સદંતર અયુક્તતા તો કોઈમા સંભવે નહીં; જેમ સાવ સમગ્ર યુક્તતા લઈને પણ કોઈ માણસ અવતરતુ નથી. આ જગતમા દરેક મનુષ્ય તેના પૂર્વજન્મના સંસ્કારો — તેમાં ત્યાં સુધી જેવી જેટલી બુદ્ધિયુક્તતા કેળવાઈ હોય, તેવી તેટલી લઈને,— એ તેની જન્મોજન્મ યાત્રામાં અવિરતપણે આગળ આગળ ચાલતો હોય છે તેથી મનુષ્યોમાં સાવ અયુક્તતા તો નથી સંભવતી; પરતુ એટલું સાચું કે, તેની જેવી જેટલી યુક્તાયુક્તતા હોય, તે પ્રમાણે તેના સુખશાંતિના ટકા અંકાય છે : આ હકીકત છે. તેના ટકા સોએ સો કેમ બને, જેથી કરીને ચિરંતર, અવિચ્છિન્ન અનામય શોકવિષાદાતીત દશાની શાંતિ-સ્થિતિ મળે, એ જ છેવટે તો આખરી સવાલ છે ને? હે સખા, તેનો ઉપાય બુદ્ધિયોગ છે, કે જે મનના ઇંદ્રિયાર્થોના આવેગ-વશ પ્રજ્ઞાનની અંદર વ્યવસ્થિતતા આણીને તેમને વશમાં રાખવાની વિદ્યા છે, એને જ તત્ત્વદર્શીઓ યોગશાસ્ત્ર કહે છે, કે જેની અંદર સર્વ જ્ઞાનવિજ્ઞાન કે વિદ્યાઓની શાખોપશાખાઓનો વિવિધતાપૂર્ણ સંભાર પોતપોતાને સ્થાને ગોઠવાઈને સંશુદ્ધ બની એક-વ્યવસ્થિતિ — એકવ્યવસાયાત્મિકતા મેળવે છે

હે મિત્ર, બુદ્ધિયોગી આ કામ તેની લાગણીઓ ઇ૦ના આવેગો-ના પ્રજ્ઞાનમાં રહેલા સૂક્ષ્મ એવા જે મૂળભાવો હોય છે, તેમની સંશુદ્ધિ કરવા વડે સાધે છે આ સાધના વડે, આ જગતના ઇંદ્રિયાર્થોના સતત થતા જ રહેતા સંગથી મનમાં નીપજ્યા જ કરતું જે કામાર્થક બધું પ્રજ્ઞાનમાત્ર છે, તેની ભાવસંશુદ્ધિ તે કરે છે.

હે મિત્ર, મનુષ્યની ભાવ-સૃષ્ટિની અસર તેના સત્ત્વ કે તેની મૂળ પ્રકૃતિ પર થાય છે; અને જેવું આ સત્ત્વ, તેવી તેની જીવનશ્રદ્ધા ઘડાય છે, અને તે પ્રકારનો મનુષ્ય તે બને છે.

હે સખા, આ જે ભાવસૃષ્ટિ છે, તેના સ્વરૂપને વિષે ટૂંકમાં કહેવું હોય તો, તે રાગદ્વેષાત્મક હોય છે. કામ અને અર્થ એ બે પુરુષાર્થોની દૃષ્ટિથી બહુધા તેનો પિંડ કે આકાર ઘડાય છે. તેથી, હે સખા, એ સુધારણા કામાર્થજન્ય રાગદ્વેષોની સંશુદ્ધિ વડે જ સંભવે છે. અને આ વસ્તુ દરેકે પોતે પોતાની અંદર — પોતાના જ ચિત્તમાં કરતા રહેવાની હોય છે. એવી કેળવણીથી ભાવસંશુદ્ધિ થતી રહે છે — પોતાની સત્ત્વ-સંશુદ્ધિ થાય છે; એટલે કે, તદનુરૂપ શ્રદ્ધા બનતી રહે છે; — એમ એ બુદ્ધિયોગમાં આગળ વધતાં સ્થિતપ્રજ્ઞત્વને પામે છે.

હે અર્જુન, આવી ભાવસંશુદ્ધિનુ સાધન, મનના સંગજન્ય પ્રજ્ઞાનને જ્ઞાન અને કર્મથી ભરપૂર એવી સતત ચાલતી પોતાની જીવન-ચર્યાને તપાવતો, સત્પ્રજ્ઞાનકર્મનો અગ્નિ છે. તે અગ્નિ પોતામાં પ્રગટતો રાખવો એ બુદ્ધિયોગની સાધનાનું રહસ્ય છે

હે મિત્ર, હવે તું જો કે, અયુક્ત પુરુષમાં આ જ ખૂટે છે. તેનામાં ભાવસંશુદ્ધિનુ સાધન જે ભાવના-બળનો અગ્નિ, તે જ જોઈના પ્રમાણ-માં નથી ધગતો. એવા ભાવનાબળ વિનાનો એ અયુક્ત માણસ શાંતિ ન અનુભવી શકે; વાયુવશ નાવડી પેઠે મનના આવેગવશ થઈને તે ડોલ્યા જ કરશે. હે સખા, એમ અયુક્ત કે બુદ્ધિયોગ ન સાધનારો એવો મનોમુખ કે મનોવશ મનુષ્ય પછી સુખ ક્યાંથી જ મેળવે! (૨, ૬૬-૬૭)

હે મહાબાહુ પાર્થ, તેથી મેં તને કહ્યું કે, જે પુરુષે પોતાની ઇંદ્રિયોને તેમના વિષયાર્થો ભણી જતી પકડી પકડી રાખી છે, — આત્મ-વશ કરી છે, તેની બુદ્ધિ સ્થિર પ્રતિષ્ઠિત થાય છે. — તેવાને સ્થિતપ્રજ્ઞ કહેવાય (૨,-૬૮). તેવાનો આહારવિહાર કે રહેણીકરણી સંગ-સંપર્કને વશ નહીં, પણ અસંગના ન્યાયે ચાલે છે.

હે સખા, યુક્ત ને અયુક્ત જીવન વિષે આ અંતર છે; 'યુક્ત' અને 'વિપશ્ચિત' પુરુષના જીવનમાંય આ સ્થાને ફેર રહે છે. વિપશ્ચિત

કે વિદ્વાન પંડિત શ્રુતશ્રોતવ્યાદિનુ બધું જ્ઞાન ભલે ધરાવે, પણ એમાંથી સ્થિતપ્રજ્ઞાનનો ઉદય નથી સંભવતો, એવા પુરુષે તેના એવા જ્ઞાનને આધારે નીપજતા ભાત ભાતના પ્રજ્ઞાવાદોના રણ-કળણને પાર કરવું પડે છે સ્થિતપ્રજ્ઞનો ઉદય અસંગ વડે પોતાના ચિત્તમાં કામ કરવામાંથી થાય છે જીવનનું અનામય કે આત્યંતિક સુખ પદ પ્રાપ્ત કરવાનો માર્ગ યુક્ત પુરુષોનો આવો બુદ્ધિયોગ છે, જેનો રસ્તો રસને પણ નિબીજ કરે એવો પરમદર્શનથી સધાતો ઇંદ્રિયનિગ્રહ કે મનોજય છે

## ૪૮

# બ્રહ્મનિર્વાણ

સંજય કહે — હે મહારાજ, શ્રીકૃષ્ણે તમારા પરમ પ્રતાપી ભત્રીજા અર્જુનને આ પ્રમાણે સ્થિતપ્રજ્ઞ કે બુદ્ધિયોગ-યુક્ત પુરુષ વિષે સમજૂતી આપીને અંતે તે વિષેના પ્રકરણનો સમારોપ કરતાં કહ્યું —

શ્રીકૃષ્ણ બોલ્યા — હે મહાબાહો, તેથી કરીને તું જાણ કે, જે પુરુષ, કૂર્મવત્ પ્રત્યાહાર વડે, તેની ચારે તરફ ફેલાયેલા ઈંદ્રિયાર્થોથી ભરેલા આ જગતના પદાર્થોમાંથી પોતાની ઈંદ્રિયોને ખેંચી લે છે — તેમની ગતિનો નિગ્રહ કરે છે — એમ તેમને સંયમમાં રાખે છે, તેવા પુરુષની પ્રજ્ઞાબુદ્ધિ સ્થિર થાય છે, સમાધિવાળી બને છે (૨, ૬૮)

હે સખા, સ્થિતપ્રજ્ઞ પુરુષ આવો સંયમી પુરુષ છે, એમ તું સમજ. તેને સયતેંદ્રિય કે જિતેંદ્રિય પણ કહેવાય; કેમ કે, મનના ઘોડાની લગામ તેણે બરોબર પકડી હોય છે. તેથી, વાયુ ન્યાવ-ન્યાયે તેનું મન દોડાદોડ કરતું કે ખેંચાઈ જતું નથી (૨,-૬૭)

એમ મનને જીતીને મન મૂંગો બનેલો આ પુરુષ સાચો મુનિ છે, એમ પણ કહેવાય. અલબત્ત, આવા પુરુષના રાહ જગતના સામાન્ય લોકોના રાહથી ન્યારા બને છે, તો તેની ગતિ પણ તેવી જ ન્યારી હોય છે ને! તે ચિત્તપ્રસાદ પામી સર્વદુ:ખોની હાનિ સાધી શકે છે. સર્વભૂતો જેને અંધારી રાત્રિ માને છે, તેમાં આવો સંયમી પુરુષ જાગતો રહે છે; અને જેને તેઓ દિવસ માને છે, તેમા આ મનમૂંગો પુરુષ જુએ છે કે, એ તો અંધારી રાત જ છે (૨,-૬૯)

હે અર્જુન, જગતના જીવોની અને આ જાગ્રત બનેલા સયમીની સમજ અને ગરજ જ જુદી પડી જાય છે એકને જે ખોળ છે, તે બીજાને ગોળ લાગે છે, એકને જે ઝેર છે, તે બીજાને મધ સમું મીઠુ લાગે છે એક કામકામી બનીને, મનના વેગે, કામનાઓ પાછળ દોડયા જ કરે છે, એને તેમાં જપ જ નથી, ત્યારે બીજો સંયમી પુરુષ કામ-કામીને બદલે કામ ત્યાગી બને છે, મનની કામનાઓના ઘોડાને તે બહાર જવા ન દેતાં પોતાના અંતરમાં જ ઝાલી રાખી તેમની પાસે ધાર્યું કામ લે છે

હે અર્જુન, જેમ પૃથ્વી પર પડતું પાણીમાત્ર વહી જઈને સમુદ્રના અચળ ઉદરમા પહોંચી સ્થિર સમાય છે, તેમ જ ઇંદ્રિયોના સંગથી સતત વરસતુ કામ જળમાત્ર જેના અતરના સાગરમાં સ્થિર થાય છે, તેવો પુરુષ પોતાના અતરમાં ક્ષોભ પામ્યા વગર કામોને શમાવી લઈ શાતિ અનુભવે છે, પેલો કામકામી તેમ નથી પામી શકતો અથવા જેમ બધી નદીઓ સાગરમાં જાય તોય તે ભરાતો ઊભરાતો કે ધરાતો જ નથી, તેમ જ ગમે તેટલી કામનદીઓ કામકામી પુરુષના કામ-સાગરમાં ઠલવાયા કરે, તેમ છતા તે શાંતિ પામતો જ નથી શાતિ મેળવવાની દૃષ્ટિએ, અગ્નિને ઘી વડે ઓલવવા જેવો એ મિથ્યા પ્રયત્ન બને છે (૨,૭૦)

હે સખા, કામની તૃપ્તિ તો સૌ ચાહે છે, કામકામી તેમ જ સંયમી બંને પ્રકારના પુરુષો ચાહે છે પણ ફેર એ છે કે, એક જણ પોતાના કામની તૃપ્તિ કે શાંતિ મળવાની ઝખના કરતો બાહ્ય ઇંદ્રિયો થકી જનમતા અનેકાનેક કામોની કેડે દોડતો જ રહે છે, તે એવી ભ્રમણાથી કે, તે વડે કામતૃપ્તિની કાયમી ધરપત કે નિત્યતૃપ્તિ અથવા શાતિનું સુખ આવશે પણ એમ થતું નથી, કેમ કે, ધરપત અમુક તમુક કામો ભોગવવાથી કે ન ભોગવવાથી થતી નથી તેનું કારણ કામવશતા કે કામભોગ નથી, પણ કામ જય દ્વારા કામત્યાગ કરવાની મન શક્તિ કે સંયમમાં તે સતાયેલુ છે

હે મિત્ર, ખરુ જોતાં, પુરુષ અંતરમા આત્મતૃપ્તિ ચાહે છે, આ તે કામ ભોગવુ તો તે મળશે એમ સમજે છે, એટલે તે સારુ એ

એથી કરીને હું તને કહું છું કે, જે પુરુષ સર્વ કામોનો ત્યાગ કરી, તેની નાની નાની મમતાના અહંકારની વાડમાંથી નીકળીને નિ:સ્પૃહ, નિર્મળ, નિરહંકાર બનીને જીવનચર્યા કરે છે, તે બ્રહ્મના વિશાળ સર્વગત જીવનની ચર્યાનો અંગીકાર કરે છે; એમ કરીને તે શાંતિનો સદ્‌ભાગી બની શકે છે (૨,૭૧). તે પુરુષ કામ અને તૃપ્તિ તથા સુખ અને શાંતિના મૂળ ભાવો વિષેની સત્ય સમજબુદ્ધિ પામ્યો હોય છે, તેથી, કામકામીની પેઠે, કામવનરૂપી આ જગતની ભુલભુલામણીમાં ગોથાયા કે ગૂંચવાયા કરતો નથી; કામાટવીને પાર કરી જવા માટેનો બુદ્ધિયોગનો મંત્રમાર્ગ તે પામી ગયો હોય છે.

હે અર્જુન, આમ જે કામકામીને બદલે પરમ મહાકામી, એટલે કે, બ્રહ્મકામી બને છે, તેની શમદમના સંયમ-સાધન વડે તેને શાંતિ કે ચિત્તપ્રસાદની જે સ્થિતિ મળે છે, તેને જ બ્રાહ્મી સ્થિતિ કહે છે. તેમાં પહોચનાર પુરુષની કામદૃષ્ટિ નાશ પામે છે — તેને બ્રહ્મદૃષ્ટિ લાધે છે. તે પામતાં એ જીવનભર સદસદ્વિવેક કે કર્માકર્મનિર્ણયને વિષે મોહમાં પડતો નથી એટલું જ નહીં, મરણકાળે પણ તે શોકમોહાદિથી વિહ્વળ નથી થતો; જીવન અને મરણ બેઉના સમગ્ર કોયડાઓ તેના ઊકલી ગયા હોય છે. એમ આ જગતરૂપી જે કોયડો લાગ્યા કરે છે, તે શમી જઈને બ્રહ્મમાં તે નિર્વાણ પામે છે. હે સખા, આવી સ્થિતિ પેલા કામકામીની અશાંત સ્થિતિ કરતાં જુદી એવી બ્રાહ્મી સ્થિતિ છે. તે પ્રાપ્ત કરનાર પુરુષ અનેક કામાર્થોના જનક રૂપી કર્મબ્રહ્મનો નિર્વાણ અનુભવે છે. આવું બ્રહ્મનિર્વાણ તેને વરે છે (૨,૭૨). પરમ બ્રહ્મકામના મહારસમાં વિવિધ કામોના રસ-બુદ્‌બુદો આપોઆપ શમી જઈને, તેઓ જુદા રૂપે કયાય રહેતા જ નથી. હે સખા, આવો પુરુષ આત્મતૃપ્ત બને છે — પોતે જ પોતામાંથી અખૂટ તૃપ્તતા મેળવે છે. એમ જ માન કે, સુખ-શાંતિ-તૃપ્તિ ઇ૦ના અખૂટ આનંદનો ઝરો જ તેને પોતામાંથી જ હાથ લાગી જાય છે!

સંજય કહે — હે રાજા, સ્થિતપ્રજ્ઞનો બુદ્ધિયોગ આવો છે, એમ અર્જુનને કહીને શ્રીકૃષ્ણ શાંત રહ્યા.

# प्रथमोऽध्यायः

## अर्जुन-विषाद-योगः

धृतराष्ट्र उवाच ।

धर्मक्षेत्रे कुरुक्षेत्रे समवेता युयुत्सवः ।
मामकाः पाडवाश्चैव किमकुर्वत सजय ॥ १ ॥

संजय उवाच ।

दृष्ट्वा तु पाडवानीकं व्यूढं दुर्योधनस्तदा ।
आचार्यमुपसगम्य राजा वचनमब्रवीत् ॥ २ ॥

पश्यैतां पाडुपुत्राणाम् आचार्य महतीं चमूम् ।
व्यूढां द्रुपदपुत्रेण तव शिष्येण धीमता ॥ ३ ॥

अत्र शूरा महेष्वासा भीमार्जुनसमा युधि ।
युयुधानो विराटश्च द्रुपदश्च महारथः ॥ ४ ॥

धृष्टकेतुश्चेकितानः काशिराजश्च वीर्यवान् ।
पुरुजित् कुन्तिभोजश्च शैब्यश्च नरपुगवः ॥ ५ ॥

युधामन्युश्च विक्रान्त उत्तमौजाश्च वीर्यवान् ।
सौभद्रो द्रौपदेयाश्च सर्व एव महारथाः ॥ ६ ॥

---

૧. (ચરણ ૧) सर्वक्षत्रसमागमे । (ચ० ૨) किमु कुर्वते ति सजय । किम-
कुर्वत सजय ।

૫. (ચ० ૪) शैब्यश्च नरपुगव ।
પુરુજિત્ એ વ્યક્તિનું નામ છે, અને કુંતિભોજ તેનું કુટુંબ-નામ છે. તે બે જણ જુદા નથી.

अस्माकं तु विशिष्टा ये तान् निबोध द्विजोत्तम ।
नायका मम सैन्यस्य सञ्ज्ञार्थं तान् ब्रवीमि ते ॥ ७ ॥
भवान् भीष्मश्च कर्णश्च कृपश्च समितिंजयः ।
अश्वत्थामा विकर्णश्च सौमदत्तिस्तथैव च ॥ ८ ॥
अन्ये च बहवः शूरा मदर्थे त्यक्तजीविताः ।
नानाशस्त्रप्रहरणाः सर्वे युद्धविशारदाः ॥ ९ ॥
अपर्याप्तं तदस्माकं बलं भीष्माभिरक्षितम् ।
पर्याप्तं त्विदमेतेषां बलं भीमाभिरक्षितम् ॥ १० ॥
अयनेषु च सर्वेषु यथाभागमवस्थिताः ।
भीष्ममेवाभिरक्षन्तु भवन्तः सर्व एव हि ॥ ११ ॥
तस्य संजनयन् हर्षं कुरुवृद्धः पितामहः ।
सिंहनादं विनद्योच्चैः शङ्खं दध्मौ प्रतापवान् ॥ १२ ॥
ततः शङ्खाश्च भेर्यश्च पणवानकगोमुखाः ।
सहसैवाभ्यहन्यन्त स शब्दस्तुमुलोऽभवत् ॥ १३ ॥
ततः श्वेतैर्हयैर्युक्ते महति स्यन्दने स्थितौ ।
माधवः पाण्डवश्चैव दिव्यौ शङ्खौ प्रदध्मतुः ॥ १४ ॥

---

૮ ભૂરિશ્રવા એ સોમદત્તનો પુત્ર હોવાથી 'સૌમદત્તિ' કહેવાય

૯ (ગ્ર૦ ૪) नानायुद्धविशारदा । नानाशास्त्रविशारदा ।

૧૦ (ગ્ર૦ ૨) बलं भीमाभिरक्षितम् । (ગ્ર૦ ૪) बलं भीष्माभिरक्षितम् । આ પાઠમાં ભીમથી રક્ષાયેલું (પાંડવ) સૈન્ય આપણે માટે 'અપર્યાપ્ત' એટલે કે વધારેપડતું મોટું—સામનો ન કરી શકાય તેવું છે ત્યારે ભીષ્મથી રક્ષાયેલું (કૌરવ) સૈન્ય પાંડવો માટે 'પર્યાપ્ત', એટલે કે ઝટ રગદોળી શકાય તેવું છે (માટે ભીષ્મનું જ રક્ષણ કરો—શ્લો૦ ૧૧)

૧૨ (ગ્ર૦ ૩) सिंहनादं विनद्योच्चै ।

पाञ्चजन्य हृषीकेशो देवदत्त धनंजयः ।
पौण्ड्र दध्मौ महाशख भीमकर्मा वृकोदर· ॥ १५ ॥

अनंतविजय राजा कुन्तीपुत्रो युधिष्ठिरः ।
नकुल सहदेवश्च सुघोषमणिपुष्पकौ ॥ १६ ॥

काश्यश्च परमेष्वास· शिखडी च महारथः ।
धृष्टद्युम्नो विराटश्च सात्यकिश्चापराजित ॥ १७ ॥

द्रुपदो द्रौपदेयाश्च सर्वश पृथिवीपते ।
सौभद्रश्च महाबाहुः शखान् दध्मु पृथक् पृथक् ॥१८॥

स घोषो धार्तराष्ट्राणा हृदयानि व्यदारयत् ।
नभश्च पृथिवी चैव तुमुलो व्यनुनादयन् ॥ १९ ॥

अथ व्यवस्थितान् दृष्ट्वा धार्तराष्ट्रान् कपिध्वज ।
प्रवृत्ते शस्त्रसपाते धनुरुद्यम्य पाडव ॥ २० ॥

हृषीकेश तदा वाक्यम् इदमाह महीपते ।

[अर्जुन उवाच]

सेनयोरुभयोर्मध्ये रथ स्थापय मेऽच्युत ॥ २१ ॥

यावदेतान् निरीक्षेऽह योद्धुकामानवस्थितान् ।
कैर्मया सह योद्धव्यम् अस्मिन् रणसमुद्यमे ॥ २२ ॥

योत्स्यमानानवेक्षेऽहं य एतेऽत्र समागता. ।
धार्तराष्ट्रस्य दुर्बुद्धे· युद्धे प्रियचिकीर्षवः ॥ २३ ॥

---

१९ (अ० २) हृदयानि व्यदारयन् (विदारयन्) तुमुलो व्यनुनादयन् ।

संजय उवाच ।

एवमुक्तो हृषीकेशो गुडाकेशेन भारत ।
सेनयोरुभयोर्मध्ये स्थापयित्वा रथोत्तमम् ॥ २४ ॥

भीष्मद्रोणप्रमुखतः सर्वेषां च महीक्षिताम् ।
उवाच पार्थ पश्यैतान् समवेतान् कुरूनिति ॥ २५ ॥

तत्रापश्यत् स्थितान् पार्थः पितॄनथ पितामहान् ।
आचार्यान् मातुलान् भ्रातॄन् पुत्रान् पौत्रान् सखींस्तथा ॥६॥

श्वशुरान् सुहृदश्चैव सेनयोरुभयोरपि ।
तान् समीक्ष्य स कौन्तेयः सर्वान् बन्धूनवस्थितान् ॥२७॥

कृपया परयाऽऽविष्टो विषीदन् इदमब्रवीत् ।

[अर्जुन उवाच]

दृष्ट्वेमं स्वजनं कृष्ण युयुत्सुं समुपस्थितम् ॥ २८ ॥

सीदन्ति मम गात्राणि मुखं च परिशुष्यति ।
वेपथुश्च शरीरे मे रोमहर्षश्च जायते ॥ २९ ॥

गांडीवं स्रंसते हस्तात् त्वक् चैव परिदह्यते ।
न च शक्नोम्यवस्थातुं भ्रमतीव च मे मनः ॥ ३० ॥

निमित्तानि च पश्यामि विपरीतानि केशव ।
न च श्रेयोऽनुपश्यामि हत्वा स्वजनमाहवे ॥ ३१ ॥

---

२८. (च० ४) युद्धाय समुपस्थित (समवस्थित)॥
३१. (च० ३) न च शक्नोम्यवस्थातुम् ।

न काङ्क्षे विजयं कृष्ण न च राज्यं सुखानि च ।
किं नो राज्येन गोविंद किं भोगैर्जीवितेन वा ॥ ३२ ॥
येषामर्थे काङ्क्षितं नो राज्यं भोगाः सुखानि च ।
त इमेऽवस्थिता युद्धे प्राणांस्त्यक्त्वा धनानि च ॥३३॥
आचार्याः पितरः पुत्राः तथैव च पितामहाः ।
मातुलाः श्वशुराः पौत्राः श्यालाः संबंधिनस्तथा ॥३४॥
एतान् न हन्तुमिच्छामि घ्नतोऽपि मधुसूदन ।
अपि त्रैलोक्यराज्यस्य हेतोः किं नु महीकृते ॥ ३५ ॥
निहत्य धार्तराष्ट्रान् नः का प्रीतिः स्याज्जनार्दन ।
पापमेवाश्रयेदस्मान् हत्वैतानाततायिनः ॥ ३६ ॥
तस्मान् नार्हा वयं हन्तुं धार्तराष्ट्रान् स्वबान्धवान् ।
स्वजनं हि कथं हत्वा सुखिनः स्याम माधव ॥ ३७ ॥
यद्यप्येते न पश्यन्ति लोभोपहतचेतसः ।
कुलक्षयकृतं दोषं मित्रद्रोहे च पातकम् ॥ ३८ ॥

---

३२. (च० २) न राज्यं न सुखानि च । (च० ४) किं भोगैर्जीवितेन च ॥
३३. (च० ४) प्राणांस्त्यक्त्वा सुदुस्त्यजान् ॥
જીવન જેવી 'દુસ્તજ'-મોંઘી વસ્તુ પછી ધન જેવી તુચ્છ વસ્તુની શી વિસાત ! – એવો હેતુ આ પાઠ પાછળ લાગે છે.
३५. (च० ४) हेतोः किमु महीकृते ॥
३७. (च० २) ઘણી પોથીઓ ચાલુ 'स्वबान्धवान्' પાઠને બદલે सबान्धवान् એવો પાઠ સ્વીકારે છે તેમાં ઇરાદો એવો લાગે છે કે, માત્ર ધૃતરાષ્ટ્રના પુત્રોને મારવાના હોય તો તો ઠીક છે, પણ તેમના પક્ષના થઈને આવેલા વડીલો અને ગુરુઓને પણ હણવા પડે તેમ છે. પછી ત્રીજા ચરણમાં આવતા 'स्वजन'નો અર્થ સગા-સાગવા મિત્રજનો ઇ૦ બધા જ એવો સમજવો જોઈએ.

कथ न ज्ञेयमस्माभि' पापादस्मान् निवर्तितुम् ।
कुलक्षयकृत दोष प्रपश्यद्‌भिर्जनार्दन ॥ ३९ ॥

कुलक्षये प्रणश्यन्ति कुलधर्मा सनातना ।
धर्मे नष्टे कुल कृत्स्नम् अधर्मोऽभिभवत्युत ॥ ४० ॥

अधर्माभिभवात् कृष्ण प्रदुष्यन्ति कुलस्त्रिय ।
स्त्रीषु दुष्टासु वार्ष्णेय जायते वर्णसकर ॥ ४१ ॥

सकरो नरकायैव कुलघ्नाना कुलस्य च ।
पतन्ति पितरो ह्येषा लुप्तपिण्डोदकक्रिया ॥ ४२ ॥

दोषैरेतै कुलघ्नाना वर्णसकरकारकै ।
उत्साद्यन्ते जातिधर्मा कुलधर्माश्च शाश्वता ॥ ४३ ॥

उत्सन्नकुलधर्माणा मनुष्याणा जनार्दन ।
नरके नियत वासो भवतीत्यनुशुश्रुम ॥ ४४ ॥

अहो बत महत् पाप कर्तुं व्यवसिता वयम् ।
यद् राज्यसुखलोभेन हन्तु स्वजनमुद्यता ॥ ४५ ॥

यदि मामप्रतीकारम् अशस्त्र शस्त्रपाणय ।
धार्तराष्ट्रा रणे हन्यु तन् मे क्षेमतर भवेत् ॥ ४६ ॥

[सजय उवाच]

एवमुक्त्वाऽर्जुन सख्ये रथोपस्थ उपाविशत् ।
विसृज्य सशर चाप शोकसविग्नमानस ॥ ४७ ॥

इति श्रीमद्‌भगवद्‌गीतासु उपनिषत्सु ब्रह्मविद्याया योगशास्त्रे श्रीकृष्णार्जुनसवादे अर्जुनविषादयोगो नाम प्रथमोऽध्याय ॥ १ ॥

---

સમાપ્તિ : અધ્યાયના નામના પાઠાંતર
अर्जुनविषाद, विषाद, सैन्यदर्शन, सैन्योपदर्शन, अर्जुनपरिखेद ।

# द्वितीयोऽध्यायः

## सांख्य-योगः

संजय उवाच ।

तं तथा कृपयाविष्टम् अश्रुपूर्णाकुलेक्षणम् ।
विषीदन्तमिदं वाक्यम् उवाच मधुसूदनः ॥ १ ॥

श्रीभगवानुवाच ।

कुतस्त्वा कश्मलमिदं विषमे समुपस्थितम् ।
अनार्यजुष्टमस्वर्ग्यम् अकीर्तिकरमर्जुन ॥ २ ॥

क्लैब्यं मा स्म गमः पार्थ नैतत् त्वय्युपपद्यते ।
क्षुद्रं हृदयदौर्बल्यं त्यक्त्वोत्तिष्ठ परंतप ॥ ३ ॥

अर्जुन उवाच ।

कथं भीष्ममहं संख्ये द्रोणं च मधुसूदन ।
इषुभिः प्रतियोत्स्यामि पूजार्हावरिसूदन ॥ ४ ॥

गुरूनहत्वा हि महानुभावान्
श्रेयो भोक्तुं भैक्ष्यमपीह लोके ।
हत्वार्थकामांस्तु गुरूनिहैव
भुञ्जीय भोगान् रुधिरप्रदिग्धान् ॥५॥

न चैतद् विद्मः कतरन् नो गरीयो
यद्वा जयेम यदि वा नो जयेयुः ।
यानेव हत्वा न जिजीविषामः
तेऽवस्थिताः प्रमुखे धार्तराष्ट्राः ॥ ६ ॥

---

१. (व० २) अश्रुपूर्णमुखेक्षणम् ।
५. (व० २) श्रेयश्चर्तुं भैक्ष्यमपीह लोके । श्रेयस्करं भैक्ष्यमपीह लोके ।
(व० ३) नत्वर्थकामस्तु गुरून्निहत्य ।
६. (व० ४) ते न स्थिताः प्रमुखे धार्तराष्ट्राः ।

कार्पण्यदोषोपहतस्वभाव
पृच्छामि त्वा धर्मसमूढचेता ।
यच्छ्रेय स्यान निश्चित ब्रूहि तन् मे
शिष्यस्तेऽह शाधि मा त्वा प्रपन्नम् ॥ ७ ॥
न हि प्रपश्यामि ममापनुद्याद्
यच्छोकमुच्छोपणमिन्द्रियाणाम् ।
अवाप्य भूमावसपत्नमृद्ध
राज्य सुराणामपि चाधिपत्यम् ॥८॥

सजय उवाच ।

एवमुक्त्वा हृषीकेशम् गुडाकेश परतप ।
न योत्स्य इति गोविन्दम् उक्त्वा तूष्णी बभूव ह ॥ ९ ॥
तमुवाच हृषीकेश प्रहसन् इव भारत ।
सेनयोरुभयोर्मध्ये विषीदतमिद वच ॥ १० ॥

श्रीभगवानुवाच ।

अशोच्यानन्वशोचस्त्व प्रज्ञावादाश्च भाषसे ।
गतासूनगतासूश्च नानुशोचन्ति पडिता ॥ ११ ॥

---

८ (અ० २) यच्छोकमुच्छोषणमिन्द्रियाणाम् ।

९ (અ० २) परतप । ચાલુ પાઠ રતા આ પાઠને કેટલીક સારી પોથીઓ પ્રમાણે છે ધનરાષ્ટ્રને અહીં પરતપ કહીને બિરદાવવાનો પ્રસ । નથી ગુડાકશ મતાપવાન્ એવો પાઠ પણ મળે છે

११ શ્રી ભગવાનુવાચ પછી કેટલીક પોથીઓમા આ શ્લોક મળે છે—
त्वं मानुष्येणोपहत न्तरात्मा विषादमोहाभिभवाद्विसंज्ञ ।
कृपागृहीत समवेक्ष्य बन्धूनभिप्रपन्ना मुखमन्तकस्य ।
ગીતાસાર જેવા સગ્રહોમાથી આ તથા બીજા શ્લોકો ઉદ્ધરી ૭૦૦ + ૪૫ = ૭૪૫ ની વિસ્તૃત સંખ્યા બનાવાઈ હોય એમ લાગે છે (અ० १-२) अशोच्यानानुशोचस्त्वं प्राज्ञवन्नाभिभाषसे ।

न त्वेवाहं जातु नासं न त्वं नेमे जनाधिपाः ।
न चैव न भविष्यामः सर्वे वयमतः परम् ॥ १२ ॥
देहिनोऽस्मिन् यथा देहे कौमारं यौवनं जरा ।
तथा देहान्तरप्राप्तिः धीरस्तत्र न मुह्यति ॥ १३ ॥
मात्रास्पर्शास्तु कौन्तेय शीतोष्णसुखदुःखदाः ।
आगमापायिनोऽनित्यास्तांस्तितिक्षस्व भारत ॥ १४ ॥
यं हि न व्यथयन्त्येते पुरुषं पुरुषर्षभ ।
समदुःखसुखं धीरं सोऽमृतत्वाय कल्पते ॥ १५ ॥
नासतो विद्यते भावो नाभावो विद्यते सतः ।
उभयोरपि दृष्टोऽन्तस्त्वनयोस्तत्त्वदर्शिभिः ॥ १६ ॥
अविनाशि तु तद् विद्धि येन सर्वमिदं ततम् ।
विनाशमव्ययस्यास्य न कश्चित् कर्तुमर्हति ॥ १७ ॥
अन्तवन्त इमे देहा नित्यस्योक्ताः शरीरिणः ।
अनाशिनोऽप्रमेयस्य तस्माद् युध्यस्व भारत ॥ १८ ॥
य एनं वेत्ति हन्तारं यश्चैनं मन्यते हतम् ।
उभौ तौ न विजानीतो नायं हन्ति न हन्यते ॥ १९ ॥

---

१३ धीरस्तत्र न मुह्यति । धीरस्तत्र न शोचति ।
१६ स्त्वनयोर्वेदतत्त्वदर्शिभिः ।
१७ (२०४) न किंचित् कर्तुमर्हति ।
१८ (२०१) नित्यस्योक्ताः शरीरिणः ।
१९-२० कठोपनिषदમાં (१ २ १९ १८) આ બે શ્લોક આ રૂપે મળે છે
हन्ता चेन्मन्यते हन्तुं हतश्चेन्मन्यते हतम् ।
उभौ तौ न विजानीतो नायं हन्ति न हन्यते ।
न जायते म्रियते वा विपश्चिन्नायं कुतश्चिन्न बभूव कश्चित् ।
अजो नित्यः शाश्वतोऽयं पुराणो न हन्यते हन्यमाने शरीरे ॥

न जायते म्रियते वा कदाचित्
नाय भूत्वा भविता वा न भूय ।
अजो नित्य शाश्वतोऽय पुराणो
न हन्यते हन्यमाने शरीरे ॥२०॥

वेदाविनाशिन नित्य य एनमजमव्ययम् ।
कथ स पुरुष पार्थ क घातयति हन्ति कम् ॥२१॥

वासासि जीर्णानि यथा विहाय
नवानि गृह्णाति नरोऽपराणि ।
तथा शरीराणि विहाय जीर्णानि
अन्यानि सयाति नवानि देही ॥२२॥

नैन छिन्दन्ति शस्त्राणि नैन दहति पावक ।
न चैन क्लेदयन्त्यापो न शोषयति मारुत ॥२३॥

अच्छेद्योऽयमदाह्योऽयम् अक्लेद्योऽशोष्य एव च ।
नित्य सर्वगत स्थाणु अचलोऽय सनातन ॥२४॥

अव्यक्तोऽयमचिन्त्योऽयम् अविकार्योऽयमुच्यते ।
तस्मादेव विदित्वैन नानुशोचितुमर्हसि ॥ २५ ॥

---

२० (ચ०૨) नाय भूत्वाऽभविता वा न भूय ।
આ પાઠમા બીજા ચરણનો न પહેલા ચરણના म्रियते સાથે જાય અને પછી અર્થ એવો થાય-(અત્યારે) હોઈને હવેથી ન હોય એવો થવાનો નથી (અર્થાત્ પુરાણ અને શાશ્વત છે)

२१ (ચ०૩) कथ स पुरुषव्याघ्र । (ચ०૪) कि घातयति हन्ति कम् ।

२२ (ચ०૪) अन्यानि गृह्णाति नवानि देही ।

२४ (ચ०૩) नित्य सततग स्थाणु । વિષ્ણુસ્મૃતિમા પણ આવા જ શ્લોકમા सततग પાઠ છે જીવને અણુ માનનારાઓને આ પાઠ વિશેષ રુચે

२५ (ચ०૩) तस्मादेव विदित्वैन ।

अथ चैनं नित्यजातं नित्यं वा मन्यसे मृतम् ।
तथापि त्वं महाबाहो नैनं शोचितुमर्हसि ॥ २६ ॥
जातस्य हि ध्रुवो मृत्युः ध्रुवं जन्म मृतस्य च ।
तस्मादपरिहार्येऽर्थे न त्वं शोचितुमर्हसि ॥ २७ ॥
अव्यक्तादीनि भूतानि व्यक्तमध्यानि भारत ।
अव्यक्तनिधनान्येव तत्र का परिदेवना ॥ २८ ॥

आश्चर्यवत् पश्यति कश्चिदेनम्
आश्चर्यवद् वदति तथैव चान्यः ।
आश्चर्यवच्चैनमन्यः शृणोति
श्रुत्वाऽप्येनं वेद न चैव कश्चित् ॥ २९ ॥

देही नित्यमवध्योऽयं देहे सर्वस्य भारत ।
तस्मात् सर्वाणि भूतानि न त्वं शोचितुमर्हसि ॥ ३० ॥
स्वधर्ममपि चावेक्ष्य न विकम्पितुमर्हसि ।
धर्म्याद्धि युद्धाच्छ्रेयोऽन्यत् क्षत्रियस्य न विद्यते ॥ ३१ ॥
यदृच्छया चोपपन्नं स्वर्गद्वारमपावृतम् ।
सुखिनः क्षत्रियाः पार्थ लभन्ते युद्धमीदृशम् ॥ ३२ ॥

---

२६. (ચ૦૪) नैवं शोचितुमर्हसि ।
२७ (ચ૦૧) जातस्य हि ध्रुवं मृत्यु ।
२८ (ચ૦૪) तत्र का परिवेदना । (વિષ્ણુસ્મૃતિ ૨૦–૪૯ માં પણ)
२९. (ચ૦૨) आश्चर्यवद् वदति तथैनमन्य । આ શ્લોક કઠ ઉપનિ-
ષદમાં ૧, ૨, ૭ માં પણ આવે છે
३१ (ચ૦૨) न विकल्पितुमर्हसि ।
३२. (ચ૦૧) यदृच्छया चोपनत ।
(ચ૦૩) सुकृतात् क्षत्रिया पार्थ ।

अथ चेत् त्वमिम धर्म्यं सग्राम न करिष्यसि ।
तत स्वधर्मं कीर्तिं च हित्वा पापमवाप्स्यसि ॥ ३३ ॥

अकीर्ति चापि भूतानि कथयिष्यन्ति तेऽव्ययाम् ।
सभावितस्य चाकीर्ति मरणादतिरिच्यते ॥ ३४ ॥

भयाद् रणादुपरत मस्यन्ते त्वा महारथा ।
येषा च त्व बहुमतो भूत्वा यास्यसि लाघवम् ॥ ३५ ॥

अवाच्यवादाश्च बहून् वदिष्यन्ति तवाहिता ।
निन्दन्तस्तव सामर्थ्यं ततो दु खतर नु किम् ॥ ३६ ॥

हतो वा प्राप्स्यसि स्वर्गं जित्वा वा भोक्ष्यसे महीम् ।
तस्मादुत्तिष्ठ कौन्तेय युद्धाय कृतनिश्चय ॥ ३७ ॥

सुखदु खे समे कृत्वा लाभालाभौ जयाजयौ ।
ततो युद्धाय युज्यस्व नैव पापमवाप्स्यसि ॥ ३८ ॥

एषा तेऽभिहिता साख्ये बुद्धिर्योगे त्विमा शृणु ।
बुद्धया युक्तो यया पार्थ कर्मबन्ध प्रहास्यसि ॥ ३९ ॥

नेहाभिक्रमनाशोऽस्ति प्रत्यवायो न विद्यते ।
स्वल्पमप्यस्य धर्मस्य त्रायते महतो भयात् ॥ ४० ॥

व्यवसायात्मिका बुद्धि एकेह कुरुनन्दन ।
बहुशाखा ह्यनन्ताश्च बुद्धयोऽव्यवसायिनाम् ॥ ४१ ॥

---

३३ (ચ૦૩) तत सुधर्मं कीर्ति च ।
३६ (ચ૦૩) नि॑न्दतस्तव सामर्थ्यं ।
३९ (ચ૦૩) बुद्धया युक्तो यया पार्थ ।
४० (ચ૦૧) नेहातिक्रमनाशोऽस्ति । (અતિક્રમણ કરવાથી નાશ )

यामिमा पुष्पिता वाच प्रवदन्त्यविपश्चितः ।
वेदवादरता पार्थ नान्यदस्तीति वादिनः ॥४२॥

कामात्मान. स्वर्गपरा जन्मकर्मफलप्रदाम् ।
क्रियाविशेषवहुला भोगैश्वर्यगति प्रति ॥४३॥

भोगैश्वर्यप्रसक्ताना तयाऽपहृतचेतसाम् ।
व्यवसायात्मिका बुद्धि· समाधौ न विधीयते ॥४४॥

त्रैगुण्यविपया वेदा निस्त्रैगुण्यो भवार्जुन ।
निर्द्वन्द्वो नित्यसत्त्वस्थो निर्योगक्षेम आत्मवान् ॥४५॥

यावानर्थ उदपाने सर्वतः सप्लुतोदके ।
तावान् सर्वेपु वेदेपु ब्राह्मणस्य विजानत ॥४६॥

कर्मण्येवाधिकारस्ते मा फलेपु कदाचन ।
मा कर्मफलहेतुर्भू मा ते सगोऽस्त्वकर्मणि ॥४७॥

योगस्थ कुरु कर्माणि सग त्यक्त्वा धनजय ।
सिद्ध्यसिद्ध्योः समो भूत्वा समत्व योग उच्यते ॥४८॥

दूरेण ह्यवर कर्म बुद्धियोगाद् धनजय ।
बुद्धौ शरणमन्विच्छ कृपणा फलहेतवः ॥४९॥

---

४२ (ચ૦૨) प्रवदन्ति विपश्चित ।
४३. (ચ૦૨) जन्मकर्मफलेप्सव ।
(ચ૦૩) क्रियाविशेषबहुला ।
४४. (ચ૦૨) तथापहृतचेतसाम् । तयापहृतचेतसाम् । तयापहृतचेतसाम् ।
४८ આ શ્લોક પછી કેટલીક પોથીઓ નીચેનો શ્લોક ઉમેરે છે—
यस्य सर्वे समारम्भा निराशीर्बन्धनास्त्विह ।
त्यागे यस्य हुत सर्व स त्यागी स च बुद्धिमान् ॥
(બ્રાહ્મણ-વ્યાધ સંવાદ, આરણ્યક પર્વ, ૨૦૩ ૪૩ નો આ પાઠ છે)

बुद्धियुक्तो जहातीह उभे सुकृतदुष्कृते ।
तस्माद् योगाय युज्यस्व योगः कर्मसु कौशलम् ॥ ५० ॥
कर्मजं बुद्धियुक्ता हि फलं त्यक्त्वा मनीषिणः ।
जन्मबन्धविनिर्मुक्ताः पदं गच्छन्त्यनामयम् ॥ ५१ ॥
यदा ते मोहकलिलं बुद्धिर्व्यतितरिष्यति ।
तदा गन्तासि निर्वेदं श्रोतव्यस्य श्रुतस्य च ॥ ५२ ॥
श्रुतिविप्रतिपन्ना ते यदा स्थास्यति निश्चला ।
समाधावचला बुद्धिः तदा योगमवाप्स्यसि ॥ ५३ ॥

अर्जुन उवाच ।

स्थितप्रज्ञस्य का भाषा समाधिस्थस्य केशव ।
स्थितधीः किं प्रभाषेत किमासीत व्रजेत किम् ॥ ५४ ॥

श्रीभगवानुवाच ।

प्रजहाति यदा कामान् सर्वान् पार्थ मनोगतान् ।
आत्मन्येवात्मना तुष्टः स्थितप्रज्ञस्तदोच्यते ॥ ५५ ॥
दुःखेष्वनुद्विग्नमनाः सुखेषु विगतस्पृहः ।
वीतरागभयक्रोधः स्थितधीर्मुनिरुच्यते ॥ ५६ ॥
यः सर्वत्रानभिस्नेहः तत् तत् प्राप्य शुभाशुभम् ।
नाभिनन्दति न द्वेष्टि तस्य प्रज्ञा प्रतिष्ठिता ॥ ५७ ॥

---

५१. (च०३) कर्मबन्धविनिर्मुक्ता । जन्मकर्मविनिर्मुक्ता ।
५३ (च०२) यदा स्थास्यति निश्चिता । यदा स्थास्यते निश्चला ।
५४ શારદા અને કાશ્મીરી પોથીઓમાં સ્થિતપ્રજ્ઞ ને બદલે બધે સ્થિતધી આવે છે કદાચ તે લિપિમાં ત અને દ સરખા હોય છે તે કારણે હશે (च०४) किमासीत व्रजेच्च किम् ।
५५. કેટલીક પોથીઓ શ્રીકૃષ્ણ ઉવાચ એમ આપે છે
(च०१) यदा संहरते कामान् ।
(च०२) सर्वान् पार्थ मनोगतान् ।

यदा संहरते चायं कूर्मोऽङ्गानीव सर्वशः ।
इन्द्रियाणीन्द्रियार्थेभ्यः तस्य प्रज्ञा प्रतिष्ठिता ॥५८॥
विषया विनिवर्तन्ते निराहारस्य देहिनः ।
रसवर्जं रसोऽप्यस्य परं दृष्ट्वा निवर्तते ॥५९॥
यततो ह्यपि कौन्तेय पुरुषस्य विपश्चितः ।
इन्द्रियाणि प्रमाथीनि हरन्ति प्रसभ मनः ॥६०॥
तानि सर्वाणि संयम्य युक्त आसीत मत्परः ।
वशे हि यस्येन्द्रियाणि तस्य प्रज्ञा प्रतिष्ठिता ॥६१॥
ध्यायतो विषयान् पुंसः संगस्तेषूपजायते ।
संगात् संजायते कामः कामात् क्रोधोऽभिजायते ॥६२॥
क्रोधाद् भवति समोहः संमोहात् स्मृतिविभ्रम ।
स्मृतिभ्रंशाद् बुद्धिनाशो बुद्धिनाशात् प्रणश्यति ॥६३॥

---

૫૯. આ શ્લોકની પછી એક પોથીમા નીચેનો શ્લોક આવે છે—

जिह्वोपस्थनिमित्त हि प्रवृत्ति सर्वदेहिनाम् ।
तस्मादमित्रवद् पश्येज्जिह्वोपस्थौ विचक्षणः ॥

(પણ આ ઉમેરો ૫૯મા શ્લોકમાના निराहार શબ્દને માત્ર આહાર = અન્ન એવો અર્થ સમજવામાથી ઊભો થયો છે જોકે, શ્રીધર અને મધ્વ પણ એ જ અર્થ લે છે મધ્વ તો 'ભાગવત'નો ૧૧-૮-૨૦ શ્લોક પણ ટાકે છે—

इन्द्रियाणि जयन्त्याशु निराहारा मनीषिण ।
वर्जयित्वा तु रसन, तन्निरन्नस्य वर्धते ॥

૬૦. (ચ૦ ૨) पुरुषस्याविपश्चित ।

૬૧. (ચ૦ ૨) यत आसीत मत्पर । युक्त आसीत तत्पर ।

तत्परः એવો કાશ્મીરી પાઠ એ રીતે સુસંગત છે કે, શ્રીકૃષ્ણ અત્યારથી પોતાને પરમાત્મા તરીકે અચાનક રજૂ શાના કરે? એ રજૂઆત તો અર્જુનના પ્રશ્ન ૪, ૪ પછી જ યોગ્ય ગણાય तत्पर નો સામાન્ય અર્થ જાગ્રત-સાવધાન ન લેવો હોય, તો ૨-૧૭મા આવેલ तद् અવિનાશી તત્ત્વ, येन सर्वम् इद ततम्—એનુ ધ્યાન અભિપ્રેત ગણાય.

रागद्वेषवियुक्तैस्तु विषयानिन्द्रियैश्चरन् ।
आत्मवश्यैर्विधेयात्मा प्रसादमधिगच्छति ॥ ६४॥

प्रसादे सर्वदु खाना हानिरस्योपजायते ।
प्रसन्नचेतसो ह्याशु बुद्धि पर्यवतिष्ठते ॥ ६५॥

नास्ति बुद्धिरयुक्तस्य न चायुक्तस्य भावना ।
न चाभावयत शान्ति अशान्तस्य कुत सुखम् ॥ ६६॥

इन्द्रियाणा हि चरता यन्मनोऽनुविधीयते ।
तदस्य हरति प्रज्ञा वायुर्नावमिवाम्भसि ॥ ६७॥

तस्माद् यस्य महाबाहो निगृहीतानि सर्वश ।
इन्द्रियाणीन्द्रियार्थेभ्य तस्य प्रज्ञा प्रतिष्ठिता ॥ ६८॥

या निशा सर्वभूताना तस्या जागर्ति सयमी ।
यस्या जाग्रति भूतानि सा निशा पश्यतो मुने ॥ ६९॥

आपूर्यमाणम् अचलप्रतिष्ठम्
समुद्रमाप प्रविशन्ति यद्वत् ।
तद्वत् कामा य प्रविशन्ति सर्वे
स शान्तिमाप्नोति न कामकामी ॥७०॥

विहाय कामान् य सर्वान् पुमाश्चरति नि स्पृह ।
निर्ममो निरहकार स शान्तिमधिगच्छति ॥ ७१॥

एषा ब्राह्मी स्थिति पार्थ नैना प्राप्य विमुह्यति ।
स्थित्वाऽस्यामन्तकालेऽपि ब्रह्मनिर्वाणमृच्छति ॥७२॥

इति श्रीमद्भगवद्गीतासु उपनिषत्सु ब्रह्मविद्याया योगशास्त्र
श्रीकृष्णार्जुनसवादे साख्ययोगो नाम द्वितीयोऽध्याय ॥ २॥

---

(10) ७२ (व० ४) ब्रह्मनिर्वाणमृच्छति ।
सं०भा०सि०, ख्ययोग नाम इन्द्रियसंयमयोग नाम स्मृतिक० नाम (द्वितीयोऽध्याय०)

